# સ્વામી રામતીર્થનું

# જીવનચરિત્ર.

# સ્વામી રામતીર્થનું જીવનચરિત્ર.

અનુવાદકઃ—ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.

પ્રકાશકઃ—નટવરલાલ શંકરલાલ મ્હેતા,

વિવેકાનંદ મુદ્રણાલય—ખાડીઆ,

અમદાવાદ.

પ્રથમ સંસ્કરણ.

૧૯૨૪

મૂલ્ય, રૂ. ૩—૦—૦.

## સસ્નેહ સમર્પણ

# મારા પૂજ્ય પિતાશ્રીને

**સ્વ૦ શંકરલાલ અચરતલાલ મહેતા.**



જન્મ સં. ૧૯૦૦      સ્વર્ગવાસ સં. ૧૯૭૨

**પ્રકાશક.**



વિવેકાનંદ મુદ્રણાલય, ખાડીઆ—**અમદાવાદ.**

# પ્રકાશકનું નિવેદન.

" Side by side on our shelf with the books of any another we really care for, a place should certainly be made for some well-chosen account of his .

**વિલીયમ હેનરી હડસન**

**સ્વામી** રામતીર્થનું નામ ગુજરાતની પ્રજામાં અજાણ્યું નથી. સમગ્ર ભારતવર્ષ અરે ! અમેરીકા જેના પ્રભાવથી અંજાઇ ગયું હતું, એ મહા સમર્થ પુરૂષનું સંપૂર્ણ જીવનચરિત્ર ગુર્જર વાંચકવૃંદને સાદર કરતા, અમે અમારૂં અહોભાગ્ય માનીએ છીએ.

'સસ્તુંસાહિત્ય' ની સેવાના ફળરૂપ સ્વામીજીના ઉપદેશો અને વ્યાખ્યાનોથી આપણાં હૃદયો વિકસીત બન્યાં છે. પણ તે વકતૃત્વ સ્ત્રોત-તે નિર્મળ અભિઝરણું જે પ્રદેશમાથી વહ્યું છે તેનું સંપૂર્ણ જ્ઞાન આપણને નથી. આ પુસ્તક પ્રગટ કરવામાં અમારૂં મુખ્ય ધ્યેય એ પ્રદેશ પર પ્રકાશ પાડવાનું છે.

આ મહા પુરૂષનું જીવનચરિત્ર પ્રસિદ્ધ કરવાનું બીજું પ્રયોજન, તેમને આપણે આદર્શ-નમુના તરીકે લઈ, અનુકરણ કરીએ, એ છે. પ્રાકૃત વર્ગ મહાપુરૂષોનાં કાર્યોનું અનુકરણ કરી પોતાના જીવનને સુધારે છે. ગીતાજીમાં કૃષ્ણ ભગવાન કહે છે કેઃ-

**यद्यदाचरति श्रेष्ठ स्तत्तदेवे तरोजनः ।**
**स यत् प्रमाणं कुरुते लोकस्तदनु वर्तते ॥**

તેઓના મહત્ કૃત્યો તથા ઉંચા મનોભાવ જાણ્યાથી માણસ પોતાના ઉંચા કર્તવ્યો સમજે છે. તેના અભાવે તે ક્ષુદ્ર પ્રવૃત્તિઓમાજ રત રહે છે, અને તેને ઉન્નત જીવનનો ખ્યાલ પણ આવતો.

રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતાએ શ્રીયુત ભાવેના મરાઠી પુસ્તકનો અનુવાદ કરી આપી અમને સહાય કરી છે, તે માટે તેમનો તથા મૂળ લેખક મહાશયનો અમે આભાર માનીએ છીએ.

અમે આશા રાખીએ છીએ કે ગુર્જર પ્રજા આ પુસ્તકને વધાવી લેશે અને અમને પ્રોત્સાહન આપશે.

ખાડિઆ,
અમદાવાદ. } નટવરલાલ શંકરલાલ મ્હેતા.

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.



## ભાગ ૨ જો.



## ભાગ ૩ જો.





ॐ श्री गुरवे नमः

# स्वामी रामतीर्थनुं जीवन चरित्र.

## ભાગ ૧.

## પ્રકરણ ૧.

### વંશ પરિચય-બાલ્યાવસ્થા

सर्व भूतेषु यः पश्यतेद्भगवद्भावमात्मनः
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ।
( श्री. भा. स्कं. ११ )

રાષ્ટ્રની ઉન્નતિ થવા માટે રાષ્ટ્રનું ચૈતન્ય જાગૃત થવું જોઇએ. ચૈતન્ય જાગૃતિ માટે રાષ્ટ્રનાં સદ્‌ગુણ, સત્વ અને શીલતાનો સત્વર વિકાસ થવા માંડે છે, એવા પ્રકારનો વિકાસ કરવા માટે સદ્‌ગુણ, સત્વ અને શીલતા જે મનુષ્યમાં ઓતપ્રોત ભરેલાં હોય છે, કિંબહુના જે મનુષ્ય તેની સાક્ષાત્ મૂર્તિજ હોય છે એવા સ્વયં પ્રકાશ, અને ઓજસ્વી મહાત્માઓની આવશ્યક્તા હોય છે. એવા મહાત્માઓ ઇશ્વરી નિયમાનુસારજ ઉપન્ન થાય છે. તેઓ વ્યક્તિગત ક્ષુદ્ર સ્વાર્થને દુર કરી મરણ પર્યંત જગત્-ઉદ્ધારનું ઉચ્ચ ધ્યેય દૃષ્ટિ સમક્ષ સ્થાપન કરી પોતાનાજ ઉદાહરણ દ્વારા સર્વ મનુષ્યોના માર્ગદર્શક બને છે. પોતાના અમોઘ સામર્થ્યનો વિદ્યુત્ દીપક અખંડ પ્રકાશિત રાખવાથી આંધળાને સુદ્ધાં તેમના જ્ઞાનદીપકથી માહિતી આપે છે. અને પ્રસંગ આવતાં જ સમાજ રૂપી આગગાડીના ડબ્બાઓને એંજિનની પેઠે અભ્યુદય નિઃશ્રેય-માર્ગ પર સુરક્ષિતપણે સપાટાબંધ લાવી મૂકે છે.

એવા પ્રકારના મહાત્માઓને જન્મ આપનાર જનનીને અને ભૂમિને વિશેષ પ્રેમ અને આનંદ પૂર્વક " વંદેમાતરમ્ " કહેવું પડે છે. અધ્યાત્મ-વિદ્યાની ખાણ રૂપ પુણ્ય પવિત્ર ભારત ભૂમિનેજ " વંન્દેમાતરમ્ " કહેવ-ડાવવાનું શ્રેય પ્રાપ્ત થયું છે, એજ ઇશ્વરની કૃપા એવા મહાત્માઓ ધર્મ-ગ્લાની સમયેજ ઉદય પામે છે અને તેમના જન્મ કારણને પોષક એવું વાતાવરણ ઉત્પન્ન કરનારી કેટલીક વિભૂતિયો પણ જન્મ પામી " મહાત્માનું ભાવી કાર્ય સુન્દરરૂપે પરિચલિત થાય એવો જ તેઓ સતત્ ઉદ્યોગ કરે છે,

એવું પૂર્વે કહેવામાં આવ્યું છે. " સ્વામી રામ " એ એવી વિભૂતિઓ પૈકીના હોવાથી તેમણે કંઇક એવું અલૌકિક કાર્ય કરી બતાવ્યું છે કે: જેથી પરિણામે જન સમાજની પ્રચલિત-મનઃ સ્થિતિમાં મ્હોટો ફેરફાર થઇ ગયો છે એમાં અતિશયોક્તિ નથી.

વૈદિક ધર્મમાં **जगतः स्थिति कारणं साक्षादभ्युदयनिःश्रेयस हेतुर्यः स धर्मः** આ પ્રમાણે ધર્મની વ્યાખ્યા કરી છે. જે જે સમયે એ વ્યાખ્યાથી વિરૂદ્ધ સ્થિતિ થઇ વાતાવરણ ધર્મ ભ્રષ્ટ થાયછે, તે સમયે ધર્મની વિખરાયલી ઘડી પુનઃ વ્યવસ્થિત કરવા અને તેની વિરૂદ્ધના વાતાવરણનો પરાજય કરવા માટે જ ભારત ભૂમિમાં એવા મહાત્માઓએ જન્મ ગ્રહણ કર્યો છે. વેદના સમયથી આજ પર્યંતનો ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે.

પૂર્વનાં ઉજ્જવલ જ્ઞાનરવિનાં કિરણો જેના ઉપર પડયાં નહતાં એવી પશ્ચિમની આર્ય-કારણકે પાશ્ચિમાત્ય પ્રજા પોતાને આર્યોની મૂળ શાખામાંથી ઉત્પન્ન થયલા માને છે તેથી તે-પ્રજાએ જે સંસ્કૃતિની ઇમારત, ગયા શતકમાં જડવિજ્ઞાનના * પાયા ઉપર રચી હતી તેને લીધે જ ઐહિક સુખ ભોગ-લાલસા વૃદ્ધિ પામતી ગઇ તેથી જન સમાજ સત્ય સુખ જાણવાથી વિમુખ રહ્યો હતો. સર્વ જનસમાજ " લક્ષ્મી " માતાની જ પ્રદક્ષિણા કરવા લાગ્યો. સારાંશ એ છે કે જનસમુહ ઉચ્ચ પ્રકારના શ્રેયસૂથી દૂર થવા લાગ્યો હતો. તે સંસ્કૃતિના વાયુ મંડળનો પ્રચંડ પ્રવાહ ભારતભૂમિ પર જુસ્સાબંધ વહેવા લાગ્યો હતો એટલુંજ નહિં પણ તે સંસ્કૃતિનું વાયુ મંડળ ઉત્પન્ન કરવાનો પણ લૉર્ડ વિલિયમ બૅન્ટિક ( ઇ. સ. ૧૮૨૮-૩૬ ) ના પથ્યકર સુધારાએ પ્રારંભ કર્યો હતો. એવી સંસ્કૃતિના મુખ્ય સિદ્ધાંત બે છે:-

(૧) વ્યક્તિ વિષયક સુખની સમૃદ્ધિ કરવી એજ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે, અને

(૨) નૈસર્ગિક શક્તિનો પરાજય કર્યાથીજ સર્વસ્વ સુખ પ્રાપ્ત થશે. આગગાડીઓ અને તારયંત્રો ઇત્યાદિ ભૌતિક સુધારણા અને તેને લગતાં દળવા ખાંડવાનાં સાધનો અને વ્યાપારની અતિશય વૃદ્ધિ થવાથી જેમ બાહ્ય ક્રાંતિ થઇછે તેજ પ્રમાણે અંતઃ ક્રાંતિ પણ થઈ. એ સંસ્કૃતિનો પ્રભાવ પ્રથમતઃ ઉત્તર હિંદુસ્તાન ઉપર વિશેષ થયો. એનો પુરાવો, સંસ્કૃતિયુક્ત જન મનની ધાર્મિક-શ્રદ્ધા અને સ્વાભિમાન તદન નષ્ટ થઇ પ્રત્યેક ભારતીય વિષયોનું પાશ્ચાત્ય સ્વરૂપમાં રૂપાંતર કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, અને

*અંગ્રેજીમાં જેને "Science" કહે છે તેની સર્વ શોધ-ખોળને " આધિભૌતિક " એવું તદ્દન ખોટું વિશેષણ આપવામાં આવે છે, તેને " આધિ દૈવિક આવિષ્કાર " કહેવું જોઇએ. કારણકે " આધિભૌતિક " તો રાજકીય સામાજિક અને નૈતિક વ્યવસ્થા-નિયમને જ કહી શકાય. ( વૈદિક ધર્મ ).

ધર્મ, ન્યાય, નીતિ, સમાજ રચના, ઇત્યાદિ સંબંધી આપણી ભાવનાઓ બદલાઈ ગઈ, પરંતુ એ સંસ્કૃતિનો પરિચય જેમ જેમ વૃદ્ધિ પામતો ગયો, તેમના વાઙ્મયમાંથી કેટલાક સમાજ–વિધ્વંસક અને ક્રાંતિકારક તત્વોનું જ્ઞાન જેમ જેમ પ્રાપ્ત થતું ગયું તેમ તેમ સંસ્કૃતિનું દુષ્પરિણામ લક્ષમાં આવવા લાગ્યું; અને આર્ય સંસ્કૃતિ પ્રત્યે આત્મ–વિશ્વાસ ઉત્પન્ન થઈ પોતાની સંસ્કૃતિના અભ્યાસ મનનની સાથેજ તે અંધ–વિશ્વાસ દુર થતો ગયો. એવો આત્મ–વિશ્વાસ, આત્મ–શ્રદ્ધા, વૃદ્ધિ–ગત કરનાર વાયુ મંડળ ઉત્પન્ન કરનાર, તે અધાર્મિક સંસ્કૃતિનો પ્રવાહ રોકી દઈ તેને ઉર્ધ્વ ગતિમાં મૂકી દેનાર અધિકારી મહાત્માઓ જન્મ પામ્યા. તેમણે જે વિચાર પ્રણાલિકા રાષ્ટ્રિય મનમાં અને પર્યાય ક્રમે જગતના સમષ્ટિ રૂપી મનમાં દૃઢ કરી દીધી, તેમાં પણ મૂખ્ય સિદ્ધાંત બેજ છે:—

(૧) નૈસર્ગિક–શક્તિ (Nature) નો પરાજય કરવાની ધૂનમાં આપણેજ તેના દાસ બન્યા. આપણું સ્વાતંત્ર્ય આપણેજ ગુમાવ્યું. અને (૨) સુખનું કેન્દ્ર, સુખનું ઉદય–સ્થાન, સુખનો અખંડ ઝરો, બહાર ક્યાંય પણ નથી, તે તો અંતર્યામીજ છે, તે તો અંદરજ છે. તેથી તે વસ્તુ મનુષ્ય માત્રને, વ્યક્તિત્વનો અર્થાત્ ક્ષુદ્ર અહંકારનો સંપૂર્ણ ત્યાગ કરી, વ્યક્તિત્વનો વિકાસ વિશ્વ–આત્મતત્વમાં કર્યાથીજ પ્રાપ્ત થશે.

ઉપરોક્ત કલ્પના, આનંદને પ્રસરાવનાર વાતાવરણ ઉત્પન્ન કરીને પાશ્ચાત્ય સંસ્કૃતિરૂપી દુર્ગંધથી દૂષિત થયેલા રાષ્ટ્રીય મનમાં આપણા સુગંધી–વાતાવરણના ફુવારા વહેવડાવી, ત્યાંનો વાયુ જેમણે વિશુદ્ધ કર્યો અને પૂર્વનું ખોટું અને પશ્ચિમનુંજ ખરૂં એવું ભૂત દૂર કરી પૂર્વનુંજ પ્રાચીન અને સત્ય જેમણે સમજાવ્યું એવા મહાત્માઓના અધ્વર્યુ **ભગવાન રામકૃષ્ણ પરમહંસજ હતા.** આ સમયે પૂર્વ–સંસ્કૃતિનું અભિમાન રાખી અપવિત્ર વાતાવરણને વિશુદ્ધ કરવાના કાર્યમાં સહાયતા કરનારા બીજાં પણ કેટલાંક મનુષ્યો હતા તથાપિ **ભગવાન રામકૃષ્ણ પરમહંસનાં** બોધ વચનો અને કીર્તિ, ભરતભૂમિને પેલે પાર પર્યંત પહોંચી ગઇ છે. એ ઇશ્વરાવતારના પટ્ટશિષ્ય **સ્વામી વિવેકાનંદજીએ** તેમના વિચારનો પ્રસાર અમેરીકા * પર્યંત કર્યો. અને વેદાન્તનો અભ્યાસ કરવા તરફ તેમની પ્રવૃત્તિ વાળી દીધી તે પછી પોતાના પ્રભાવ વડે અને વિશ્વવ્યાપી પ્રેમ વડે જાપાન, ઇગ્લેંડ, અમેરિકા, ઇજીપ્ત ઇત્યાદિ દેશોને ચકિત કરી નાંખી **ભગવાન રામકૃષ્ણ** પ્રણિત **વિવેકાનંદી**

---

* વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનંદજીના ગુરૂબંધુઓ સ્વામી પ્રેમાનંદ, સ્વામી પ્રકાશાનંદ વગેરે હજી પણ અમેરિકા–નિવાસ ત્યાં આપણા સનાતન ધર્મનો પ્રચાર કરી રહ્યા છે. તેના પ્રતાપેજ અનેક અમેરિકનોએ પોતાનાં નામ ત્યજી દઈ શીવાનંદ, આત્માનંદ, બ્રહ્માનંદ વગેરે નામ ધારણ કર્યાં છે.

ટીકાનો "યુગધર્મ" પોતાનાજ દૃષ્ટાંતથી સુલભ અને સુબોધકરૂપે દર્શાવી. જડ વિજ્ઞાન અને વેદાન્ત, એ બન્નેમાં જણાતો વિરોધભાવ મિથ્યા છે. કિંબહુના વેદાન્ત સિવાય જડવિજ્ઞાનની પરિપૂર્ણતા થવી અશક્યછે, એવી તેમણે ખાત્રી કરી આપી તે (અમેરિકનો)ની સંશય-ગ્રંથી જેણે છિન્ન ભિન્ન કરી નાંખી તે અસામાન્ય વિભૂતિ **પરમહંસ સ્વામી રામતીર્થ** હતા. એ અદ્વિતીય મહાત્માનું ચરિત્ર યથામતિ, તેમના દાસાનુદાસની ચરણ-સેવા કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છાથી, તેમજ બદ્ધ અને પાશ્ચાત્ય-સંસ્કૃતિ-દ્વારા દગ્ધ થયેલા મનને અચુક ગુણકારી "બામ" ચોપડવાની સંધિ પ્રાપ્ત કરવાની ધારણાથીજ આ ગ્રંથરૂપે સેવા-કાર્ય સાદર કરવામાં આવે છે.

પરમેશ્વરની અકળિત લીલા આશ્ચર્યકારક-અતર્ક્ય છે, કારણ કે અલૌકિક વિભૂતિનો જન્મ થતાં પહેલાંજ તેમજ જન્મ થયા પછી સત્વર તેમના કાર્યમાં સહાયતા કરનારા સભાસદો પણ જન્મ પામે છે. આ કથનની યથાર્થતા, પાછલાં પચાસ-સાઠ વર્ષના ઉત્તર હિંદુસ્થાનના ઇતિહાસ પ્રત્યે દૃષ્ટિપાત કર્યાથી સાબિત થશે. એ સમયમાં ભારતિય સંસ્કૃતિનું અભિમાન છોડ્યા સિવાય, પાશ્ચાત્ય પ્રજાએ સંપાદન કરેલા જ્ઞાનનો યોગ્ય લાભ પ્રાપ્ત કરવો અને કાલ તથા પરિસ્થિતિને અનુસરી સમાજ રચના કાર્યમાં યોગ્ય સુધારણા કરવી, તેમજ વેદાન્તના પાયા પર ઉભા રહી આત્મોન્નતિ સાધ્ય કરવી, **वसुधैव कुटुम्बकम्** એ વૃત્તિ જન સમાજમાં જાગૃત કરવા માટે પોતાનુંજ ઉદાહરણ લોક સમક્ષ સાદર કરી આત્મોદ્ધાર અને જગતઉદ્ધાર, એ પ્રમાણે બે કાર્ય સ્વામી વિવેકાનંદજી અને સ્વામી રામતીર્થજીએ કર્યાં, તેની સહાયતા કરવા માટે અને તે ભવિષ્યમાં ચાલુ રાખવા માટે સમર્થ મનુષ્યોએ ઇશ્વરી યોજના પ્રમાણે જન્મ ગ્રહણ કર્યો હતો. એ મનુષ્યોમાં પંડિત મદનમોહન માલવીય (જન્મ સન ૧૮૬૧), લાલા હંસરાજ (જન્મ સન ૧૮૬૧), રવીન્દ્રનાથ ટાગોર (જન્મ સન ૧૮૬૧) સ્વામી વિવેકાનંદજી (જન્મ સન ૧૮૬૨) અને લાલા લજપતરાય (જન્મ સન ૧૮૬૫) મહાત્મા ગાંધીજી (જન્મ સન ૧૮૬૯) યોગીન્દ્ર બાબુ અરવિંદ ઘોષ (જન્મ સન ૧૮૭૨), એ મહાપુરૂષોના નામ ચળકી રહ્યાં છે. એ ઉપરાંત બીજા પણ કેટલાક મહાત્માઓએ સ્વામિજીના ભાવી કાર્યને પોષક થઇ પડે એવુંજ વાતાવરણ ઉત્પન્ન કર્યું હતું.

સંત તુકારામ મહારાજે કહ્યું છે કે: શુદ્ધ બિજના ગર્ભમાં રસાળ ફળોજ સમાયલાં હોય છે. એકનાથ, જ્ઞાનદેવ, નામદેવ, રામદાસ, રામકૃષ્ણ પરમ હંસ વગેરે સંત પુરૂષોના જન્મ સંબંધી તુકારામજીનું કથન સર્વાંશે સત્ય જણાય છે. એ સર્વના પૂર્વપિતા, પિતામહ વગેરે વડિલોની ઇશ્વર ભક્તિ, પવિત્રતા, ઋજુતા, દયાલુતા, સાદાઇ સરલતા, વગેરે સદ્દગુણ લોક પ્રસિદ્ધ છે, એ ઉપરથી વંશાનુક્રમે પાવિત્ર્યનું મહત્વ સહજે લક્ષમાં આવશે. પૂર્વ

વંશજોની પવિત્રતા અને ઇશ્વરભક્તિ પોતાનાં બાળકોમાં ઉતરે છે, એ તદ્દનસત્ય છે. **સ્વામી રામતીર્થજીનો** જન્મ પણ એવાજ પવિત્ર બ્રાહ્મણ કુલમા થયો હતો. વસિષ્ટ ગોત્રોત્પન્ન, વાલ્મીકીનો અવતાર અને પ્રભુ રામચંદ્રનો નિઃસીમ ભક્ત. અને હિંદી રામાયણના કર્ત્તા ગોસ્વામી તુલસીદાસજીના કુલમાં તેમનો જન્મ થયો હતો. રામતીર્થજીના જન્મથી તેમના પ્રાચીન કુળનું ગૌરવ વિશેષ વૃદ્ધિ પામ્યું. મંજાબમાં ગુજરાનવાલા જિલ્લામાં "મુરલીવાલા" નામક એક ન્હાનુ ગામડુ છે. ત્યાં સંવત ૧૯૩૦માં દિવાળીને બીજે દિવસે, તા. ૨૨, અક્ટોબર સને ૧૮૭૩, બુધવાર, મીન લગ્નમાં ગુંસાઇ રામલાલજીનો જન્મ થયો. તુલસીદાસજી પવિત્ર કુળમાં સ્વામી રામતીર્થનો જન્મ થયો હતો, એટલું જ નહિ પણ તેઓ તુલસીદાસજીનું ભક્તિમય અંતઃકરણ પરમેશ્વર પ્રાપ્તિની તીવ્ર ઇચ્છા, દ્રઢ નિશ્ચય અને કવિત્વ, એ સર્વનું પ્રતિબિંબ **સ્વામી રામમાં** પૂર્ણપણે ઉતરેલું જણાતું હતું.

રામતીર્થજીના પિતાનું નામ **હિરાનંદ** હતું. તેમનો સ્વભાવ ઘણો સરલ હતો. બિચારા પિતા પેશાવર અને સ્વાતમાં નિવાસ કરી ત્યાંના બ્રાહ્મણોનું ઉપાધ્યાયપણું કરી પોતાનો ગૃહસંસાર નિભાવતા હતા. રામતીર્થજીના દાદા ( માતાના પિતા )જ્યોતિષ શાસ્ત્રમાં નિપુણ હતા. તેમને હસ્તે પોતાની પુત્રીના સંસારને કાંઇ સહાયતા નહિં થઇ હોય એમ નથી પરંતુ તે સંબંધ કાંઇકિ જૂદોજ હતો. એકંદર રીતે કહીએ તો તેઓ ઘરના ઘણા ગરીબ હતા પરંતુ ગરીબીની યોગ્યતા કાંઈ ઓછી નથી. કારણ કે કુંતી માતા સમાન સ્ત્રી પણ ભગવાન શ્રીકૃષ્ણ પાસે "**विपदः संतु नः शश्वत्।**" એવી માગણી કરે છે. તેમજ કેટલા કવિઓ Sweet are the uses of adversity-(Grey) આવીભાષામાં ગરીબાઇના યશોગાન ગાય છે. ગમે તેમ પણ **ગરીબાઇ એ શ્રીમંતાઈના શિક્ષણની એક શાળા છે.** શ્રીમંત થવું હોય તેણે ગરીબાઈ ભોગવવી જોઇએ. ગરીબાઈમાં પડતાં દુઃખો, તિરસ્કાર વગેરે પ્રતિકૂળતાઓનો અનુભવ લેવો જોઇએ, તોજ શ્રીમંતાઇ વખતે ગરીબાઈનું મૂલ્ય અંકાય.

પોતાના દૌહિત્રનું જન્મવૃત્તાન્ત સાંભળ્યા પછી તેમણે જન્મ પત્રિકા તૈયાર કરવાની શરૂઆત કરી. જન્મકુંડલી તૈયાર થતાંજ પ્રેમળ વૃદ્ધ દાદાજીના નેત્રમાં જળજળીયાં ભરાઈ આવ્યાં પરંતુ બીજી ક્ષણેજ તેમના મુખ ઉપરથી દુઃખ દૂર થયું અને તેને સ્થળે આનંદની છટા પ્રસરી રહી પરસ્પર મનોવિકાર કારણ પૂછતાંજ તેમણે કહ્યું: "મ્હને અશ્રુપાત થયો તેનું કારણ એ છે કે: આ બાલક એવા મુહુર્તમાં જન્મ્યો છે કે: તે પોતે જીવશે નહિં અથવા તેની માતાને જીવવા દેશે નહિં. વળી મ્હને હાસ્ય થયું તેનું કારણ એ છે કે:

કદાચિત્ બાળક જીવતો રહેશે તો તે મહાન્ કુલોદ્ધારક થશે, એટલું જ નહિ પણ તે એવો મહાત્મા થશે કે જેથી સર્વ જગતને પોતાના તેજસ્વીપણાને લીધેજ તેજસ્વી બનાવી દીપાવશે."

તથાપિ "ઇશ્વરેચ્છા બલિયસી" હોવાથી ભારતવર્ષના અને જગતના સુદૈવને લીધે-પરંતુ રામતીર્થના અને તેમની માતાના દુર્દૈવને લીધે-રામ માતા સ્વર્ગવાસી થયાં! માતાનું દુર્દૈવ કહેવાનું કારણ એ છે કે; જેના હસ્તમાં પારણાની દોરી છે, જે બાલસ્વભાવને ઉન્નત અથવા અવનત કરી શકે છે, જે રાષ્ટ્રને ઉદયોન્મુખ કરી શકે છે, જેના સ્ફુર્તિદાયક શિક્ષણથી બાળકો કૃષ્ણ અથવા ખ્રિસ્ત જેવાં થઇ શકે છે, એવું ઉચ્ચ માતૃપદ તીર્થરામજી ( રામતીર્થનું જન્મ નામ તીર્થરામ હતું. ) મ્હોટા થયા ત્યાંસુધી તેમની માતાએ ભોગવ્યું હોત અને તેમણે પોતાના પુત્રરત્નના યશોદુંદુભી સાંભળ્યાં હોત તો તેથી તેમને પોતાનું મહદ્ભાગ્ય સમજાત.

માતાના સ્વર્ગવાસથી બાળક તીર્થરામને માતાના દુધનો દુષ્કાળ પડ્યો પરંતુ ગાય માતાએ તેમને પોતાના દુધ વડે જીવાડયા કહો કે બચાવ્યા. હિરાનંદજી સ્વભાવે બ્હીકણુ હોય એમ જણાય છે, કારણ કે તેમનાં પત્ની સ્વર્ગવાસ થયાં તે પ્રસંગે તેઓ જરાક ગભરાયા ખરા, તથાપિ તીર્થરામજીના માતામહ-જ્યોતિષિજીએ અતિશય પ્રેમ અને યત્નપૂર્વક તેમનું પાલનપોષણ કર્યું તેથી તેમને ધૈર્ય મળ્યું. સદાચાર, ચારિત્ર્ય અને ભક્તિ, એ ત્રણ સદ્ગુણનું એક સર્વોત્તમ ઉદાહરણ, તે જ્યોતિષિજી હતા, તેથીજ તેમના સર્વ સદ્ગુણનું પરિણામ તીર્થરામજી ઉપર થયા સિવાય રહ્યું નહિ. તીર્થરામજીના સ્મૃતિ પટલમાંની શ્રદ્ધા, ભક્તિ અને સદાચાર વગેરે સદ્ગુણોનાં દ્વાર ઉઘાડવા માટે તેમનાં દાદાના સદ્ગુણોએ ખાત્રીપૂર્વક સહાયતા કરેલી હોવી જોઇએ.

## પુત્રના લક્ષણ પારણામાંથી

જણાય છે તે તદ્દન સત્ય છે. તીર્થરામજીના દાદા જ્યાં જ્યાં વિચરતા ત્યાં તેઓ તેમને પોતાના પુત્રની પેઠે સાથે લઈ જતા. એમ હોવાથી દેવદર્શને જતી વખત, અને જ્યાં મહાભારત, ભાગવત, રામાયણ આદિ પુરાણો વંચાતાં તે સ્થાનમાં પણ તીર્થરામજી તેમના દાદા સાથેજ જતા. તેનું પરિણામ એ આવ્યું કે તીર્થરામજીના હૃદયમાં બીજરૂપે સમાયલી ધાર્મિકતા, ઔદાર્ય, સાવધાનતા, દીર્ઘદર્શિતા અને બુદ્ધિમાનપણું વગેરે સદ્ગુણો આ સમયથીજ તેમનામાં અંકુરિત થયા. તીર્થરામજીને ભજન અને કથા શ્રવણ કરવાનો એટલો બધો શોખ લાગ્યો કેઃ રમવાનું, ખાવાનું, વગેરે બાળકોનાં મન લોભાવે એવા પદાર્થો પણ બાલ્યાવસ્થામાં સુદ્ધાં તેમના મનને લોભાવી

શક્યા નહિ! શંખ ધ્વનિ અથવા પ્રણુવોચ્ચાર એ તીર્થરામજીના રડવાનો એક રામબાણુ ટુચકોજ થઈ પડ્યો હતો! કેટલો બધો પુણ્ય-સંચય કે જેથી આટલી બાલ્યાવસ્થામાં પણુ એવી પવિત્ર-વૃત્તિ! આ સમયે ગુજરાત, મહારાષ્ટ્રના અનેક સાધુસંતોની અથવા શ્રીરામકૃષ્ણુ પરમહંસ દેવની બાલ્યાવસ્થાની એવીજ મનઃસ્થીતિ થયેલી યાદ આવ્યા વિના રહેતી નથી. આપણે સંસારી જીવોએ તો "बहूनाम् जन्मनामंते" એટલુંજ કહી ચુપ રહેવું યોગ્ય છે.

તીર્થરામજી જેમ જેમ વૃદ્ધિ પામવા લાગ્યા તેમ તેમ તેમના ઉપરોક્ત સદ્‌ગુણુ સ્પષ્ટ દેખાવા લાગ્યા, તેથીજ જ્યોતિષિઓએ તેમના ઉજ્જવલ ભવિષ્યકાળનું નિચે આલેખ્યા પ્રમાણે ભવિષ્ય ભાખ્યું હતું.

( ૧ ) વંશમાં સદ્‌બુદ્ધિનો શિરોમણિ થશે.

( ૨ ) ધર્મ ઉપર તદ્દન નવીન અને સ્વતંત્ર પ્રકાશ પાડશે.

( ૩ ) પરદેશગમન કરશે.

( ૪ ) તેત્રીશમે વર્ષે સમાધિ.

એ સિવાય કેટલાક બારિક ભવિષ્ય કથનો જાણુવામાં આવે તે ધારણુાથી તીર્થરામજીની સાયન અને નિરયન, એવી બન્ને કુંડલીઓ વિદ્વાનોના અવલોકનાર્થે અત્રે પ્રકટ કરવામાં આવે છે.

જન્મ સમયઃ—વિક્રમ સંવત્ ૧૯૩૦, શાકે ૧૭૯૫, કાર્તિક સુદિ ૧ બુધવાર, સૂર્યોદયાદ્‌ગત ઘટી ૨૫, પળ ૧૫, તારીખ ૧૫ અકટોબર સન ૧૮૭૩,

## બાલ વિવાહ.

હિંદુસ્થાનના અનેક પ્રાંતમાં ઘણી ન્હાની વયમાં લગ્ન કરવાનો-બાલ વિવાહનો-દુષ્ટ રિવાજ હજી ચાલુજ છે. તેનું પરિણામ એ થાય છે કે બાળક ઉપર વિદ્યાર્થી તરીકેનો તેમજ ગૃહસ્થ તરીકેનો બમણો બોજો આવી પડે છે. બાલવિવાહ થવાથી બાળકના વિદ્યાભ્યાસમાં વિઘ્ન આવી પડે છે. પ્રકૃતિ અને બુદ્ધિ એ બન્ને અકાલ ખાલી થઈ જાય છે. શારીરિક શક્તિ સંપૂર્ણ વૃદ્ધિ પામતાં પહેલાંજ ખુટવા માંડે છે. શરીરાવયવો સંપૂર્ણ વિકાસ પામ્યા પહેલાંજ વીર્યનો ક્ષય થવાથી કોમળ અવયવો સંકુચિત થઇ નિર્બળ બની જાય છે. પતિપત્ની બન્નેની શક્તિ ક્ષય પામવાથી તેમનું આયુષ્ય ટુંકુ થઈ જાય છે. એક રીતે કહીએ તો બાળલગ્ન કરનાર માતાપિતા તેમનાં પુત્ર-પુત્રીના

* નોંધઃ—સાયન અને નિરયન કુંડળીઓ પરીશિષ્ટ अ માં જુઓ.

પ્રાણનાશનો પાયો નાંખે છે ! બાલવિવાહનો દુષ્ટ રિવાજ, આપણા સમાજમાં-અવિભક્ત કુટુંબ પદ્ધતિમાં વિશેષ ઘાતક અને અનિષ્ટકારક થતો નથી; પરંતુ હમણાંની વિભક્ત-કુટુંબપદ્ધતિમાં તો વિશેષ ઘાતક થઇ પડે છે ! અર્થાત્ બિચારી બાળવિધવા નિરાધાર થઇ પડે ત્યારે તેનું જીવન અતિ ક્લેશમય થઈ પડે છે ! તેનો કોઈ ભાવ પૂછતું નથી!

દુષ્ટ રિવાજને અનુસરીનેજ તીર્થરામજી જ્યારે બે વર્ષના બાળક હતા તે સમયે ગુજરાનવાલા જીલ્લાના વઝિરાબાદ તહસીલના વિરોકી ( વેરોકેસ ) નામક ગામના પંડિત રામચંદ્ર નામક સદ્ગૃહસ્થની તદન બાળક અવસ્થાની બાલિકા સાથે તેમનો વિવાહ નક્કી થયો અને તે પ્રાંતની રૂઢી પ્રમાણે ચાંલ્લા પણ થઈ ગયા. માત્ર વિવાહ વિધિ તીર્થરામજીના દશમે વર્ષે થઇ હતી. વિદ્યાભ્યાસમાં કેવું મ્હોટું વિઘ્ન ? પરંતુ બાળક રામને કાંઇપણ સમજણ નહિ હોવાથી તેમણે આ સમયે કાંઇપણ કારણ બતાવ્યું નહિ, અર્થાત્ આપણા બાળ-રાજા નિજાનંદ મસ્તીમાજ મસ્ત હતા, તેથીજ તેમને એની કાંઇપણ દરકાર જણાઇ નહિ હોય.

## શિક્ષણનો આરંભ.

સામાન્ય રીતેજ બ્રાહ્મણનાં બાળકો સત્વર વિદ્યાધ્યયન કરી શકે છે. તેજ નિયમાનુસાર તીર્થરામજીને પાંચમે વર્ષે પાઠશાળામાં વિદ્યાભ્યાસ માટે મૂકવામાં આવ્યા. પ્રાથમિક શિક્ષણની ઉર્દુ પાઠશાળા ગુજરાનવાલામાંજ હોવાથી તેનો મૂખ્ય-અધ્યાપક મૌલવી મહમ્મદીન નામક ગૃહસ્થ હતા. તીર્થરામ બુદ્ધિમાન, ચપળ અને તીવ્ર સ્મરણશક્તિવાળા હતા, તેથી શાળાનો અભ્યાસ બરાબર કરી શકતા. આટલી બાળવયમાં તેમણે પોતાના અભ્યાસ ઉપરાંત **ગુલિસ્તાન** અને **બોસ્તાન**[1] નામક બે ફારસી ગ્રન્થો મુખપાઠ કર્યા હતા. એ બન્ને કારણોને લીધેજ ઉર્દુ શિક્ષક મૌલવી સાહેબની તેમના પ્રત્યે વિશેષ પ્રીતિ ઉત્પન્ન થઇ હતી. એ પાઠશાળાનું શિક્ષણ સંપૂર્ણ થતાંજ તીર્થરામને શાળા છોડવાની ફરજ પડી. સમયે મૌલવી સાહેબે તીર્થરામને ઘણી દિલગીરી સાથે પણ આનંદપૂર્વક રજા આપી.

આપણા વિદ્યાર્થી વર્ગ પ્રત્યે દૃષ્ટિ ફેરવતાં સામાન્યરીતેજ એવું જોવામાં આવે છે કે: જે બાળકો વિશેષ હુશિયાર અને વિદ્યાભ્યાસ કરનાર હોય છે તેઓ રમવા તરફ દુર્લક્ષ્યજ કરે છે, તેથી તેમની શરીર-પ્રકૃતિ નિરોગી અને શરીરે સુદૃઢ હોતી નથી. તેવીજ સ્થિતિ અર્થાત્ તીર્થરામજી જન્મથીજ અશક્ત અને શરીરે દુર્બળ હતા. તેમનો નિત્ય ક્રમ એવો હતો કે: પાઠશાળામાંથી છૂટતાંજ તેઓ ધર્મશાળામાં જતા, ત્યાં વંચાતી પુરાણકથા સાંભળતા, અને ઘેર આવ્યા પછી સાંભળેલી સર્વ કથાઓ પોતાનાં સગાં વ્હાલામાં ભૂલચૂક વગર કહી સંભળાવતા.

---

[1] ગુલિસ્તાન અને બોસ્તાન એ બે પ્રસિદ્ધ ફારસી કવી શેખ સાદીના રચેલા ઉત્તમ ગ્રંથો છે.

# પ્રકરણ ૨ જું.

**ભગવત્ ધર્મારામ.**

**विनु सत्संग विवेक न होइ ।**
**रामकृपा बीनु सुलभ न सोइ ॥७॥**

**सत्संगति मुद मंगलमूला ।**
**सोइ फलसिधि सब साधन फूला ॥८॥**

**साधु चरित शुभ सरसि कपासू।**
**निरस विराद गुणमय फलजासू ॥९॥**

**जो सहि दुख परछिद्र दुरावा ।**
**वन्दनीय जेहि जग यश पावा ॥१०॥**

**( तु. रा. बा. का. )**

સત્સંગનો મહિમા વર્ણવી શકાય એમ નથી. તે એટલો બધો અમર્યાદિત છે કે તે હંમેશાં અપૂર્ણજ રહે છે. ગુર્જર વાંચકોને એ કહેવાની આવશ્યક્તા નથી. કારણ કેઃ ગુર્જર આદિ પ્રાંતોના સાકૃ સંતોનાં કાવ્યો તે વડેજ પરિપૂર્ણ છે. તેમનું વર્તન અને તેનું જનસમાજ ઉપર જણાયલું પરિણામ એ અદ્યાપિ પર્યંત જોવામાં આવે છે. વળી **આચાર એ મુખ્ય વક્તા હોવાથી** તેનું પણ વર્ણન કરવાની આવશ્યકતા નથી. વળી એનું વર્ણન કરવા માટે યોગ્ય અને અધિકારી પુરૂષોનીજ આવશ્યકતા છે. વાલ્મિકિના અવતાર ભકત શિરોમણિ ગોસ્વામી તુલસીદાસજીની વાણીમાંજ સત્સંગતિનો મહિમા ગાવો યોગ્ય છે. તેઓ કહે છે કેઃ—

विधि[1] हरिहर कवि कोविद बानी ।
कहत साधु महिमा सकुचानी ॥
सो मोसन कहिजात न कैसे ।
शाक वणिक मणिगुणगण जैसे ॥
(बालकांड)

માટેજ **अव्यापारेषु व्यापार** ન કરવો એજ સારૂં. એટલું તો સત્ય છે કેઃ "**को न सुसंग बडापन पावा ?**"

આટલી પ્રસ્તાવના કરવાનું કારણ એજ છે કેઃ જેનું શિષ્યત્વ તીર્થરામજીને દશમા વર્ષથી પ્રાપ્ત થયું હતું તે મહાપુરૂષમાં જેટલી યોગ્યતા હતી અને હજી પણ છે, એ મહાપુરૂષ અર્થાત્ તીર્થરામજીના સદ્દગુરૂદેવનું ટુંક ચરિત્ર, વાંચક વર્ગને સાદર કરવાનો યત્ન કર્યો છે. એ ઉપરથી ગુરૂદેવના આચારનું શિષ્યના વર્તન ઉપર કેવું પરિણામ થાય છે તે પણ જાણવાની વાંચકને તક મળશે.

## બાલ્યાવસ્થા અને શિક્ષણ.

ગુજરાનવાલામાં **સુનચા** જાતિમાં **આડોહા** કૂળમાં જોહારમલ નામક ગૃહસ્થ **ભગત્ ધન્નારામજીના** પિતા થતા હતા. ધન્નાજીનો જન્મ સંવત ૧૯૦૦ ના કાર્તિક માસમાં થયો હતો. એમ કહેવાય છે, ભાવી શિષ્ય–(તીર્થરામજી)ની પેઠેજ એમનાં માતા પણ એમને બાલ્યાવસ્થામાંજ મૂકી મરણ પામ્યાં હતાં તેથી તેમનું લાલન પાલન પણ તેમના માતામહ (દાદા) અને માતામહિ (દાદી)એજ કર્યું હતું.

ધન્નાનું વય વૃદ્ધિ પામતાંજ એટલે પાંચમે વર્ષે પોતે ઘણા ગરિબ હોવા છતાં જોહારમલજીએ તેમને પાઠશાળામાં બેસાડયા. ચાર પાંચ વર્ષમાંજ તે શાળાનો અભ્યાસક્રમ એટલે વાંચતાં લખતાં આવડયું અને હિસાબ ગણવા વગેરે પૂર્ણ કર્યું. શાળામાંથી છુટ્ટી મળ્યા પછી થોડાક હુશિયાર વિદ્યાર્થીઓને બેસાડી શિક્ષક તેમને મોઢાના હિસાબ પૂછતા અને જેમજેમ ઉત્તર આપવામાં આવતા તેમ તેમ વિદ્યાર્થીઓને રજા આપવામાં આવતી. ધન્નારામ ચતુર અને કુશાગ્ર બુદ્ધિના હોવાથી તેઓ ઝટ ઉત્તર દેતા અને તેથીજ સર્વથી પહેલાં તેમને ઘેર જવાની રજા મળતી. આ વાત તેમના

---

૧ "બ્રહ્મા, વિષ્ણુ, શંકર કવી, પંડિત, એ સર્વની વાણી સુદ્ધાં સાધુ સંતના મહિમાનું વર્ણન કરતાં સંકોચ પામે છે. જેમ કોઈ શાક વેચનાર રત્નનો મહિમા વર્ણવી શકે નહિ તેજ પ્રમાણે હું પણ સાધુ–સંતનો મહિમા વર્ણવી શકીશ નહિ."

સહાધ્યાયી મિત્રોને ગમતી ન હતી, પરંતુ બડબડાટ શિવાય તેઓ વિશેષ કાંઇ કરી શકતા નહિ! કેટલાક દિવસ પછી તેમણે ધન્નારામને સખ્ત શિક્ષા કરવાનો વિચાર કર્યો. એક દિવસ તેમણે ધન્ના પ્રત્યે પ્રપંચ રચ્યો અને તે સાબિત પણ કર્યો. ધન્ના ઉપર જો કે શિક્ષકનો પ્રેમ હતો, પણ સર્વ વિદ્યાર્થીઓએ એક તરફ ફરીયાદ કરી અને તે સાબિત કરી બતાવી તેથી તેમને પણ ધન્ના ઉપર ક્રોધ ચઢયો. શિક્ષકે ખરી સ્થીતિનો તપાસ કર્યા વગરજ ધન્નાને શિક્ષા કરવાની પ્રત્યેક વિદ્યાર્થીને આજ્ઞા ફરમાવી! વિદ્યાર્થીઓ તો બદલો લઇ ખુશી થયા પરંતુ નિષ્કલંકી સત્યવાદી ધન્નારામજીના અંતઃકરણમાં કેવી લાગણી થઇ તે તેઓજ જાણતા!

શિક્ષકનું અને સહાધ્યાયીઓનું અન્યાયી કૃત્ય આત્માભિમાની અને સત્યપ્રિય બાળક ધન્નારામજીને પસંદ પડયું નહિ. મોઢાના હિસાબને માટે થોભ્યા શિવાયજ તે તુરતજ ઘેર ગયા. તેમને સાત્વિક ક્રોધ ચઢયો હતો તેથી તેમણે પાઠશાળામાં બનેલો અપમાનકારક અને આત્માભિમાનહારક બનાવ માતાપિતાને કહ્યો અને એમ પણ કહ્યું કેઃ "હવેથી હું એ મારફૂટ કરનાર શિક્ષકની શાળામાં જઇશ નહિ; મ્હારી શાળા બંધ કરો. નહિ તો હું હંમેશને માટે ઘરનો ત્યાગ કરીશ." ધન્નારામની આ ધમકીનું પરિણામ માતાપિતા ઉપર એ થયું કે બાળકને પાઠશાળામાં જવાનો તેઓ આગ્રહજ કરતાં નહિ, અર્થાત્ ધન્નાના શિક્ષણની પદ્ધીની સમાપ્તિ અહિં થઇ! તેમનાથી પદ્ધતિસર અભ્યાસ થઇ શકયો નહિ! ભવિષ્યમાં જયારે રામતીર્થજી સાથે તેમનો સંબંધ થયો ત્યારે તેમના પરના પ્રેમને ખાતર તેમણે હિંદી લખવા વાંચવાનો થોડો ઘણો પ્રયત્ન કર્યો. એવું સ્વામિજીના પત્રો ઉપરથી જણાયછે.

## સ્વાવલંબન.

પાઠશાળાને રામ રામ કર્યા પછી ધન્નારામના વડિલે તેમને એક અનુભવી હુંશિયાર કંસારાના હાથ નીચે શિખવા મૂકયા. બુદ્ધિમાન અને ચપળ ધન્નાને એ ધંધો શિખતાં વિલંબ થયો નહિ. થોડા દિવસમાંજ તે કામ સંપૂર્ણ રીતે શીખી લીધું અને પોતાનું ગુજરાન ચલાવવા શક્તિમાન થયા. રોજ રૂપિયો કમાવા લાગ્યા. પાંચ સાત વર્ષમાં તો ધન્નાજીએ સર્વ ધંધો હાથ કરી લીધો.

કેટલાક દિવસ પછી " કટાસરાજ " નામક ગામમાં મ્હોટી યાત્રા ભરાઇ હતી ત્યાં દુકાન લઈ જવાની ધન્નારામને તક મળી. યાત્રામાંથી પરત

* તા. ૨૦-૨-૯૪.

" તમારે પોતાને હાથેજ પત્ર લખવાનો અભ્યાસ કરવો. ધૈર્ય અને પ્રેમ પૂર્વક તમારે એ કાર્ય કરવું. "

આવતાં રસ્તામાંજ " પિંડ દાદન ખાન " નામક ગામમાં કંસારાની દુકાન સારી ચાલે એવો સંભવ હોવાથી તેમણે ત્યાં પોતાની દુકાન ઉઘાડવાનો નિશ્ચય કર્યો. આ સમયે તેમનું વય માત્ર ૧૯ વર્ષનું હતું. તુરતજ ઘેર આવી ખટપટ કરીને તે ગામમાં દુકાન કાઢી અને વ્યાપાર શરૂ કર્યો. એ ઉપરથી તેમનો દૃઢ નિશ્ચય, કુશાગ્રતા, અને સ્વાવલંબનની તીવ્ર ઇચ્છા, એ સર્વ ઉત્તમ ગુણ વ્યક્ત થાય છે. કોઇ પણ કર્મ અથવા તત્વ , મનમાં બરાબર સમજાય એટલે તુર્તજ તેને આચરણમાં મૂકવાનો વિશેષ ગુણ ધન્નામાં હતો. તેમનો એજ ગુણ ભવિષ્યમાં તેમના શિષ્ય રામતીર્થમાં ઉતર્યો હતો.

બાલ્યાવસ્થાથીજ ધન્નાને કસરત અને કુસ્તીનો ઘણો નાદ હતો. તેથી તે નિત્ય સંધ્યા સમયે દુકાન ઉપરથી છુટતાંજ અખાડામાં જતા અને ત્યાં સર્વ પ્રકારની કસરત કરતા અને પોતાની આવકના પ્રમાણમાં ખોરાક પણ ખાતા. એમ હોવાથી તેમને રાત્રે સારી પેઠે નિદ્રા આવતી અને તેમનું શરીર પણ નિરોગી રહેતું. " **शरीरमाद्यं खलु धर्म साधनम्** " એ તત્વ તેમને આટલી ન્હાની વયમાં સારી પેઠે સમજાયું હતું તેનું એ ઉત્તમ ઉદાહરણ છે. પિંડદાદનખાન આવ્યા પછી ધન્નારામજીએ એક અખાડો સ્થાપ્યો. તેમાં પોતાનું નિયમિત્તપણું અને વિશુદ્ધ આચરણથી ત્યાંના જનસમાજ ઉપર તાલિમ સબંધી શૉખ ઉત્પન્ન કર્યો. થોડા દિવસમાંજ તે ગામમાં ઘણા અખાડા સ્થપાયા અને અંતે તે ગામને " અખાડાઓનું ગામ " એવું નામ અપાયું. કસરતના શૉખને લીધેજ એક સમયે એક પ્રખ્યાત પહેલવાન સાથે ધન્નારામજીની કુસ્તી થઈ હતી તેમાં તેમને વિજય પ્રાપ્ત થયો હતો, પરંતુ લક્ષમાં લેવા જેવી બાબત એ છે કેઃ વિજય પ્રાપ્ત થતાં ફુલાઇ નહિં જતાં તેમણે કહ્યું કેઃ **" મ્હારા શરીર–બલને લીધે મ્હને વિજય પ્રાપ્ત થયો છે એમ નથી પરંતુ પરમેશ્વર પર મારી જે અચલ શ્રદ્ધા છે તેનુંજ એ પરિણામ છે."** આ ઉપરથી કહી શકાશે કેઃ મનની સુસંસ્કૃતિ એ શાળામાંથીજ પ્રાપ્ત થાય છે એમ નથી. શાળામાં પ્રવેશ કર્યા સિવાયનાં ઘણા મનુષ્યોમાં એ સંસ્કૃતિ જોવામાં આવે છે.

## મનોનિરીક્ષણ.

શરીરની પેઠેજ ધન્નાજીનું મન પણ સુદૃઢજ હતું. તે અતિશય નિગ્રહી હતું. તે તેમને વશજ હતું. કોઇપણ કાર્ય કરવાનો તેમણે એક વખત નિશ્ચય કર્યો કે પછી તે કાર્ય કર્યા સિવાય તે કદીપણ રહેતાજ નહિં. ઇન્દ્રિયદમન અને મનોજય એ બન્ને સાધ્ય કરવા તરફ તેમનું વિશેષ લક્ષ્ય હતું.

એ કારણથીજ તેમણે મલ–મૂત્ર વિસર્જન કરવાનો પણ ઇચ્છાનુસાર નિરોધ કર્યો હતો. જમતી વખત જળપાન નહિં કરવાની તેમણે ટેવ પાડી હતી. કર-

ચિત્ તો તેઓ આખો દિવસ પોતાની મેળે એકલા હાસ્ય કરતા બેસી રહેતા. વળી કવચિત્ તેઓ ઘણા દિવસો સુધી મૌન ધારણ કરતા, તે સમયે તેઓ કોઇની સાથે બોલતા નહિં. પંજાબમાં ગમે તેવી થંડીમાં પણ તેઓ વસ્ત્રો પહેરતા નહિં. વળી કવચિત્ ભર ઉન્હાળામાં તેઓ અતિશય ગરમ વસ્ત્રો પહેરતા. આ પ્રમાણે તેમણે શમ અને દમનો અભ્યાસ કર્યો હતો. તેઓ જાણતા હતા કે:–" **મન એજ સર્વ સૂત્રચાલક હોવાથી સર્વ ઇન્દ્રિયોને નિરાશ કરવા કરતાં મનનીજ નાડીઓને ખેંચી રાખવી એજ આવશ્યક છે.** "

તેઓ દઢ મનોનિગ્રહી હતા તે સાથે ઉદાર પણ હતા. તેમને ઉદ્યોગ ધંધામાં જે પ્રાપ્તિ થતી તેમાંનો કેટલોક વિભાગ પોતાના ખર્ચ માટે રાખી બાકીનો વિભાગ સાધુ સંતોની સેવામાં તેઓ ખર્ચ કરતા. એ સર્વ સદ્દગુણનાં બિજ તેમના મનમા બાલ્યાવસ્થાથીજ રોપવામાં આવ્યાં હતાં એમ જણાય છે. કારણ કે તેમને કથા–પુરાણ સાંભળવાનો ભારે શૌખ હતો. ત્યાં તેઓ એકાગ્રતાપૂર્વક શ્રવણ કરતા અને બીજાઓને તેના ઉપદેશ દેતા. એ સમયે કોઈ ગડબડ કરતું તો તે તેમને પસંદ પડતું નહિં. ભકતોનાં ચરિત્રો સાંભળતાં તેમનું અંતઃકરણ ભરાઇ આવતું. એક દિવસ સુદામાનું ચરિત્ર–આખ્યાન–વંચાતું હતું તે સમયે તેમના નેત્રમાંથી પ્રેમ–અશ્રુની ધારાઓ ચાલતી હતી.

આ પ્રમાણે ભગવત પ્રેમનો પ્રવાહ તેમના હૃદય–મંદિરમાં વહન થતો વૃદ્ધિ પામતો ગયો. એ સમયે કોઇ પ્રસંગે એ પ્રવાહ કાવ્યરૂપે પ્રકટ થતો. તેજ પ્રમાણે જ્યારે જ્યારે તેમનું ચિત્ત અસ્થિર હોય તે તે પ્રસંગે તેમની અસ્થિરતા કવનોદ્દગાર રૂપે પ્રકટ થતી. એવા સમયના કાવ્યો સંબંધી સ્વતઃ રામતીર્થજી કહે છે કે:–જો કે તેમની ( ધનારામજીની ) કવિતાઓ વિશુદ્ધ નથી તથાપિ સહજ–સ્ફુર્તિ વડે પ્રકટ થયેલાં એ કાવ્યોમાં સરળતા અને પ્રેમ બન્ને ભરપૂર જણાઈ આવે છે. એમાં કૃત્રિમતાનો તદ્દન અભાવ છે. તેથી તેમાં હમેશાં તાજાપણુંજ જણાય છે."

ધનાજીના સ્વભાવની વિશેષતા એ હતી કે પ્રથમ તેઓ " કાર્ય કરતા " અને પછી "કહેતા. " કોઇ પ્રસંગે તેઓ કાંઈ તત્વ નિરૂપણ સાંભળી આવતા તો પછી તેના પર બરાબર વિચાર કરતા અને તે આચરણમાં મૂકવાનો પ્રયત્ન કરતા. આ સમયે તેમને " યોગવાસિષ્ટ " ની ટીકા સાંભળવાનો શૌખ થયો હતો. યોગવસિષ્ટ રામાયણમાં એક વખત તેમણે સાંભળ્યું હતું કે: " **મનુષ્ય સ્વયં બ્રહ્મસ્વરૂપ છે.** " પુરાણીજીનું આ કથન તેમના હૃદયમાં સોંસરૂં ઉતરી ગયું. તેના પર તેઓ વિચાર કરવા લાગ્યા. પરિણામે એ વાકય તેમને સત્ય જણાયું. એ સમયથી જે જે મનુષ્યો તેમને મળતા

તેને તેઓ " હે બ્રહ્મન્ ! હે નારાયણ ! " એવાં નામથી બોલવવા લાગ્યા. તેમની માનસિક વૃત્તિં આ પ્રમાણે ઉન્નતિ પામી હતી છતાં પણ તેમના મનને શાંતિ અને સંતોષ પૂર્ણરૂપે પ્રાપ્ત થયો ન હતો. કારણ કે તેમના મનમાં અદ્વૈત વૃત્તિ ઠસી ન હતી.

**નિત્ય તૃપ્તતા પ્રાપ્ત કરવામાં સદ્ગુરૂ સિવાય અન્ય ઉપાયજ નથી,** એમ જાણી તેઓ સદ્ગુરૂ શોધવા લાગ્યા. **શમ દમ આદિ સાધનના યોગથી મન, બુદ્ધિ અને અંતઃકરણમાં આત્મજ્ઞાન થયું એટલે સદ્ગુરૂની ભેટરૂપી તૃષા લાગે છે અને એવી તૃષાથી વ્યાકુલ થયેલા જીવનેજ સદ્ગુરૂની પ્રાપ્તિ થાય છે.** એવી સ્થિતિ ધન્નારામજીની થઇ હતી.

### સદ્ગુરૂનો સમાગમ અને આત્મજ્ઞાન.

પુષ્કળ દિવસ વિત્યા છતાં અંતઃકરણનો તડફડાટ દૂર કરે એવા કોઈ અધિકારી સદ્ગુરૂનો સમાગમ થતો નથી, એમ જાણી તેમણે પિંડદાદનખાન ગામ છોડી દીધું; અને તેઓ ગુજરાનવાલા ગામમાં આવ્યા. ત્યાં તેમને એક મહાપુરૂષનો સમાગમ થયો. તેમણે ધન્નારામજીના અંતઃકરણનો તડફડાટ જોઈ જાણી લીધું કેઃ આ જીવ હવે શિવ થવા લાયક છે. મહાત્માએ તેમને પૂછ્યું કેઃ– " પ્યારે ! તું આમ ઉદાસ અને ઉદ્વિગ્ન કેમ જણાય છે ?" આ શબ્દો બોલી તેમણે ધન્નાજીનું અંતઃકરણ લોહચુંબકની પેઠે આકર્ષી લીધું. તેજ ક્ષણે ધન્નાજીએ " **शाधि मां त्वां प्रपन्नम्** " એમ કહી તે મહાત્માના ચરણ ગ્રહણ કર્યા. અને કહ્યું; "મહારાજ ! બાહ્ય સુખ સાધનો મ્હને અનુકૂળ છે, પરંતુ **મનને શાંતિ નથી.** માટે એટલોજ **કૃપાપ્રસાદ** આપો. " તેમનાં અંતઃકરણમાંથી નિકળેલી આ પ્રાર્થના સાંભળી **मृदूनि कुसुमादपि** " જેવું મહાત્માનું અંતઃકરણ પિગળ્યું. તેજ ક્ષણે તેમણે પોતાનો વરદહસ્ત ધન્નારામજીના મસ્તક પર મૂકી કહ્યુંઃ **બેટા ! આત્મ કેન્દ્રમાં સ્થિર રહેવાનો પ્રયત્ન કર. તોજ ત્હારૂં ચિત્ત સ્વસ્થ થશે.** " ચમત્કાર એવો થયો કેઃ ધન્નાજી આસન વાળીને બેઠા અને તેમણે ધ્યાન ધર્યું. બસ, ગુરૂશિષ્ય બન્ને સ્હામ સ્હામે બેઠા. હવે પુછવું શું? ગુરૂદેવની કૃપા થતાં બાકી શું રહે ! ગુરૂ એ બ્રહ્મા , ગુરૂ એ વિષ્ણુ અને ગુરૂ એ શંકર રૂપ કહેવાય છે તે સત્ય છે. ધન્નાજી નાસાગ્ર નેત્ર કરી બેઠા છે. ચિત્તને વારંવાર હૃદય કેન્દ્રમાં સ્થાપે છે. ગુરૂદેવ તેના સમીપ બેસી પોતાનું આત્મ–ધન શિષ્યને અર્પી રહ્યા છે, શિષ્યના નેત્ર સ્હામે સ્થિર ચિત્તે જોઈ ગુરૂદેવ પોતાનું આત્મતેજ તેનામાં ઉતારી રહ્યા છે. અહા ! જે ધન્નાજીનું ચિત્ત ઘણો યત્ન કરવા છતાં સ્થિર થતું નહોતું તે આજે થોડી

ક્ષણમાંજ સ્વ સ્વરૂપાકાર થઇ ગયું ! એવી સ્થિતિમાં તેઓ ચાર કલાક પર્યંત રહ્યા. એ સમયમાંજ મહાત્માજી ત્યાંથી ચાલ્યા ગયા. ધન્નાજીને દેહ ભાન આવતાં તેમણે જોયું તો મહાત્માજી ત્યાં ન હતા. તેમણે વ્યગ્ર ચિત્તે આમ તેમ શોધ કર્યો પણ તેમનો પત્તોજ મળ્યો નહિ. આ સમયે તેમના અંતઃકરણની કેવી સ્થિતિ થઇ હશે તેની વાંચકોએજ કલ્પના કરી લેવી. ક્ષણિક દૈહિક સુખ આપનાર વૈદ્ય મળતાંજ આપણે તેને છોડવા ચ્હાતા નથી, તોપછી અખંડ અનંત સુખ અર્પનાર, પરમ વૈદ્યરાજ પ્રાપ્ત થયા પછી તેઓ ક્યાંય ચાલ્યા જાય તો તેના ભક્તની–શિષ્યની–શી મનઃ સ્થિતિ થાય ? સદ્‌ગુરૂનાં દર્શન સમાગમથી વંચિત થયેલા શિષ્યના હૃદયનો ટળવળાટ તે શિષ્યજ જાણે !

ગુરૂદેવ અલોપ થઇ ગયા તેથી તેમને બહુ દિલગીરી તો થઇ પરંતુ દૃઢ વિશ્વાસ જેવી અમૂલ્ય વસ્તુ તેમના હાથમાં હતી તેથી તેજ દિવસથી નિત્ય ગુરૂ–મૂર્તિનું કેવળ ધ્યાન ધરી, તેમને પ્રાર્થના કરતા. ચિત્તને એકાગ્ર કરવાનું સાધન આસન અને ધ્યાનનો અભ્યાસ નિત્ય તેમણે ચાલુ રાખ્યો. એ અભ્યાસ કેટલાક દિવસ પર્યંત ચાલુ રહ્યા પછી પુનઃ તેજ મહાત્માનાં તેમને દર્શન થયાં. તેમની સાથે ધન્નાજી અરણ્યમાં ગયા અને ત્યાં પણ એજ અભ્યાસ અધિક રૂપે ચાલુ રાખ્યો.

જેમ જેમ અભ્યાસમાં વિશેષ વૃદ્ધિ થતી ગઇ તેમ તેમ ધન્નાજીની વૃત્તિ અધિકાધિક રંગાવા લાગી. બહિર્મુખતા–બાહ્યવૃત્તિ નહિં જેવી થઈ ગઈ. તેમ થવાથી મન શાંત, સ્થિર અને સંતોષી થયું. ગુરૂની કૃપાથી આત્મદેવતાએજ તેમને આત્મજ્ઞાન આપ્યું. કહેવામાં આવે છે કેઃ એજ મહાત્માના કૃપા પ્રસાદથી અને તેના અભ્યાસથીજ ધન્નાજીને વાચિક અને માનસિક સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી, અને તેનાં ફળો પણ જનસમાજના જાણવામાં આવ્યાં હતાં; તથાપિ આત્મજ્ઞાન રૂપી અમૃતથી તૃપ્ત થયેલા ધન્નારામજી પોતાની કીર્તિ વધારવા, અથવા સ્વહિતને માટે અથવા મ્હોટાઇ બતાવવા તે સિદ્ધિનો ઉપયોગ કરતા નહિ. એ સમયથીજ ધન્નારામજીની કીર્તિ વાયુની પેઠે ચારે દિશામાં પ્રસરાઈ ગઇ. એ અરસામાંજ તેઓ ગુજરાનવાલામાં આવી વસ્યા હતા, અને તીર્થરામજીને પણ શિક્ષણ માટે ત્યાં લાવી રાખવાની હિરાનંદજીને આવશ્યકતા જણાઇ હતી.

હિરાનંદ અને ધન્નારામ ભગતજી એ બન્નેને સારો પરિચય હતો, તેથી તીર્થરામજીને ધન્નારામજીની દેખરેખ નીચે હિરાનંદજીએ મૂકયા. તીર્થરામજીના ભાવિ ઉત્કર્ષનાં બિજ કોઇએ કોઇ પણ સમયે રોપ્યાં હોય કિંવા તીર્થરામના પૂર્વ સંસ્કારોના દ્વાર ઉઘાડવાનું કામ જો કોઇએ પણ

કર્યું હોય તો ભગત ધન્નારામજીએ આ વખતે જ તેનો આરંભ કર્યો હતો એમ કહેવું પડશે.

આ સમયે ભગતજી, **યોગવાસિષ્ઠ** ગ્રંથ નિત્ય–નિયમની પેઠેજ વાંચતા અને તેના ઉપર પ્રવચન કરતા એવો નિત્ય ક્રમ હતો. વેદાન્ત જેવો ગહન વિષય ભગતજી એટલા બધા પ્રેમાળપણે કહેતા કે તેમનું પ્રવચન શ્રવણ કરવા એકત્ર થયલા શ્રોતાજનો તલ્લીન થઇ જતા. આ સમયે તીર્થરામ પણ ત્યાં નિત્ય નિયમ પ્રમાણે પ્રવચન શ્રવણ કરવા અતિશય પ્રેમ અને આનંદથી જતા. એ ઉપરાંત વિદ્યાભ્યાસ સિવાયનો અવકાસનો બધો વખત તેઓ ભગતજીના સહવાસમાંજ વ્યતિત કરતા. ભગતજીનું પ્રેમાળ પ્રતિપાદન, તેમનું સાન્નિધ્ય, અને ઉપદેશ, તેજ પ્રમાણે વચનસિદ્ધિ, એ સર્વનો તીર્થરામજીના કોમળ અંતઃકરણ ઉપર એટલું અદ્‌ભુત પરિણામ થયું કેઃ જેથી ભગતજીને તીર્થરામજી સાક્ષાત પરમેશ્વર માનવા લાગ્યા. ભગતજીની ભક્તિપુરઃસર સેવા એજ તેમનો પ્રિય વિષય થઇ પડયો. તેમની આજ્ઞા સિવાય એક ડગલું પણ તેઓ ભરતા નહિ. **આકર્ષણ એ પરસ્પર હોય છે.** જેમ ભગતજીએ તીર્થરામજીનું મન આકર્ષી લીધું હતું તેજ પ્રમાણે શ્રદ્ધા, ભક્તિ અને સેવા, એ કાર્યોદ્વારા તેમનું અંતઃકરણ તીર્થરામજીએ જીતી લીધું હતું. એમ થતાં થતાં અંતે ભગતજીનો પ્રેમ એટલો બધો વૃદ્ધિ પામ્યો કેઃ તેમના સિવાય તીર્થરામજીને એક ક્ષણ પણ ચેન પડતું નહિ.

આ સ્થળે એક બાબત ધ્યાનમાં રાખવા જેવી એ છે કે ભગતજી અન્ય જાતિના અને કંસારાનો ધંધો કરનાર હોવા છતાં સ્વામી તીર્થરામજીને મનથી તો તેઓ કોઇ એક મહાન્ સત્પુરૂષજ જણાતા. સ્વામી રામતીર્થજી યુવાન અને વિદ્વાન થયા તે સમયે પણ ગુરૂદેવની જાતિપરત્વે તેમની આદરબુદ્ધિમાં પ્રથમ કિંવા પાછળથી યત્કિંચિત પણ ફરક પડયો ન હતો, એમ તેમના પત્રો ઉપરથી સ્પષ્ટ દીસે છે. ભગતજી ગૃહસ્થાશ્રમમાં હતા તે સમયેજ સ્વામીજી તેમને "ભગવન્" કહેતા અને સન્યાસી થયા પછી અર્થાત્ પૂર્ણ અદ્વૈતવાદી થયા પછી–"**एकमेवा द्वितीयम्**" એનો અનુભવ થયા પછી પણ સ્વામિજીના મનમાં તેમના પ્રત્યે પુજ્યબુદ્ધિ કાયમજ હતી.

એ પછીના સમય દરમિયાન ભગતજી અને સ્વામી; એ બન્નેનો સંબંધ એટલો બધો વૃદ્ધિ પામ્યો હતો કેઃ સ્વામિજી ઘણું ખરૂં તેમને બે ત્રણ દિવસે પત્ર લખતા. છેક છેલ્લો પત્ર તેમણે સમાધિ પૂર્વે બે મહિના આગળથી લખ્યો છે, તેમાં પણ "હુઝુરનું અંતઃકરણ" એ પ્રમાણે સ્વામિજીનું ઠેકાણું લખ્યું છે. એ ઉપરથી ભગતજી સંબંધી સ્વામિજીનો આદર અને અદ્વૈત કેવાં હતાં તે તદન સ્પષ્ટ રૂપે જણાઇ આવે છે. હજી ભગતજી અત્યારે

એંશી વર્ષના હોવા છતાં પણ તેમની શરીર-પ્રકૃતિ સુદૃઢ છે. તેઓ પોતાનાં સર્વ કાર્યો પોતાને હાથેજ કરી લે છે. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી હોવાથી તેમનો પોતાનો કુટુંબ પરિવાર કાંઇપણ નથી. પરંતુ સગાં-સંબંધી જનોનાં કેટલાંક બાળકોને વિદ્યાદાન આપવાના હેતુથી તેમણે તેમને પોતાની પાસે રાખ્યાં છે. તેમના ભકતો પણ પુષ્કળ હોવાથી તેઓ પોતાના ગુરૂદેવને સર્વ પ્રકારે સહાયતા કરે છે. હમણાં તેઓ ગુજરાનવાલા ગામમાં પુરાણી-મંડી નામક સ્થળમાં નિવાસ કરી રહ્યા છે.

જે પુરૂષે સ્વામી રામતીર્થજીને પિતા કરતાં અધિક પ્રેમ અને કાળજી-થી ઉછેર્યા હતા એવા શ્રી સદ્‌ગુરૂદેવનું શિષ્યત્વ અથવા એવા પાલકની દેખરેખ જેમને પ્રાપ્ત થઇ હતી, તેને મહદ્ ભાગ્યશાળીજ કહેવો જોઇએ. ભગતજી ધનારામજી સંબંધી **નારાયણ સ્વામી** ( તે રામતીર્થજીના મુખ્ય શિષ્ય ) નીચે પ્રમાણે કહે છેઃ—

" જેના કૃપા પ્રસાદથી **તીર્થરામજી** જગત્ વિખ્યાત થયા તે ( ગુરૂ-દેવ ) ને ધન્ય છે! ધન્ય છે તે **ભગતજીને** કે જેમનું ભાગ્ય તીર્થરામના પાલક અને શિક્ષક થવા માટે સરજાયું! જેણે સંસારસાગર તરી પેલે પાર જવામાં હજારો જીવોને સહાયતા કરી એવા **સ્વામી રામતીર્થના** ગુરૂ થવાનું સદ્‌ભાગ્ય જેને પ્રાપ્ત થયું તેને ત્રણ વાર ધન્ય છે ! "

સ્વામી રામતીર્થજીએ તો એથી પણ અધિક ઉદ્‌ગાર કહાડયા છે. તેઓ ગુરૂ સ્તુતિ કરતાં કહે છે કેઃ—

**( राग सोहनी.. )**

**जो दिलको[1] तुमपर[2] मिटा चुके[3] है,**
**मजाके उल्फत,[4] उठा[5] चुके है,**
**वह[6] अपनी[7] हस्ती[8] मिटा चुके है,**
**खुदाको खुदहीमे पा[9] चुके है. १**

**न सूये-काबा[10] झुकाते है सर,[11]**
**न जाते है बुतकदाके[12] दरपर,[13]**
**उन्हे[14] है देरो-हरम[15] बराबर,[16]**
**जो तुमको किबला[17] बना चुके है. २**

**न हमसे प्यारे! छुडाओ दामा,[18]**

---

૧ અંતઃકરણને. ૨ ત્હારાપર. ૩ સોપ્યું છે. ૪ આસ્વાદ-આનંદ ૫ મળી, ચૂકયો,-પ્રાપ્ત થયો છે. ૬ તે. ૭ પોતાનું. ૮ જીવન-અસ્તિત્વ. ૯ મેળવ્યું. ૧૦ ઈશ્વરના મકાન તરફ. ૧૧ મસ્તક. ૧૨ મંદિરના. ૧૩ દ્વારપર. ૧૪ તેને. ૧૫. મંદીર અને મસીદ, ૧૬. જેવાં. ૧૭. ઈષ્ટદેવ. ૧૮. છેડું. દૂરપડું.

न देखो बागे-बहारो-रिजवा[1]
कब[2] उसको प्यारे, हैं हूरो-गिलमा,[3]
जो तुमको प्यारा बना चुके हैं. ३

सुना[4] रही है यह दिलकी मस्ती,
मिटाके अपना वजूदे-हस्ती,[5]
मरेंगे यारो! तालब[6] में हक्कि,[7]
जो नामे-तालिब[8] लिखा चुके हैं. ४

न बोल सक्ते[9] थे कुछ ज़ुबांसे,[10]
न याद[11] उनको है जिस्मो-जां[12] से,
गुज़र[13] गये हैं वह हर मकां[14] से,
जो उस्को कूचे[15] में आ चुके हैं. ५

गर[16] और[17] अपना भला जो चाहे,[18]
यह राम अपनेसे कह सुनाओ,
भला रखो या बुरा[19] बनाओ,
तुम्हारे अब हम कहा चुके हैं. ६



१ સ્વર્ગ. ૨. ક્યારે. ૩. અપ્સરા અને દાસ. (હીજડા અને કંચુકી.) ૪. સંભળાવવુ. ૫. જીવન અથવા પ્રાણની સ્થિતિ, દેહભાવ. ૬. જિજ્ઞાસામાં. ૭. સત્ય સ્વરૂપનું. ૮. જીજ્ઞાસુનું નામ. ૯ બોલી શક્યા નહિ, ૧૦ વાણીથી. ૧૧. યાદ-સ્મરણ. ૧૨. દેહ-પ્રાણાદિની. ૧૩. મૃત્યુ પામ્યા. ૧૪. સ્થાનમાંથી. ૧૫. કક્ષામાં-ટાપુમાં. ૧૬. અથવા. ૧૭. અને ઈચ્છા રાખે છે. ૧૯. નઠારૂં-અનિષ્ટ.

## પ્રકરણ ૩ જું.

### સ્વામીજીનો બ્રહ્મચર્યાશ્રમ અથવા વિદ્યાર્થી-અવસ્થા.

**स्वाध्यायान्मा प्रमद । आचार्य देवो भव ॥**
(तै. उ. १ । १० । ३-७)

આપણા ધર્મમાં સમાજ સુધારણાનો સર્વોત્કૃષ્ટ ઉપાય એટલે ચાતુર્વર્ણ્યની રચના એજ છે. પરિસ્થિતિ-અનુસાર યોગ્ય દિસે એવા ફેરફાર કરીને, સમાજ સુસ્થિતિમાં રાખવા માટે એની રચના રચવી એજ એક રામબાણ ઉપાય છે એવું પશ્ચિમ અને પૂર્વનાં રાષ્ટ્રના સમાજશાસ્ત્રનો અભ્યાસ કરનાર વિદ્વાનોના સમજવામાં આવ્યા વિના રહેશે નહિ. એ રચનાને ચાર આશ્રમ-વિભાગમાં વહેંચેલી છે, અને તે ચાર આશ્રમોનો પાયો "બ્રહ્મચર્ય" ઉપરજ રચેલો છે. "**जीवेम शरदः शतम्**" કળિયુગના માનવીઓની આયુર્મર્યાદાનો અચલ આધાર "બ્રહ્મચર્ય" એજ છે. શારીર-વિજ્ઞાન-શાસ્ત્રની દૃષ્ટિયે વિચાર કરીએ તો જીવન સુખમય કરવાનું મૂખ્ય સાધન કેવળ "બ્રહ્મચર્યનું પાલન" એજ છે, એવી ખાત્રી થાય છે. એવા સર્વોત્તમ બ્રહ્મચર્યનું મહત્વ અને અર્થ શો છે તેનો થોડો વિચાર કરી મૂખ્ય વિષય પ્રત્યે વળીશું.

**મહત્વ.**

"**मा[1] मृत्योः उद्‌गात् वशम्,।**" **पुरुष, अतः उत्क्रम। माअवपत्था। मृत्योः पड्वीशं अवमुंचमानः।** આવો પૌરૂષોપદેશ વેદમાં જોવામાં આવે છે, તે બ્રહ્મચર્ય પાલન સિવાય બીજા કોઇ પણ આધારે પરિપૂર્ણ થઇ શકે નહિ. કારણઃ—

---

૧. મૃત્યુને આધીન થઈશ નહિ. હે પુરૂષ! આ અવસ્થામાંથી ઉઠ, અવનત થઈશ નહિ; અને મૃત્યુનો પાશ છિન્નભિન્ન કરી નાંખ."

ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत ।
इंद्रो ह ब्रह्मचर्येण देवेभ्यः स्वराभरत् ॥

(अथर्व ११-७-१९)

બ્રહ્મચર્ય પાલનરૂપી તપ દ્વારા દેવોએ મૃત્યુને દૂર હાંકી મૂક્યું. દેવતાઓનું તેજ, ઈન્દ્ર ખાત્રીપૂર્વક બ્રહ્મચર્ય દ્વારાજ વૃદ્ધિ પમાડે છે." સારાંશ, બ્રહ્મચર્યનું પાલન કરનાર મનુષ્ય, મૃત્યુને દૂર ફેંકી દઈ તેજસ્વી બને છે. એવાં ઉદાહરણો વેદ કાલના, પુરાણ કાલના અને ઐતિહાસિક કાલના સાહિત્ય ગ્રંથોમાં પુષ્કળ છે. ચાર આશ્રમની ઉત્પત્તિ વેદ કાલથીજ હોવાથી "બ્રહ્મચર્યનો મહિમા" વૈદિક સાહિત્યમાં એટલે બધે સ્થળે વર્ણવ્યો છે કે મંત્રદ્રષ્ટા ઋષિઓને સર્વત્ર બ્રહ્મચર્યજ બ્રહ્મચર્ય દેખાયું છે.

**ઉદાહરણ:—**

(१) ओषधयो भूतभव्यमहोरात्रे वनस्पतिः ।
संवत्सरः सहर्तुभिस्ते जाता ब्रह्मचारिणः ॥

(अथर्व. ११-७-१२.)

અર્થ:- ઔષધી, વનસ્પતી, સંવત્સર, અહોરાત્ર, ભૂત, વર્તમાન અને ભવિષ્યકાલ, એ સર્વ બ્રહ્મચારી છે કારણ કે તે **ઋતુગામી છે.**

(२) अभिक्रन्दन् स्तनयन्नरुण शितिंगो
बृहच्छेपोऽनुभूमौजभार ।
ब्रह्मचारी सिंचति सानौरेतः
पृथिव्यां तेन जीवंति प्रदिशश्चतस्रः ॥

(अथर्व. ११-५-१२)

અર્થ:- મહાન્ ગર્જના કરનાર કાળા અને ભૂરા રંગનો મેઘ પૃથ્વીમાં પુષ્કળ વીર્ય સિંચન કરે છે. એ સંચારક મેઘ પૃથ્વી ઉપર અને પર્વતો ઉપર જલ રૂપી વીર્યનું સિંચન કરે છે, અને તેને લીધેજ ચારે દિશા જીવન ધારણ કરે છે.

(३) पार्थिवा दिव्याः पशव आरण्याग्राम्याश्चये ।
अपक्षा पक्षिणश्च ये ते जाता ब्रह्मचारिणः ॥

(अथर्व. ११-५-२१.)

અર્થ:- પૃથ્વી, અરણ્ય, અને ગામનાં પશુ, પાંખ વગરનાં અને આકાશમાં સંચાર કરનાર પક્ષીઓ, એ સર્વ બ્રહ્મચારીઓ છે.

આવા અનેક આધાર વેદ, પુરાણ આદિમાંથી દર્શાવી શકાય એમ છે. એ સર્વનું મનન કરવાથી તેમાંનો અર્થ કેટલો ગૂઢ અને નિરીક્ષણ કેટલું સૂક્ષ્મ છે તેની ખાત્રી થશે.

ઉપરોક્ત વેદોક્ત ઉતારા પ્રકટ કરવાનું કારણ એટલુંજ છે કે: વેદમાં જે બ્રહ્મચર્યનો આટલો બધો મહિમા ગાયો છે અને જેને 'દેવ"નું વિશેષણ આપ્યું છે. તે કોઇ પાયા વગરની ભીંત ઉપર રચના થઇ નથી. મનુષ્યેતર સર્વ સૃષ્ટિનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને, સાર કાઢવાના હેતુથીજ એની રચના થઇ છે. સૃષ્ટિની ઔષધી, વનસ્પતિ, સંવત્સર, વૃક્ષ, મેઘ, સૂર્ય, પશુ, પક્ષી વિગેરે સર્વ સૃષ્ટ પદાર્થોનું જીવિત–રહસ્ય બ્રહ્મચર્યમાંજ સમાયલું છે. એ જોઇનેજ:—

(૧) પ્રકૃતિને અનુસરીનેજ વર્તવું એ પ્રાણી માત્રનો ધર્મ છે અને

(૨) સર્વ સૃષ્ટ પદાર્થોમાં મનુષ્યપ્રાણી એ શ્રેષ્ઠ છે.

**એ બન્ને કારણોને લીધેજ મનુષ્યોએ બ્રહ્મચર્ય ધારણ કરવું એજ શ્રેષ્ઠ, એજ તેનું કર્તવ્ય, અને એજ તેનો ધર્મ છે.** એ સિદ્ધાંત જનસમાજને સમજાવવા માટેજ "વૈદિક ધર્મ" નું શિક્ષણ હોવાનું અને તેમાં બ્રહ્મચર્યનું અતિશય મહાત્મ્ય ગાવાનું આપણા ઋષિમુનિયોને ઉચિત જણાયું હોય એ સ્વાભાવિક છે. સત્ય કહીએ તો જગતમાં જે જે મહાન્ સંતો, આચાર્યો, ઉપદેશકો અને મહાપુરૂષો થયા છે, તે સર્વેએ જેટલે અંશે બ્રહ્મચર્યનુ પાલન કર્યું છે તેટલે અંશેજ તેઓ શ્રેષ્ઠ, મહાશ્રેષ્ઠ અને અતિશ્રેષ્ઠ ગણાયા છે. બ્રહ્મચર્યનો મહિમા અપાર છે. પ્રત્યેક વિદ્યાર્થીએ અવશ્ય બ્રહ્મચર્ય–પાલન કરીનેજ વિદ્યાભ્યાસ કરવો આવશ્યક છે.

**બ્રહ્મચર્ય શબ્દનો અર્થ અને તેનો શાક્ષણ સાથે સંબંધ.**

"બ્રહ્મચર્ય" શબ્દના અનેક અર્થ થાય છે. તે નીચે પ્રમાણે:—

(૧) બ્રહ્મ અર્થાત્ મહાન્ (ઇશ્વર સમાન) થવા માટે યોગ્ય આચરણ આચરવાં.

(૨) ઇશ્વરની સમીપ રહેવું. આસ્તિક્ય ધારણ કરવું.

(૩) જ્ઞાનાનુકૂલ વ્યવહાર રાખવો.

(૪) સત્ય નિષ્ઠ થવું.

(૫) આત્માની સાથેજ રહેવું. (આત્મ દૃષ્ટિ રાખવી.) **आत्मवत् सर्व भुतेषु** જાણવું.

(૬) વીર્યનું રક્ષણ કરવું. અને નિયમને અનુસરી વર્તવું.

(૭) બ્રહ્મની ચર્ચા, બ્રહ્મ પ્રાપ્તિ, એનું નામ બ્રહ્મચર્ય.

(૮) જેમ વિશેષ રૂપે વીર્યનું રક્ષણ અને તત્વજ્ઞાનની પ્રાપ્તિ તેમ વિશેષ બ્રહ્મચર્યનું પાલન સમજવું.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે: "બ્રહ્મચર્ય" એ શબ્દમાં સર્વ શુભ નિયમોનો સમાવેશ થાય છે, " બ્રહ્મચર્ય " શબ્દના સર્વ અર્થ જોઇએ તો બ્રહ્મચર્યનો સબંધ શિક્ષણ સાથે થાય છે એટલુંજ નહિ પણ બ્રહ્મચર્યનું પાલન એ વિદ્યા પ્રાપ્તિ માટે અતિ આવશ્યક્ છે, એ પણ સ્પષ્ટ છે. "રામે"જ કહ્યું છે કે: જે જે વિદ્યાર્થીઓએ બ્રહ્મચર્યનું પાલન કરી વિદ્યાભ્યાસ કર્યો છે તે ઘણે ભાગે વિશેષ પ્રમાણમાં પાસ થયા છે. અને જે વિદ્યાર્થીઓનું બ્રહ્મચર્ય ખંડન થતું તેઓ ઘણે ભાગે નાપાસ થતા જોવામાં આવ્યા છે. સારાંશ એ છે કે: **વિદ્યાભ્યાસ કરતી વખતે બ્રહ્મચર્યાવસ્થામાં વીર્યનું રક્ષણ કરવું. ઈશ્વર સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવું અને પોતાનો અભ્યાસ કરવો.** શારીર-વિજ્ઞાન-શાસ્ત્રનો એક એવો સિદ્ધાંત છે કે: મનુષ્યના જ્ઞાનતંતુઓની વૃદ્ધિ ચોવિશમે વર્ષે પૂર્ણ થાય છે. માટોડી લીલી હોય છે ત્યારે તેની આકૃતિ કરવી સહેલું હોય છે. ( કુંભારને ત્યાં જોવાથી ખાત્રી થશે. ) તેજ પ્રમાણે જ્ઞાનતંતુઓની વૃદ્ધિ થતાં પહેલાંજ તેની કોમળ અવસ્થામાંજ તેના ઉપર ઉત્તમ સંસ્કાર પાડયા હોય તો તેજ યોગ્ય અને નૈસર્ગિક કહી શકાશે. તેવા સંસ્કારનું પરિણામ બહુ સારૂ આવે છે. એ સમયે પડેલા સંસ્કારો સહજે ભૂંસાતા-ભૂલાતા નથી. માટેજ જેમ બને તેમ બ્રહ્મચર્યમાં જરા પણ વિઘ્ન ન પડે એવી પરિસ્થિતિ, વિદ્યાર્થીનો વિદ્યાભ્યાસ પૂર્ણ થાય ત્યાં સુધી હોવીજ જોઇએ. એમ થવાથીજ ઇષ્ટ ફળ પ્રાપ્ત થશે. એ ઇષ્ટ સિદ્ધિનું ધ્યેય દૃષ્ટિ સમીપ સ્થાપીનેજ જૂની શિક્ષણ પદ્ધતિની રચના થઇ હતી. તેના ઉપર સરકારી દાબ (State Control) પણ તેટલોજ હતો. અને તેનું પરિણામ પણ ઉત્તમજ જોવામાં આવતું. અમારૂં કહેવું એવું નથી કે શિક્ષણ ઉપર સરકારની સત્તા નહોવી જોઇએ. અમારૂં કહેવું તો એમ છે કે: ઉપરોક્ત ધ્યેયની આડે આવે એવા પ્રકારની સરકારી સત્તા ન હોવી જોઇએ. અમેરિકા જેવા સ્વાતંત્ર્યપ્રિય અને સર્વથી આગેવાન ગણાતા રાષ્ટ્રનો પણ અભિપ્રાય એજ છે કે: રાષ્ટ્રીયત્વને યોગ્ય એવી ઉચ્ચ સંસ્કૃતિમાં વિઘ્ન કર્તા થઇ પડે એટલે દરજ્જે સરકારી સત્તા ન હોવી જોઇએ. સારાંશ, **માતા પિતા અને પાલકોની સત્તા, સરકારી સત્તા, અને પરિસ્થિતિ** (Surroundings.) **એ સર્વ વિદ્યાર્થીના બ્રહ્મચર્ય વિષયક સંસ્કારોને અને જ્ઞાનતંતુની વૃદ્ધિને પોષક હોવી જોઇએ. બ્રહ્મચર્યને ઘાતક ન હોવી જોઇએ.** પરંતુ દિલગીરી

નો વિષય છે કેઃ પાશ્ચાત્ય સુધારણાનાં અને શિક્ષણનો મીઠાં ફળોનો આ સ્વાદ લેવાના સ્તુતીપાત્ર હેતુથી એન્ટ્રિક સાહેબના સુધારાનું પરિણામ ઉલટુંજ આવ્યું! બ્રહ્મચર્યનું વાયુ મંડળ ઉત્પન્નજ થઇ શકે નહિં એમ બન્યું. તેથીજ બ્રહ્મચર્ય પાલન કરવામાં પણ કઠીનતા ઉત્પન્ન થઈ, સર્વત્ર બ્રહ્મચર્યને ઘાતક થઇ પડે એવી ભાવનાઓ વૃદ્ધિ પામવા લાગી. દુર્વ્યસનો જળપ્રવાહની પેઠે વૃદ્ધિ પામવા લાગ્યાં. એક તરફથી બાળલગ્નનો પ્રતાપ અને બીજી તરફથી પાલક અને શિક્ષકો તરફથી બ્રહ્મચર્ય પાલન સંબંધી શિથિલતાનું પરિણામ બ્રહ્મચર્યને ઘાતક એવુંજ! વિદ્યાર્થીઓની સ્વતંત્રતાનું પૂછવુંજ શું? નાના પ્રકારના ચોષ્ય, લેહ્ય, ખાદ્ય, અને પેયપદાર્થોનું સેવન કરવું એનો સભ્યતાની નિશાની ગણાઈ અને તે પદાર્થો સમાજમાં વિશેષ રૂપે પ્રસરી ગયા! ભોગવૃત્તિ વૃદ્ધિ પામે છે, ત્યાગ ભાવના ન્યુન થવા લાગી છે, સાદાઈનું નામ નિશાન ઉડી જવા લાગ્યું છે, ઇર્ષા અને દ્વેષ વૃદ્ધિ પામી સંયમનો અર્થજ સમજવાનું વિદ્યાર્થીઓને દુર્લભ્ય થઈ પડ્યું છે ત્યાં પછી તેનું પાલન કરવાનું તો હોયજ ક્યાંથી? પરસ્પર સ્પર્ધા વધવા લાગી છે., તેથી જગતમાં શાંતિનું વાતાવરણ ઓછું થઈ એક બીજાનું અધ:પતન કરવાની ભાવના જન્મ પામી છે! **એકંદરે બહિર્મુખતા વૃદ્ધિ પામી અંતર્મુખતા નષ્ટ થતિ જાય છે** તેથીજ બ્રહ્મચર્યનું વાતાવરણ ઉત્પન્ન કરવું એ અતિશય કઠીન થઈ પડ્યું છે! પ્રાચીન કાળમાં ઋષિમુનિઓ પોતાના આશ્રમમાં પોતાના શિષ્યોને રાખી બ્રહ્મચર્યનું પાલન કરાવતા અને વિદ્યાભ્યાસ પણ કરાવતા. તેમ થવાથી વિદ્યાર્થીઓ શરીરે સુદૃઢ, તેજસ્વી, વીર્યવાન, મેધાવી, બુદ્ધિવાન, સુચતુર, ગુણજ્ઞ, સેવાકાર્યમાં તત્પર, અને વિદ્વાન નિપજતા. શ્રીકૃષ્ણ અને શ્રીરામચંદ્રજી જેવા અવતારી પુરૂષો સુધ્ધાં ગુરૂને ઘેર નિવાસ કરી વિદ્યાભ્યાસ કરતા. તેનું પરિણામ તેમનાજ ઇતિહાસ ઉપરથી જોઈ શકાય છે! આજે તે ગુરૂ ગૃહનિવાસની પ્રથા ઉડી ગઈ છે! આજે તો તેનાથી વિપરીત અનેજ શિક્ષણ મળે છે! બ્રહ્મચર્ય પાલન માટે સગ્વાઇજ નથી! તેનું પરિણામ કેવું આવે તે સત્વર કળી શકાય એમ છે. વૈદિકધર્મનું રહસ્ય નહી સમજવાથી અવિચારયુક્ત સામાજીક પરિવર્તન થવાથી રાજકીય પારતંત્ર્ય થવાથી અને માત્ર કેવળ વાણીનો વિલાસ—બહુ બોલાપણું—થવાથીજ આપણું એવું પરિણામ આવ્યું છે! **વ્યક્તિના નૈસર્ગિક હક્ક સંપુટમાં આવ્યા, પાલકત્વની જવાબદારી દૂર થઇ, આચાર, શીલતા, નીતિ અને ધર્મનો અભાવ થયો, ત્યાં પછી બ્રહ્મચર્યનું પાલનથવું કઠાન કેમ ન થાય?** અથર્વવેદમાંથી ઉપર ટાંકેલાં "બ્રહ્મચર્ય સૂક્ત"મા લખ્યું છે કે રાષ્ટ્રનો અધ્યાપક વર્ગ બ્રહ્મચર્યયુક્ત હોવો જોઇએ. તે જ

પ્રમાણે ક્ષત્રિય પણ બ્રહ્મચારી હોવા જોઇએ. કારણ કે: રાજા પોતાના શાસન-પ્રબંધદ્વારા પ્રજાને બ્રહ્મચર્યનું પાલન કરાવી શકે છે, અને રાષ્ટ્રનું રક્ષણ કરે છે." અથર્વવેદનું આ વચન આજે ક્યાં છે ? શાસ્ત્રકારો ઘણુંએ કહી ગયા છે પણ આજની પ્રજાને અને આજના આગેવાનોને તે સાંભળવું છે ક્યાં ? પ્રજા અને તેના આગેવાનો જો પ્રજાના હિત માટે કોઈ પણ સારા યત્નો કરે તો તે અવશ્ય થઈ શકે ત્યાં પછી બીજાના દોષ ટકી શકે નહી. અમારૂં તો માનવું એવુંજ છે કે: બ્રહ્મચર્ય પાલન માટે પ્રજાએ કોઈ એક સખ્ત કાયદો ઘડવો જોઇએ અથવા તો પ્રત્યેક શાળાઓમાં તે માટે સખ્ત નિયમ થવો જોઇએ. તોજ પ્રજાનું કલ્યાણ છે.

## માધ્યમિક શિક્ષણ.

**તીર્થરામજીના** સદ્ ભાગ્યે ભરતભૂમિના ઉદ્ધારને માટે અને જગતના કલ્યાણને માટે "**રામ**"ની બ્રહ્મચર્ય વિષયક પરિસ્થિતિ સારી હતી' પાછળ જણાવ્યા પ્રમાણે મુરાલીવાળાનું શિક્ષણ પૂર્ણ થતાંજ તીર્થરામજીને પોતાના પિતાની સાથે ગુજરાનવાલા નામક ગામ જવુ પડ્યું. આ સમયે તેમનું વય માત્ર દશ વર્ષનું હતું. એ વયે તેમને કોઈ ઉત્તમ અને સંસ્કારી પુરૂષના હાથ નીચે રાખવાની આવશ્યકતા હતી. એ કોમળ અવસ્થામાંજ તેમના ઉપર ઉત્તમ સંસ્કારો પાડવાની અને તેમના જ્ઞાનતંતુ ઉપર ધર્મ તથા નીતિના શિક્ષણની છાપ પાડવાની આવશ્યકતા હતી. પરમેશ્વરની ઇચ્છાથી તેમજ થયું . "રામ"ના પિતાએ "રામ" ને પાછળ લખેલા **ધન્નાજી ભગત** નામક પોતાના એક ઇષ્ટ મિત્રની દેખરેખ નીચે તેમને મૂક્યા. ભગતજીએ પણ એ કાર્ય બહુ આનંદપૂર્વક સ્વીકાર્યું.

આ સ્થળે તીર્થરામજીની વર્તણુક અને તેમના પાલક ધન્નાજીની દેખરેખ કેવી હતી તે સંબંધી પાછલા પ્રકરણમાં ઉલ્લેખ કર્યો છે. ભગતજીને ઘેર નિવાસ કર્યા પછી તીર્થરામને અંગ્રેજી વિદ્યાભ્યાસ કરવા અંગ્રેજી સ્કૂલમાં મૂક્યા. તીર્થરામે પોતાના બુદ્ધિ કૌશલ્યથી બે અઢી વર્ષમાંજ "મિડલ-સ્કૂલ"નો અભ્યાસ પૂર્ણ કર્યો. એટલે તેમને હાઇસ્કૂલમાં મૂક્યા. ત્યાં વિદ્યાભ્યાસ કરતાં કરતાં ઇ-સ- ૧૮૮૮ માં પંદરમે વર્ષે તીર્થરામજીએ પ્રાવેશિક-પરીક્ષા પસાર કરી. એ પરીક્ષામાં તીર્થરામ પોતાની શાળાના સર્વ વિદ્યાર્થીઓમાં પ્રથમ નંબરે પાસ થયા હતા. અને વિશ્વવિદ્યાલયના સર્વ વિદ્યાર્થીઓમાં આડત્રિસમો નંબર આવ્યો હતો. એ ઉત્તમ પરિણામ શેનું? એકાંત સ્થળ, દીર્ઘ પરિશ્રમ અને પાલકની યોગ્ય દેખરેખનુંજ હતું.

"રામ"ના બુદ્ધિચાતુર્ય અને અભ્યાસ-પરિશ્રમને લીધેજ ત્યાંની મ્યુનિસિપાલીટીએ તેમને થોડીક માસિક શિષ્ય-વૃત્તિ Scholarship આપી ઉત્તેજન

આપ્યું. તેથીજ વિશ્વવિદ્યાલયનું શિક્ષણ પ્રાપ્ત કરવાની ઇચ્છામાં તેમને પ્રોત્સાહન મળ્યું. પરંતુ એ પ્રોત્સાહન ઉપર આચ્છાદન કરે એવા બે સંકષ્ટના ડુંગર તેમના સમક્ષ ઉભા હતા.

**પ્રથમ:** તેમની ગરીબ સ્થિતિ, તેમાં લગ્ન થયેલાં, ઘરમાં અન્ન જમનારાં મનુષ્યો વિશેષ અને તે અન્ન પ્રાપ્ત કરનાર એકજ મનુષ્ય, તેથીજ પોતાનો પુત્ર ભવિષ્યનું શિક્ષણ બંધ કરી કોઇકિ સ્થળે ઉદર પોષણ નિમિત્ત નોકરી કરે એવી ઇચ્છા હિરાનંદને હોય એ સ્વાભાવિક છે. હિરાનંદે "રામ" સુદ્ધાંને તે પ્રમાણે કહ્યું હતું. **દ્વિતાય:** અડચણ એ હતી કે ભવિષ્યના શિક્ષણને પહોંચી વળવા જેટલો ખર્ચ શી રીતે પૂર્ણ કરવો? એ ખર્ચના પ્રમાણમાં તેમને જે કાંઇ શિષ્યવૃત્તિ પ્રાપ્ત થતી હતી તે બહુ ઓછી હતી. વળી ઘેરથી પિતા એક પાઇની પણ સહાયતા કરે એવી આશા ન હતી.

ઉપર જણાવેલી બન્ને અડચણો, ઘણા દુર્ભાગી પણ ઉત્સાહી વિદ્યાર્થીઓને આજે પણ નડતી જોવામાં આવે છે. ઉત્સાહી વિદ્યાર્થી વિદ્યાભ્યાસ કરવા ઇચ્છતો હોય ત્યારે ઘરમાં કંગાલપણું એવું હોય કે ત્યાંથી એક પાઇની સહાયતા ન મળે એટલુંજ નહિ પણ કોઇ મિત્રો કે ગામ શહેરના શ્રીમંતો સુદ્ધાં તેને સહાયતા કરવામાં મોળા! જ્યાં જ્યાં ફંડો કે બોર્ડીંગો હોય છે, ત્યાંની સ્થિતિ પણ મર્યાદિત અને વિચિત્ર હોવાથી ત્યાં તેમને પ્રવેશ કરવામાં ઘણી મુશીબત પડે છે એટલુંજ નહિ પણ "ગરીબનો કોઇ ભાગ્યેજ ભાવ પૂછે" એવી સ્થિતિ જોવામાં આવે છે. લાગવગવાળા કહેવાતા ગરીબ પણ ઘરના સુખી વિદ્યાર્થીઓ તેવાં ફંડોનો લાભ લેછે. અને ખરા ગરીબો બિચારા રખડી જતા જોવામાં આવે છે! જો કે તીર્થરામજીને સખ્તરીતે નિરાશ કરે એવી અડચણોનો પહાડ તેમના માર્ગમાં ઉભેલો જણાયો છતાં તેમણે તો પિતાની આજ્ઞાનું ઉલંઘન કરી ભવિષ્યમાં વિદ્યાભ્યાસ ચાલુ રાખવા તેઓ લાહોર જવા તૈયાર થયા. તીર્થરામજીએ પિતૃ-આજ્ઞા ભંગ કરી તેને સર્વ મનુષ્યો સ્તુતિપાત્રજ ગણશે. કારણ કે તેમણે ઉદ્ધતાઇથી પિતૃ-આજ્ઞા ભંગ કરી ન હતી. તેમણે તો દૃઢ સંકલ્પ કર્યો હતો કે; વિદ્યાભ્યાસ કરવોજ. તેમના આ માનસિક સંકલ્પનું શ્રેય, તેમને શિક્ષણ આપી પોતાના આચરણનું ઉદાહરણ દર્શાવી તેમને જે પુરૂષે શીલતા સમ્પન્ન બનાવ્યા હતા તે ધન્નાભગતનેજ આપવું ઉચિત છે. કારણ કે તીર્થરામ નિત્ય પોતાનો અભ્યાસ કર્યા પછીનો સમય ધન્નાજીના સમાગમમાં ગાળતા. એ સમયમાં તેઓ 'યોગવાસિષ્ટ'માંનો પરમાર્થ વિભાગ શ્રવણ કરતા. અને ધન્નાજી ભગતની તન, મન, ધનથી સેવા કરતા. તેઓ તેમને એટલું બધું માન આપતા કે પોતાનું કોઇ પણ કામ ધન્નાજીને પૂછ્યા સિવાય કરતા નહિ. તીર્થરામજીની શ્રદ્ધા, ભક્તિ અને સેવા જોઇ ભગતજી એટલા બધા

પ્રસન્ન થયા કે તેઓ તેને પોતાના પ્રાણ સમાન માનતા. આ પ્રસંગે અમને **ભગવત્શ્રી રામકૃષ્ણ પરમહંસ** અને પૂજ્યપાદ **સ્વામી વિવેકાનંદજીનું** સ્મરણ થયા સિવાય રહેતું નથી. તીર્થરામના અંતઃકરણમાં ભગતજી પ્રત્યે કેટલો પ્રેમ અને પુજ્ય ભાવ હતો તેમજ માનસિક શિક્ષણમાં તેમની કેટલી પ્રગતિ થઇ હતી તે નીચેના પત્ર ઉપરથી જણાઇ આવે છે :—

"લાહોર, ૨૩ જુલાઈ ૧૮૮૯.

પ્રિય ગુરૂજી અને સ્વામી મહરાજ,

આજે આપના બીજા બે પત્રો પ્રાપ્ત થયા. હું મહાન્ પાપી અને અપરાધી છું. માટે મ્હારા મનની શુધ્ધિ કરો. મ્હારે માટે જે કાંઇ કરવું ઉચિત્ કરનાર આપજ છો. આપ મ્હારા પિતા અને બંધુ સામાન હોયાથી મ્હારા સર્વ સગાં સંબંધીમાં આપજ છો કારણ કે **બાળકોના અપરાધ મનમાં સમાવી તેને છાતી સરસા ચાંપવાનું કાર્ય વડીલો કરતા આવ્યા છે.** મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. હું તો આપનો નમ્ર સેવક છું આપની આજ્ઞા મ્હારે શિરસાવંદ્ય છે.

આપનો **તીર્થરામ.**"

તરૂણાવસ્થાના પ્રારંભમાંજ આટલી બધી નમ્રતા, આટલીબધી સરળતા અને આર્જવતા, **વડીલો** પ્રત્યે આદર, અને ગુરૂદેવ પ્રત્યે ઉત્કૃટ પ્રેમ અને આદર, એ કાંઈ ગરીબાઈ ને લીધેજ પ્રાપ્ત થતું નથી. તેતો "રામ"ના ગુરૂ સ્વરૂપ ધન્નાજી ભગતના માખણ કરતાં પણ અતિ કોમળ, અને પ્રેમાળ અંતઃકરણનું અને આચાર–શીલતાનુંજ પરિણામ હોવું જોઇએ એમાં સંદેહ નહિ.

## વિશ્વવિદ્યાલયનું શિક્ષણ.

ઉપર લખ્યા પ્રમાણે તીર્થરામ ધન્નાજી ભગતના પ્રોત્સાહનથી અને સ્વતઃની ઉર્મીથીજ વડીલોની ઇચ્છા વિરૂદ્ધ શિક્ષણ સંપાદન કરવા માટે અંતે તૈયાર થયા. એ જો હિરાનંદજીએ તુરતજ તેમને ઘરમાંથી હાંકી કાઢયા અને તેમને સહાયતા નહિ કરવાનો પોતાનો નિશ્ચય પણ જણાવી દીધો. તીર્થરામજીએ પિતાનો નિશ્ચય શાંત ચિત્તે સાંભળ્યો. છતાં તેમણે કોઇપણ પ્રકારે વિદ્યાભ્યાસ કરવાનો નિશ્ચય છોડયો નહિ. તેમણે પોતાના પિતાને બદલે જગતનાં અનેક પ્રાણીઓના પિતા ઇશ્વર ઉપર અને અતિ પવિત્ર મનના ગુરૂદેવ ધન્નાજી ભગત ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખી અસહાય સ્થિતિમાં ઘર બહાર પગ મૂક્યો અને તુરતજ લાહોર જઇ પહોંચ્યા.

લાહોર જઇ, તેમણે પોતાનું નામ "ફોરમન ક્રિશ્ચયન કૅાલેજમાં" દાખલ કરાવ્યું. ત્યાં તેમણે બે વર્ષ પર્યંત શીખી મહેનત લઇ અભ્યાસ કર્યો એ સાથે પોતાનો ખર્ચ ચલાવવા તીર્થરામજીએ એક બે વિદ્યાર્થીઓને ભણાવવાનું રાખ્યુંહતું. આશ્ચર્યની વાત તો એ હતી કે: આ વખતે તેમણે ફારસીને બદલે બીજી ભાષા તરીકે "સંસ્કૃત" ભાષા લીધી હતી. એક તો તેમનું નિર્બળશરીર, અને ખર્ચની ઘણી અડચણને પહોંચી વળવા વિદ્યાર્થીઓને શિખવવાની મહેનત કરવી પડતી. તેમાં વળી આજસુધી જે ભાષાનો એક અક્ષર પણ જોયો તેમજ ઉચ્ચાર્યો ન હતો તે ભાષામાં તેમને પરીક્ષા આપવાની હતી ! આટલી બધી કઠીન પરિસ્થિતિ હતી છતાં ધન્યવાદની વાર્તા એ હતી કે: પરીક્ષામાં તીર્થરામજી **પહેલે નંબરે** પાસ થયા અને તેથીજ તેમને પહેલા કરતાં ભારે શિષ્ય વૃત્તિ મળી ! આ સમયે તેમને જે આનંદ થયો હતો તેની કલ્પના શી રીતે થઈ શકે ? એ આનંદની કલ્પના તો તેમના જેવી પ્રતિકૂળ દુઃખદ અને નિરાધાર સ્થિતિમાં વિદ્યાભ્યાસ કરતાં વિદ્યાર્થીનેજ પૂર્ણ રૂપે તુરત આવે ! પરીક્ષામાં પાસ થવાથી **તીર્થરામજી** ફુલાઈ ગયા નહીં કિંવા તેમને અહંકાર થયો નહિ, પણ આ સમયે તો તેમની ઇશ્વર ઉપરની અને ધન્નાજી ઉપરની શ્રદ્ધા અને આત્મવિશ્વાસ બમણો વૃદ્ધિ પામ્યો. તેમણે એમ પણ જાણ્યું કે: આત્મ વિશ્વાસ રાખી જેઓ ખંતથી કોઇપણ કાર્ય કરે છે તેની મનઃકામના પરિપૂર્ણજ થાય છે.

પરીક્ષામાં પાસ થયા પછી બી. એનો બે વર્ષનો અભ્યાસ તેમણે શરૂ કર્યો. **આયુષ્યનો ભવિષ્ય કાલ સૂર્ય પ્રકાશ જેવો ઉજ્જવલ થવાનો હોય તેનો પૂર્વ કાલ અનેક સંકટ પરંપરાથી યુક્ત હોય છે. સંકટ પરંપરાની કસોટીમાંથી તેને સંપૂર્ણ રૂપે પસાર થઈ સો ટચના સુવર્ણ જેવું ઠરવું પડે છે. મહાત્માઓનાં ચરિત્રોનું અવલોકન કરતાં એવોજ અનુભવ થાય છે. તેમને પણ અનેક પ્રકારનાં સંકટોમાંથી પસાર થવું પડે છે. ત્યારેજ તે સિદ્ધ થાય છે.**

## ખરો કસોટીનો સમય.

ઉપર જણાવ્યા પ્રમાણે પરીક્ષામાં પાસ થયાં પછી **તીર્થરામજીને** ભારે શિષ્યવૃત્તિ પ્રાપ્ત થવા લાગી તેથી તેમને થોડાક સુખની આશા જણાઇ. પરંતુ તેઓ કઠિન પરિસ્થિતિની કસોટીમાંથી સંપૂર્ણ રૂપે પસાર થયલા નહિ હોવાથી "આઘાત થતાંજ ધૈર્ય ઉત્પન્ન થાય છે." એ નીતિ પ્રમાણે **રામના** અંતઃકરણમાં "શ્રેષ્ટ ધૈર્ય" ઉત્પન્ન થવા માટે અતિશય કઠિન પરિસ્થિતિ ઉત્પન્ન થવાની જરૂર હતી. પરમેશ્વરે સંજોગો પણ એવાજ ઉત્પન્ન કર્યાં, અને તેમનું ધૈર્ય વૃદ્ધિ પામવા લાગ્યું. કઠિન સ્થિતિમાં ઘણાં મનુષ્યો સન્માર્ગે

વળી સ્વર્ગ સુખ ભોગવે છે અને ઘણાં મનુષ્યો અધમ માર્ગે વળી નરક દુઃખ ભોગવે છે ! મનુષ્ય મનને ઘડવા માટેજ અનેક કઠણ પ્રસંગો, અનેક દુઃખ અને અનેક આપત્તિઓની વિધિએ રચના કરી હોય એમ અમને જણાય છે.

તીર્થરામે બે વર્ષ પોતાની સહાયતા સિવાય વ્યતીત કર્યા છે, અને તેમને ભારે શિષ્યવૃત્તિ પ્રાપ્ત થઇ છે, એ સર્વ સમાચાર તેમના પિતાને કાને પહોંચ્યા પછી તેમણે "રામ" પત્નીને લાહોર મોકલી દીધી. આ સમયે પુત્ર-વધુને પુત્રને ઘેર લાહોર મોકલી નહોત તો ચાલત, પરંતુ શિક્ષણનો નાદ છોડી દઈ તેઓ ઉદર પોષણ માટે નોકરી ધંધો વળગી પડે એજ હેતુ સાધ્ય કરવા માટે "રામ"ના પિતાએ પુત્રવધુને લાહોર મોકલ્યાં હતાં સંસારનો ભાર પોતાના મસ્તક ઉપર પડયા પછી રામનું મન કંઇક જુદું વલણ લેશે એવું તેમના પિતાનું ધારવું હતું પરંતુ "રામ" જરાએ ડગ્યા નહિ. અભ્યાસ તો ચાલુજ રાખ્યો. રામનું મનોધૈર્ય કેવું દઢ હતું એની કલ્પના તેમને હોયજ કયાંથી ? તેથીજ તેમણે એવી વર્તણુંક ચલાવી હતી. તીર્થરામની આટલી વયમાં **માનસિક ધૈર્ય અને જ્ઞાન-લાલસા, એ બે મહાન્ સદગુણ, તેમનામાં સાધારણ રૂપેજ જણાતા હતા.** તેથી આ સમયે પત્નીને ત્યાં આવેલાં જોઇ તેમનું મન જરાએ કચવાયું નહિ, પણ દેવીનું આગમન તેમણે ધૈર્યપૂર્વક સહન કર્યું. તેથી તેમના પિતાની યુક્તિ નિષ્ફળ ગઈ! તીર્થરામજી કંટાળ્યા નથી, અને અભ્યાસ પ્રેમપૂર્વક ચાલુ રાખ્યો છે એ જોઈ આસરે એક વર્ષ પછી હીરાનંદ, પોતાની પુત્રવધુને પોતાને ઘેર પાછી તેડી લાવ્યા !

આ સમયે તીર્થરામજીને જે શિષ્યવૃત્તિ પ્રથમ પ્રાપ્ત થતી તેમાંથી ઘરનું ભાડું, પુસ્તકોનો ખર્ચ, ફી અને ઘર સંસારનો ખર્ચ થતો. એ સર્વ ખર્ચ તેઓ કેવી રીતે ઉત્પન્ન કરી લેતા તે હકીગત પ્રસંશા કરવા યોગ્ય હોવાથી અને આ સમયની તીર્થરામજીની રહેણી કરણી ઉપરથી આધુનિક વિદ્યાર્થી વર્ગને ઘણો બોધ લેવા જેવું હોવાથી તેનો અત્રે ટુંકમાં ઉલ્લેખ કરવામાં આવે છે.

"એક મહિનામાં અભ્યાસ થઈ શકે એટલાં પુસ્તકો ખરીદ કરવામાંજ "રામ" ને મળતી શિષ્યવૃત્તિનો મ્હોટો ભાગ ખર્ચાઈ જતો. એમ હોવાથી તેમની પાસે જે કાંઇ રકમ સિલિક રહેતી તે એટલી બધી થોડી હતી કે તેમાંથી માત્ર દરરોજ ૯ પાઇ ખર્ચ કરી તેમને તે મહિનો પસાર કરવો પડતો ! " એક સમયે તો એથી પણ વધારે કઠણ પ્રસંગ આવ્યો હતો. "રામ"ને માલ ધીરનાર દુકાનદારે તેમની પાસે પૈસા માગ્યા તેથી તેમણે એક દિવસ તેને પૈસા આપી દીધા. આ સમયે ઘણાજ થોડા પૈસા સિલિકમાં રહેલા

હોવાથી "રામે" દરરોજ એક વખત જમવાનું રાખ્યું હતુ! કેટલીક વખત તો દીવામાં બાળવાનું દિવેલ લાવવામાં પૈસાનો ઉપયોગ કરતા, અને તે દિવસે તેઓ ઉપવાસ કરતા! અહા! આ કેટલું દૈન્ય! કેવો ત્રાસ અને કેવું દુઃખ? વિદ્યાર્થી અવસ્થામાં આવું કંગાલપણું અને દુઃખ સહન કરવું અને શાંત ચિત્તે વિદ્યાભ્યાસ કરવો એ બન્ને કેમ બને! પરંતુ એવી વિકટ સ્થિતિ સુદ્ધાં "રામે" પસાર કરી છે અને ભાવી વિદ્યાર્થીઓને શિખામણ આપી છે કેઃ ગમે તેવા સંકટમાં પણ વિદ્યાભ્યાસ કરી શકાય છે! એવી સ્થિતિમાં "રામ"ને ઘણું દુઃખ થતું, પરંતુ તુરતજ તે એવો વિચાર કરતા કેઃ 'રસ્તામાં ભીક્ષા માંગનાર ભીખારીઓ આવાજ દુઃખમાં પોતાનું ગુજરાન ચલાવી દિવસો નિર્ગમન કરે છે તો પછી હું મારૂં ગુજરાન ચલાવું એમાં આશ્ચર્ય શું? ઇશ્વર મ્હારી પરીક્ષા લે છે. મ્હારે તેની પરીક્ષામાંથી પાર ઉતરવુંજ છે! ગમે તેમ થાય તો પણ પાછું પગલું ભરવું નથી. એજ મ્હારો દ્રઢ સંકલ્પ છે." અહા! કેવો દ્દઢ સંકલ્પ? કેવી આશ્ચર્યકારક સહન શક્તિ અને પ્રત્યેક સ્થિતિમાં સંતોષ માનવાની કેવી પ્રશંસાપાત્ર યુક્તિ!

## "રામ"નો પોષાક.

ઉપર દર્શાવેલી પરિસ્થિતિમાં રામનો પહેરવેશ કેવો હોવો જોઇએ તેની કલ્પના વાંચકથી થઈ શકે એમ છે. "રામ"ની આ સમયની રહેણી કરણી ઉપરથી વિદ્યાર્થીઓ ઉપરાંત અનેક મનુષ્યોને અનેક પ્રકારનો બોધ મળે એમ છે એ પૂર્વેજ કહેવામાં આવ્યું છે. તેમના શરીર માટે એક ખમીસ, બે સુરવાલ, એક હલકો ગામડી ફેંટો, અને પગમાં ગામઠી જોડા. બસ. આટલાંજ તેમનાં વસ્ત્રો! એનું મૂલ્ય સાંભળી તમે આશ્ચર્ય પામશો! એ સર્વ પોષાકનું મૂલ્ય ભાગ્યેજ ત્રણેક રૂપીઆ હશે. તેઓ બી. એ. ના વર્ગમાં હતા તે સમયે તેમના પગમાં ગામઠી જોડા રહેતા, પરંતુ "રામે" જ્યારે જાણ્યું કે મહાવિદ્યાલય (University)ના સભાગૃહમાં બુટનોજ ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે તે કેવી રીતે વાપરવાં તેની ફિકરમાં તેઓ પડી ગયા. એક સમયે તો વર્ષાદમાં તેમનો એક જોડો તણાઈ ગયો તેથી બીજે દીવસે મહાવિદ્યાલયમાં જતી વખતે એક સ્ત્રીનો જોડો એક પગમાં પહેરી ચાલ્યા ગયા! આ સમયે તેમને સ્ત્રીના જોડાનો ખ્યાલ પણ ન આવ્યો! એ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા પછી સવાનવ આના ખર્ચ કરી એક નવીન જોડો વેચાતો લીધો! અર્થાત્ "રામ"ની સાદાઇએ હદ કરી હતી! આજકાલના કૅાલેજીયન વિદ્યાર્થીઓને ફેસનેબલ બહુમૂલ્ય વસ્ત્રો જોઇએ છીએ ત્યારે અમને વિચારજ થાય છે. તેમાં પણ કેટલાક ગરીબ માબાપનાં છોકરાં સુદ્ધાં ફેસનની ફિસિઆરીમાં ફસાઇ પડેલા હોવાથી વિવિધ પ્રકારના પોષાક માટેજ માતાપિતાને ભારે

દેવામાં દબાવી દે છે! એવા વિદ્યાર્થીઓને "રામ"નો પોષાક શિખામણ આપે છે કેઃ સાદાઇ અને નિરાભિમાનપણુ એજ વિદ્યાભ્યાસમાં મદદ કરી શકે છે.

## રામનું સ્વરૂપ.

આર્યવંશને શોભે એવો તેમનો સુંદર ચ્હેરો, તેમના કાળા ભ્રમર જેવાં નેત્રો, ધનુષ્યાકાર ભ્રમરો, વિશાલ ભાલ પ્રદેશ, તેમના નાજુક અને પાતળા ઓઠ, ન્હાની સરખી દાઢી, અને કુલીન યુવતીને શોભે એવું સાલસપણું ધારણ કરનાર ગૌર વર્ણના "રામ" નાં દર્શન કરતાંજ તેમના અંતઃકરણમાં સમાયલો ગૂઢ પ્રેમ, અનુપમ બુદ્ધિસામર્થ્ય, નિશ્ચલ મનોધૈર્ય, ઉચ્ચ આકાંક્ષા અને ઉદાર હેતુ સ્પષ્ટ જણાઈ આવતાં.

## "રામ"નું વર્તન.

"રામ" હમેશાં આનંદી જણાતા, અર્થાત્ તેઓ હમેશાં આનંદમ જ રહેતા. અંગ્રેજોમાં Cheerful face આનંદી* "ચ્હેરો" એ એક શુભ લક્ષણ ગણાય છે. "રામ"નો ચ્હેરો હંમેશાં આનંદી રહેતો. તેમના સ્વભાવમાં દૈવી પવિત્રતા અને મનની સરલતા, એ બન્ને અસાધારણ સદ્‌ગુણો હતા. પોતાની અતૃપ્ત જ્ઞાન–લાલસા સમાવવા માટે તેઓ શીત, ઉષ્ણ અથવા ક્ષુધા, તૃષાની તેઓ બિલકુલ પરવાહ કરતા નહોતા. ઉદરપોષણ **એ કાંઈ જ્ઞાન પ્રાપ્તિનો ખરો હેતુ નથી પરંતુ જ્ઞાનને માટેજ જ્ઞાન સંપાદન કરવું એ શિક્ષણનો હેતુ હોવાથી તેમનો નિત્યનો અભ્યાસ એ ખરેખર હવન–કુંડની એક પવિત્ર આહુતિજ હતી.** એટલી બધી ગંભીરતાથી, શાંતિથી, અને જાગૃતિથી તેઓ જ્ઞાનાર્જન કરતા કેઃ જેથી પોતાના ભાવી કાર્યનું અને ઉદ્દિષ્ટ ધ્યેયનું તેમને સંપૂર્ણ જ્ઞાન હતું એમ જણાય છે. ધીમેથી પરંતુ સંપૂર્ણ ખાત્રીથી તેઓ પ્રત્યેક કાર્ય કરતા. તેઓ આવી સ્થિતિમાં અશ્રુપૂર્ણ નેત્રથી, એક સાચા શિષ્યને શોભે એવી નમ્રતાથી, જરાપણ આળસ કર્યા વગરજ આપણા દૈવી શિષ્ય તીર્થરામજી દૃઢનિશ્ચય પૂર્વક, ખંત પૂર્વક, ચિવટાઇથી, રાત દિવસ, અવિશ્રાંત મહેનત કરીને જ્ઞાનમંદિરમાં સરસ્વતી દેવીની ઉપાસના કરતા હતા.

આવી સ્થિતિમાં "રામ"નો બી. એ. નો અભ્યાસ શરૂ થયો. "રામ"ના સહાધ્યાયી મિત્રો તેમને "ગોસ્વામી તીર્થરામ" કહી આદર-

---

* હંમેશાં **આનંદી** રહેવું એ એક દિવ્ય ચિહ્ન છે. ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ કહેતા કે: Be Cheerful and You are God' "આનંદમાં રહેવાથી મનુષ્ય ઈશ્વર સમાન થઈ રહે છે. કારણ કે: **ઇશ્વર એટલે સત્-ચિત્ત–આનંદ** છે.

પૂર્વક બોલાવતા. આ સમયે "રામ" ને સંસ્કૃત ભાષાનો વિશેષ પરિચય ન હતો, પરંતુ ફારસી ભાષામાં તો તેઓ પ્રવીણ હતા. બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થઇને, અને તેમાં પણ વળી ગોસ્વામી તુલસીદાસના પવિત્ર કુળમાં જન્મ ધારણ કરીને ગીર્વાણ ભાષાને બદલે ફારસી ભાષાના પૂર્ણ ભક્ત બનેલા "રામ" ને તેમના એક સહાધ્યાયી મિત્રે એ સંબંધી મ્હેણું માર્યું હતું. તે ઉપરથી ફારસી ભાષાનો વર્ગ છોડી દઇ સંસ્કૃત ભાષાના વર્ગમાં દાખલ થવાનો "રામે" નિશ્ચય કર્યો હતો. એમ થવાથી તેમના મૌલવી શિક્ષકને ઘણું ખોટું લાગ્યું. હજુ સુધી સંસ્કૃતનો બિલકુલ પરિચય નહિ હોવાથી તે વર્ગના બીજા વિદ્યાર્થીઓની સાથે તેઓ શિક્ષણમાં ટકી શકશે નહિ. એ કારણ બતાવી સંસ્કૃત ભાષાના અધ્યાપક પંડીતજીએ તેમને તે વર્ગમાં લેવાની ના પાડી, પરંતુ એ વિઘ્નમાંથી પણ નેપોલિયનના જેટલું ધૈર્ય ધારણ કરનાર અને ખંત રાખનાર "રામ" નિર્વિઘ્ને પસાર થયા. તેઓ સંસ્કૃત વર્ગમાં પ્રવેશ કરી શકયા.

તે સમયે પરીક્ષાનાં પુસ્તકોમાં "રઘુવંશ" નામક એક પુસ્તક મંજુર થયું હતું. તેનો કેટલોક વિભાગ અભ્યાસ કરી, અને તે સાધારણ રીતે સમજી શકાય એવી તૈયારી કરી તીર્થરામ પંડિતજી સમક્ષ હાજર થયા, અને તેમને પોતાનો અભ્યાસ દર્શાવી આપ્યો. એ જોઇ પંડિતજી આશ્ચર્ય ચકિત થઇ બોલ્યા કેઃ " બીજા વિદ્યાર્થીઓને જે વિષયનો અભ્યાસ કરતાં કેટલાક મહિના લાગ્યા છે તેજ વિષય તું આટલા થોડા સમયમાં, વ્યાકરણ આવડતું નથી છતાં તૈયાર કરી લાવ્યો એ જોઈ ત્હારી સર્વોત્તમ સ્મરણ શક્તિની અને વિદ્વત્તાની મ્હને સંપૂર્ણ ખાત્રી થઇ છે, તેથી ત્હારા એ સદ્‌ગુણની હું હમણાં જ પ્રિન્સિપાલ સાહેબ સમક્ષ પ્રશંસા કરીશ અને મ્હારી ભુલ હું કબુલ કરીશ, તેમજ તને સંસ્કૃત વર્ગમાં દાખલ કરીશ." આ પ્રમાણે તીર્થરામજી સંસ્કૃત વર્ગમાં પ્રવેશ કરવા પામ્યા અને તેઓ સુંદર રીતે અભ્યાસ કરવા લાગ્યા.

મહત્વ પ્રાપ્ત કરવા માટે દીર્ઘ પ્રયત્ન, અવિશ્રાંત પરિશ્રમ અને વિલક્ષણ ખંત એ સર્વ ગુણની મનુષ્યને આવશ્યક્તા છે, પરંતુ એ ગુણ સાથે પોતાના ઉદ્દિષ્ટ કાર્યની પૂર્ણ માહિતીરૂપી જોડ ન હોય તો તે ગુણ નિષ્ફળ જાય છે. "રામ"ના ચરિત્ર પ્રત્યે નિહાળતાં જણાય છે કેઃ તે એકજ ગુણ માત્ર "રામ"માં નહોતો પણ તેની જોડનો ઉપરોક્ત ગુણ પણ વિદ્યમાન હતો. એ તેમના એક બે પત્રો ઉપરથી જણાઈ આવે છે. રજાના દિવસોમાં તીર્થરામજીને ઘેર બોલાવવા પત્ર લખેલો પરંતુ તેમ નહિં કરતાં તેમણે નીચે પ્રમાણે પત્રનો ઉત્તર લખ્યો હતોઃ—

"દીર્ઘ પ્રયત્ન સિવાય કોઈ પણ મનુષ્ય મહાન્ જ્ઞાની થઈ શકતો નથી. તેની વિદ્વતાનું કારણ અભ્યાસ એજ છે. તેનો પ્રયત્ન જો કે આપણા જોવામાં આવતો નથી તો પણ કહી શકાશે કેઃ–તે ગુપ્તપણે પ્રયત્ન કરતોજ હશે. પુષ્કળ વિદ્યાર્થીઓ ઘેર જઇને પણ પોતાનો અભ્યાસ સારી પેઠે કરી આવતા હશે એ સત્ય પરંતુ તેનું કારણ કંઇકિ જુદું જ છે. એક તો એ કેઃ તેઓ જ્યાં અભ્યાસ કરતા હશે ત્યાં તેમને વિઘ્નકર્ત્તા થઇ પડે એવું કાંઇપણ નહિં હોય, અથવા તેઓ અવિવાહિત હશે અથવા તેમની ઇચ્છાશક્તિ ઇન્દ્રિયજન્ય વિષયોનો ભોગ ન થઇ પડે એટલી વિકાસ પામેલી હશે, પરંતુ મ્હારૂં મન તેવી સ્થિતિમાં નથી. તે તદ્દન દુષ્ટ છે, તેથી તેને પ્રયત્ન કરીને પણ બળવાન બનાવવું જોઇએ, અને રજાના દિવસમાં જ મ્હારે અતિશય મહેનત કરવી જોઇએ. જેમ કોઇ એક રાજ-પુત્ર, યુદ્ધને પ્રસંગે પોતાનું સર્વ લક્ષ સૈન્ય પ્રત્યેજ રાખે છે તેજ પ્રમાણે મ્હને પણ અભ્યાસ પ્રત્યે પૂર્ણ લક્ષ રાખવાની પરવાનગી આપશો. કૃપા કરીને આ પ્રશ્નનો ઉહાપોહ પુનઃ કરશો નહિ!"

પરિશ્રમ કરવાની કળા "રામ" માં કેવી હતી તેનાં અનેક ઉદાહરણો તેમના પત્રોમાંથી પ્રાપ્ત થાય છે, પરંતુ વિસ્તાર–ભયને લીધે તે અત્રે પ્રકટ કરવામાં આવતા નથી.

તેમના એવા પરિશ્રમપૂર્વક અભ્યાસ કરવા જેવા સ્વભાવને લીધે અને બુદ્ધિની ચપળતાને લીધે તેમના સહાધ્યાયીઓ અને તેમના અધ્યાપક તેમજ ઇતર સદગૃહસ્થો પણ "રામ" ની ગરિબાઈ લક્ષ્યમાં લઈ પ્રસંગોપાત તેમને સહાયતા કરતા. તેમને અનેક વખત ઓચિંતીજ સહાયતા મળી જતી, તેમ છતાં "રામ" નું મન અને વર્તન બોધ લેવા લાયક હતું. ધન્નાજી ઉપર લખેલા નિચલા પત્ર ઉપરથી એજ કથન સાબિત થાય છે.

"લાહોર. ૧૧ જૂન ૧૮૯૨

પ્રિય ગુરૂજી,

આજે મ્હારા પ્રિન્સિપાલ સાહેબને કોઇ એક સદ્દગૃહસ્થે મ્હારે માટે રૂ. ૫૩) આપ્યા હતા, તે તેમણે મ્હને એક બાજુએ બોલાવી આપ્યા. એ રૂા. આપનાર ગૃહસ્થનું નામ પૂછતાંજ તેમણે મ્હને કહેવાની ના પાડી. એ ઉપરથી હું સમજ્યો કેઃ તે રૂા. તેમણે પોતેજ મ્હને આપ્યા હશે, તેથીજ થોડાક રૂા. મ્હને આપી બાકીના મહાવિદ્યાલયના કોઇપણ કાર્યમાં ખર્ચ કરવાની મ્હેં વિનતિ કરી, તે પણ તેમણે સ્વીકાર્યું નહિ ત્યારે મ્હેં પુનઃ કહ્યું કેઃ મ્હારી ફી ગણિત–શિક્ષક મહાશય "ગિલ્બર્ટસન" આપે છે તેથી તેમને વિશેષ ત્રાસ આપવા મ્હને ઇચ્છા થતી નથી, માટે આપ

આ દ્રવ્યમાંથી તેટલી ફી કાઢી લેશો. મ્હારી એ પ્રાર્થનાનો ઉત્તર તેમણે એ દીધો "કે:—આ બાબતોનો નિકાલ કરવાનું હું ગિલ્બર્ટસન સાહેબનેજ સોંપું છું." એ ઉપરથી મ્હેં બધા રૂપિયા લીધા અને અયોધ્યાપ્રસાદને આપી દીધા.

આપનો સેવક

"તીર્થરામ."

ઉપર આલેખેલા પત્રો ઉપરથી તીર્થરામની વિદ્યાર્થી-દશાની એક બાજુ જણાઈ આવી. હવે તેમના મનોવિકાસમાંથી ગુરૂ-ભક્તિનું ઉદાહરણ દર્શાવી મૂખ્ય-ચરિત્ર-વિભાગ આગળ ચલાવીશું. તીર્થરામજી ઉપર પત્ર લખતા તેમના ગુરૂ ધન્નાજીને વિલંબ થતો અથવા તેઓ ભૂલી જતા તો તેઓ તેમને લખતા કે:—

"આપ પોતે જાતે અત્રે પધારતા નથી અથવા પત્ર પણ લખતા નથી, તો પછી મ્હને મ્હારો અપરાધ શી રીતે જણાય? વળી હમણાં આપનો મ્હારા પ્રત્યેનો પ્રેમ શા માટે શિથિલ થયો છે તેનું કારણ સમજાતું નથી. પરમેશ્વરના ગુણોદધિમાં, દયા અને શાંતિ એ બે મૂખ્ય રત્નો છે. એ બન્ને ગુણની પ્રતિમૂર્તિરૂપ બનવું એજ સાચો સદ્‌ગુણ છે.

આપ મ્હારા દોષ દર્શાવી આપશો તો હું આપનો આભારી થઇશ. કારણ કે દૈવી જ્ઞાન-ચક્ષુદ્વારા આપ મ્હારા સ્વભાવમાં રહેલા દોષ જાણો છે. તેથીજ કદાચ આપ મ્હારા સંબંધી આટલા બધા મૂક બન્યા હશો! આપની આજ્ઞાનુસાર હું વર્તતો નથી એવો આરોપ લોકો મ્હારા ઉપર કરતા હશે, પરંતુ હું તો આપની આજ્ઞાનું ઉલંઘન કદી પણ કરતો નથી, એવું આપ એકજ વખત માત્ર કબૂલ કરો તો પછી હું લોકોની પરવા કરીશ નહિ. મ્હારી એટલીજ વિનતિ છે કે:—

**जो हम भूले वचन उचारे,**
**क्षमा करो अपराध हमारे.**

વાંચક બંધુ! આ પત્ર ઉપરથી તીર્થરામજી જેવા બી. એ. કલાસના વિદ્યાર્થીની કેવી નિઃસીમ ગુરૂભક્તિ છે તે જણાઇ આવે છે! એ ગુરૂભક્તિને પ્રતાપેજ "રામે" ધન્નાજીને સાક્ષાત્ ઈશ્વર માની તેમની સ્તુતિ કરી તેમની કૃપા ભિક્ષા માંગી છે. ગુરૂ સ્તુતિમાં તીર્થરામજી કહે છે કે:—

(રાગ-કેદાર.)

रफीकोंमें[१] गर[२]है मुरव्वत[३] तो तुझसे[४] ।
अजीजोंमें[५] गर है मुहब्बत[६] तो तुझसे ॥ १ ॥

खजानों[७]में जो कुछ है दौलत तो तुझसे ।
अमीरों में है जाह-ओ-सौलत[८] तो तुझसे ॥ २ ॥

हकीमो[९]में है इल्मो[१०]हिकमत[११] तो तुझसे ।
या रौनके-जहां[१२]या है बर्कत[१३] तो तुझसे ॥ ३ ॥

है रोकर यह तकरारे-उल्फत[१४] तो तुझसे ।
की इतनी[१५] यह हो मेरी किस्मत तो तुझसे ॥ ४ ॥

मेरे जिस्मो-जांमें[१७] हो हर्कत तो तुझसे ।
उडे मा-ओ-मनीको[१८] वह शिर्कत[१९]तो तुझसे ॥ ५ ॥

मिले सदका[२०] होनेकी इज्जत[२१] तो तुझसे ।
सदा एक होनेकी लज्जत तो तुझसे ॥ ६ ॥

उडें टेढी[२२] बांकी यह चालाकियाँ[२३] सब ।
सिपर[२४] फैंकू हूंहूं सलामत[२५] तो तुझसे ॥ ७ ॥

## આપત્તિના અગ્નિમાં.

“ રામ ” બી. એ. ના ક્લાસમાં વિદ્યાભ્યાસ કરતા હતા તે સમય કેટલો કઠીણુ હતો તે આપણે પાછલાં પ્રકરણમાં જોઇ ગયા છીએ. સુવર્ણની શુદ્ધિ તેને અગ્નિમાં તપાવ્યા સિવાય થતી નથી. રામના આયુષ્યનો પ્રથમ કટોકટનો પ્રસંગ તો તેઓ પ્રવેશિક-પરીક્ષામાં પસાર થયા તેજ હતો, પરંતુ હવે તો તેથી પણ વિશેષ કઠીન પ્રસંગમાંથી રામને પસાર થવાનું હતું. રાવણનો વધ કર્યા પછી સીતાજીને રામચંદ્રજી સમક્ષ લાવ-

૧. મિત્રોમાં. ૨. અથવા, અન્ય. ૩. કૃપા. ૪. ત્હારે લીધે, ત્હારાથી. ૫. સ્નેહીઓમાં. ૬. સ્નેહાળપણું, સ્નેહ. ૭. ખજાનામાં. ૮. ગૌરવ, યશ. ૯. વૈદ્યોમાં. ૧૦. વિદ્યા, ચિકિત્સા. ૧૧. ઉપાય-ઈલાજ. ૧૨. સંસારની-સુંદરતા. ૧૩. પ્રાપ્તિ, ફાયદા. ૧૪. પ્રેમનો ઝગડો-વિવાદ. ૧૫. એટલું. ૧૬. નશીબ. ૧૭. શરીરમાં, પ્રાણમાં-જીવમાં. ૧૮. અહંકારની. ૧૯. વિભક્તપણું-જુદાઈ. ૨૦. અર્પણ કરવાની. ૨૧. આબરૂ. ૨૨. વાંકી. ૨૩. ચાલાકી, હુશીઆરી. ૨૪. તેના ઉપર. ૨૫. બચાવ, કલ્યાણ, આરોગ્ય.

વામાં આવ્યાં તે સમયે જ સીતાજીની શુદ્ધિ કરી તેમને દિવ્ય-સિદ્ધ-બનાવવાની રામચંદ્રજીની ઇચ્છા હતી, તે પ્રમાણે તેમણે સીતાજીની શુદ્ધિ કરાવી હતી. અર્થાત્ તેમને અગ્નિમાં પ્રવેશ કરવો પડ્યો હતો અને અગ્નિનારાયણે પ્રકટ થઇ સીતાજી શુદ્ધ હોવાની સાક્ષી પૂરી તેમને રામચંદ્રજીને સોંપ્યાં હતાં. તેજ પ્રમાણે પરમેશ્વરના મનમાં પણ તીર્થરામજીને દિવ્ય બનાવવાની ઇચ્છા હોવાથી જ જગત્ ચાલક પ્રભૂએ તેમને માટે અતિ કઠીન પરિસ્થિતિ ઉત્પન્ન કરેલી હોવી જોઇએ એમ જણાય છે.

તે વર્ષે તીર્થરામે ઘણી મહેનત કરીને અભ્યાસ કર્યો હતો, તેથી પરિક્ષામાં પહેલે નંબરે આવવાની તેમને ઘણીજ ઉમેદ હતી. અને તેમના સહાધ્યાયી મિત્રો તથા તેમના અધ્યાપકને પણ તેવીજ ઉમેદ હતી, પરંતુ પરમેશ્વરની ઇચ્છા-લીલા કોણ જાણી શકે છે? મનુષ્ય એક ધારે છે ત્યારે દૈવ કાંઇ બીજું જ કરે છે. તે વર્ષે પરીક્ષામાં કોણ જાણે શુંયે થઇ ગયું હતું કે ઓછો અભ્યાસ કરનારાઓ પાસ થઇ ગયા હતા એમ કહેવાય છે! પરીક્ષાઓમાં ઘણી વખત એવું જ ચમત્કારિક પરિણામ જોવામાં આવે છે કે જેથી આશ્ચર્ય થયા વિના રહેવાય નહિ! જે પરીક્ષા ઉપર વિદ્યાર્થીનું ભવિષ્ય અવલંબી રહ્યું હોય, જે પરીક્ષા ઉપર વિદ્યાર્થીના માતા-પિતા અને પાલકવર્ગની આકાંક્ષા લટકી રહી હોય, જે પરીક્ષા ઉપર વિદ્યાભ્યાસ પાછળ ખર્ચાયેલા પૈસાનું સાર્થક થવું અથવા ન થવું અવલંબન કરી રહ્યું હોય અને જે પરીક્ષા ઉપર બિચારા વિદ્યાર્થીના આખા વર્ષની સઘળી મહેનતનો આધાર હોય, તેજ પરીક્ષામાં થોડા માર્ક માટે બિચારો વિદ્યાર્થી ઉડી જાય તેની સાથેજ વિદ્યાર્થીનો જીવ પણ અદ્ધર થઇ જાય! કેટલીક વખત નાપાસ થનારા બિચારા વિદ્યાર્થીઓ એટલા બધા નિરાશ થઇ જાય છે કેઃ જેથી તેમને અસહ્ય વ્યાધિઓ થઇ જાય છે અને તેમની જીંદગી રદ થઇ જાય છે! કેટલીક વખત ગરીબ વિદ્યાર્થીઓ એવું ધારતા હોયછે કે આ વર્ષે પાસ થઇ ઘરનાં પાંચ માણસનું પોષણ થાય એવી કોઇ નોકરીએ વળગી પડીશું! મહા મહેનતે માતા પિતાએ દેવું કરીને પણ પુત્રને વિદ્યાભ્યાસ કરાવ્યો હોય છે ત્યારે પુત્ર નાપાસ ! ભવિષ્યમાં વિદ્યાભ્યાસ કરાવવા પૈસા ન હોય કિંવા કોઇ તેમને ધીરતું ન હોય તો તેમની કેવી દુઃખદ સ્થિતિ? કેટલીક વખત નાપાસ થયેલા વિદ્યાર્થીઓ આત્મઘાત કરતા પણ જણાયા છે! પરીક્ષામાં બેહદ સખ્તાઇનું પરિણામ ક્લેશકારક આવે છે! વિદ્યાર્થીનાં માતા પિતાની ઇચ્છા ઉપર પાણી ફરી વળેછે અને તેમના ખર્ચેલા પૈસા ધૂળમાં મળી જાય છે! દયાળુ વિદ્યાધિકારીઓ અને કેળવણી ખાતાના અધિકારીઓએ આ વિષયપર લક્ષ્ય દોડાવી

પરીક્ષાનાં કડક પરિણામ પ્રત્યે દયા દૃષ્ટિ દર્શાવવી જોઇએ. તેમ નહિ થાય ત્યાં સુધી વિદ્યાર્થીઓનાં અંતઃકરણ પર તેનું પરિણામ રહેવાનુંજ! તીર્થ-રામજીના દુર્ભાગ્યે કહો કે સદ્ભાગ્યે આજે એવોજ એક વિકટ પ્રસંગ આવી ઉપસ્થિત થયો હતો. તેઓ ઉમંગભેર પરીક્ષામાં બેઠા. પ્રશ્નના ઉતરો લખ્યા, પરંતુ પરિણામ જણાયું તેમાં તેમનું નામ ક્યાંથી હોય? અંગ્રેજીમાં તેમને ત્રણ માર્ક ઓછા મળેલા હોવાથી તેઓને નાપાસ કરવામાં આવ્યા હતા! અહા! જે મનુષ્યે આખું વર્ષ સખ્ત મહેનત કરી ઉમંગમાં ને ઉમંગમાં પરીક્ષા આપી તેનું આજે આ પરિણામ! બિચારા રામ ઉપર આજે વજ્રથી અધિક કઠીન આઘાત થયો! આજે રામની કેવી સ્થિતિ હશે તે તો જે મનુષ્ય તેના હૃદયમાં ઉતરી ડુબકી મારે તેનેજ ખબર પડે! આપણે માત્ર બહાર ઉભેલાં મનુષ્ય શું સમજીએ? રામની સ્થિતિ તેમની સાથે વિદ્યાભ્યાસ કરનાર મિત્રોજ માત્ર જાણી શકયા હતા! તીર્થરામજીને નાપાસ થયલા જાણી તેમના પ્રૉફેસરોના મન બહુ દિલગીર થયાં. તેમણે પણ કંઇક મહેનત કરી જોઈ પણ તે વ્યર્થ! પંજાબ વિદ્યાલયના કેટલાક સભાસદોએ પણ ગુસાંઇજીના પ્રત્યેક વિષયના માર્ક મેળવી જોયા, પ્રશ્નોત્તર પત્રો પણ તપાસ્યાં. તેઓ આશ્ચર્યચકિત થઇ બોલ્યા કેઃ "આ વિદ્યાર્થીને જો ચાર માર્કજ મળ્યા હોત તો સમસ્ત પંજાબમાં તે પહેલે નંબરે પાસ થયો હોત!" આ ઉદ્ગાર નાપાસ થયેલા રામને થયેલા હૃદય-દુઃખ ઉપર ડામ જેવા લાગ્યા! ગમે તેમ પણ "રામ" ની એ પરિસ્થિતિનું પરિણામ, ત્યાંના વિશ્વવિદ્યાલયના કાર્યભાર ઉપર સારૂં જોવામાં આવ્યું હતું. વિદ્યા-લયના કેટલાક સભાસદોએ પુષ્કળ ખટપટ કરી, તપાસ કરી, પત્રવ્યવ-હાર ચલાવ્યો અને રામને ચાર માર્ક ઓછા આપનાર પરિક્ષકોને ખુબ પ્રશ્નોત્તર પૂછ્યા ત્યાર પછી વિદ્યાલય તરફથી એક ઠરાવ પાસ થયો કેઃ "ઇતર વિષયોમાં સારા માર્ક મેળવેલા હોય પણ એકાદ વિષયમાં ચાર પાંચ માર્ક ઓછા મળ્યા હોય તેવા વિદ્યાર્થીઓને એકદમ નાપાસ નહિં કરતાં તેના સંબંધી પુનઃ વિચાર કરવો." આવો ઠરાવ પાસ તો થયો પરંતુ તેનો લાભ તીર્થરામજીને બિલ્કુલ મળ્યો નહિ! તેમને તો વિપત્તિરૂપી તલવારની તીક્ષ્ણ ધાર ઉપર જ રહેવાની ફરજ પડી!

૧ "**રામ**" જેવા ગરીબ, આપદગ્રસ્ત પણ ઉત્તમ વિદ્યાર્થીના મન ઉપર સખ્ત આઘાત થયો. "રામ" સિવાય બીજો વિદ્યાર્થી તો તદ્દન નાઉમેદ થઇ ગયો હોત!

૨ તેજ વર્ષથી ઇગ્લાંડમાં ગણિતના અભ્યાસ માટે એક શિષ્યવૃત્તિ ( Scholarship ) સ્થાપવામાં આવી હતી, પરંતુ નાપાસ થવાથી રામને તે પ્રાપ્ત થઇ નહિં.

૩ પિતા પાસેથી રામને એક પૈની પણ આશા ન હતી.

૪ નાપાસ થવાથી રામને મળતી રૂા. ૬૦) ની શિષ્યવૃત્તિ બંધ થઇ!

એક ઉત્તમ વિદ્યાર્થીને ચાર માર્ક ઓછા મળતાં તેની કેવી કફોડી સ્થિતિ થઇ તે વાંચકો જ જોઇ શકશે. આવી સ્થિતિમાં રામના મનમાં કેવું તોફાન ઉઠયું હશે અને તે કેવા નિરાશ થયા હશે તે પણ વાંચકો સમજી શકશે. આ પ્રસંગ "રામ" ઉપર ખરેખરો કટોકટીનો હતો, છતાં તેમનો પરમેશ્વર ઉપરનો અચલ વિશ્વાસ અને અસાધારણ મનોધૈર્ય કાયમ હતું. એ બન્નેમાં જ તેમનું પુરૂષત્વ ગુંથાઇ રહ્યું હતુ એમ કહેવું પડે છે.

## માનસિક સ્થિતિ-પૂર્ણ અનન્યત્વ.

સન્યસ્ત ગ્રહણ કર્યા પછી ઉપરોક્ત પ્રસંગ સંબંધી સ્વામિજીએ જ પોતાના પટ્ટશિષ્ય નારાયણ સ્વામીને કહ્યું હતું કે: "નાપાસ થયાની ખબર સાંભળતાંજ રામના મન ઉપર વજ્રપ્રહાર થયો. તેનું મન ફટકયું. અશ્રુધારાઓ જોસબંધ વહેવા લાગી. જાણે શોકનો પર્વતજ ધસી ન પડયો હોય! પિતાની સહાયતા તો હતીજ નહિં. ઉલટું ગૃહસ્થાશ્રમનો ભાર રામ ઉપર આવી પડયો હતો. બહારની સહાયતાની આશા પણ ન હતી, તેથી રામનું ધૈર્ય ખુટવા લાગ્યું. **આવા વ્યાકુળ અવસ્થામાં પણ સ્વસ્વરૂપનું ધ્યાન અને શ્રી કૃષ્ણનું** પ્રેમપૂર્વક નામ સ્મરણ, એજ શાંતિદાયક વિષય હતો. નેત્રમાંથી અશ્રુધારાઓ વહન થતી હતી છતાં તેમના અંતઃકરણમાંથી બોલાતું હતું કે:

**त्वमेव माता च पिता त्वमेव**
**त्वमेव बंधुः सखा त्वमेव**
**त्वमेव विद्या द्रविणं त्वमेव**
**त्वमेव सर्वं मम देव देव.** ॥१॥

આટલા બધા દુઃખમાં તે દુઃખનું સ્મરણ થવા સાથેજ ઉપલા શ્લોકનું પણ સ્મરણજ થતું. "રામ" કહેતો કે: અબ રામ તુહ્મારા ઔર તુમ રામ કે હિ લિયે! **રામકા કામ તો નિત્ય આપકા સ્મરણ ઔર આપકી મર્જી પર રાજી રહના હોગા!** આપકા કામ અબ રામકી સર્વ પ્રકાર કી સહાયતા કરના હોગા! રામકા શરીર ઉનકા અપના અબ નહિં રહા. બલ્કે સારાકા સારા આપકા હો ગયા. હો ગયા! હો ગયા!! અબ ચાહે રખ્ખો ઔર ચાહે મારો!"

સકામ ભક્તિમાંથી નિષ્કામ ભક્તિમાં કેવી રીતે પ્રવેશ કરવો એ ઉપરોક્ત ઉદ્દગારો ઉપરથી અને તીર્થરામની મનઃસ્થિતિ ઉપરથી સહેજે

સમજી શકાય એમ છે. આ પ્રસંગે નીચે લખેલા ઉદ્‌ગાર વાંચ્યા પછી કયો સહૃદય વાંચક અશ્રુ સાર્યા વિના રહી શકશે !

( રાગ.—ગારા. તાલ ધુમાલી. )

कुंदन[1] के हम[2] डले[3] हैं' जब चाहे तूं गला[4] ले,
बावर[5] न हो तो हमको ले[6] आज आजमा[7] ले,
जैसी तेरी खुशी हो, सब नाच तुं नचा[8] ले,
सब छान-बान कर ले, हर[9] तौर[10] दिल[11] जमा ले[12]
राजी है हम उसीमें[13] जिसमे[14] तेरी रजा[15] है ॥टेक॥
यहां युं[16] भी वहवा है, और वूभी[17] वाहवा है ॥ १ ॥
या[18] दिलसे[19] अब खुष होकर कर हमको प्यारे प्यारे !।
या तेग[20] खैंच[21] जालिम[22] टुकडे उडा हमारे
जीता* रक्खे तूं हमको या तनसे[23] सिर[24] उतारे[25] ।
अबतो फकीर आशीक[26] कहते है युं पुकारे ॥ राजी है ॥२॥
अब दरपै[27] अपने हमको रहने[28] दे या उठादे ।
हम इस तरह[29] भी खुश है, रख या हवा[30] बनादे ॥
आशिक हैं पर[31] कलंदर चाहे जहां बिठा दे ।
या अर्श[32] पर चढादे, या खाकमें रुलादे ॥ राजी है हम ॥

× × × ×

અહા ! આ કેવો દૃઢ નિશ્ચય ! ભક્તિની પરિસીમા એથી વિશેષ ક્યાં હોય ? દેવતાના ઘર ઉપર ભક્તિની એવી ટાંચ લઈ ગયા પછી તે ઘરનો માલિક—પરમેશ્વર સ્વસ્થ શી રીતે બેસી રહે વારૂ ?

જે ભક્તની ભક્તિ ઉપરોક્ત પ્રમાણે, તન, મન અને સર્વસ્વ અર્પણ પૂર્વક થતી હોય, તેનું યોગક્ષેમ વહન કર્યા સિવાય પરમેશ્વરનો છુટકો થાય ખરો ? શું તે પરમેશ્વર, એવા ભક્તના સપાટામાંથી મુક્ત થઈ શકે ખરો ? તત્વજ્ઞાનિઓ ષટ્‌પટાદિકની શુષ્ક બડબડાટ કરવાથી જે કાંઇ પ્રાપ્તિ થાય તેના કરતાં અંતઃકરણમાંથી કરૂણાપૂર્ણ પ્રાર્થના થાય

૧ સોનાની. ૨ હું. ૩ લગડી. ૪ ગળાવી લે. ૫ નિશ્ચય ન થાય તો. ૬ લે. ૭ પરીક્ષા કર, અજમાવી લે. ૮ નચાવી લે. ૯ પ્રત્યેક. ૧૦ પ્રકાર તરેહ. ૧૧ અંતઃકરણ. ૧૨ સંતુષ્ટ થા. ૧૩ તેમાં. ૧૪ જેમાં. ૧૫ મરજી. ૧૬ એમપણ. ૧૭ તે પણ. ૧૮ અથવા. ૧૯ હવે. ૨૦ તરવાર. ૨૧ કાઢી લે. ૨૨ નિર્દય—જુલમી. ૨૩ * જીવત ( જીવતો. ) શરીરદ્વારા. ૨૪ શીર. ૨૫ ઉતાર કાઢી લે. ૨૬ પ્રેમી. ૨૭ દ્વાર પર. ૨૮ રહેવા દે. ૨૯ એ પ્રમાણે કરવાથી. ૩૦ દૂર ફેંકી દે. ૩૧ પરંતુ. ૩૨ આકાશમાં.

તે હમેશાં અધિક ફળદાયકજ હોય છે એ સત્ય છે. “રામ”ની કરૂણાજનક સ્થિતિ હતી છતાં તેમણે ઇશ્વિરના ધ્યાનમાં રહીને ઇશ્વરની દયાળુતાનો અને તેમણે પ્રાર્થના કરેલી તેનો ઇશ્વિરે જે ઉત્તર દીધેલો તેની નિચલાં દ્રષ્ટાંતોથી તીર્થરામજીને ખાત્રી થયેલીઃ—

(૧) મહાવિદ્યાલયના મિઠાઇવાળા ઝંડુમલજીએ ઘણા આગ્રહપૂર્વક પ્રેમપૂર્વક કરૂણાપૂર્ણ અંતઃકરણથી તીર્થરામજીને પોતાને ઘેર ભોજન કરવા વિનંતિ કરેલી તે ઉપરાંત એજ ગૃહસ્થે તીર્થરામને કપડાં લત્તાં અને પુસ્તકો સંબંધી પણ સારી મદદ કરેલી.

(૨) રામ નાપાસ થવાથી પૂર્ણ નિરાશ થયાની હકીકત સાંભળી તેમના માસા શ્રી રઘુનાથમલ, આસિસ્ટંટ સર્જને તીર્થરાથજીને પત્ર દ્વારા લખેલું કેઃ “બેટા, તીર્થરામ! ગભરાતો નહિ. ધૈર્ય રાખજે. અધ્યયન છોડીશ નહિ. કૉલેજમાં પુનઃ દાખલ થા. ત્હને સહાયતા માટે હું દર મહિને રૂ. ૨૦-૨૫ મોકલતો રહીશ. એક બે ટ્યુશન ( ભણાવવાનાં ) રાખ. પરંતુ આગળ વિદ્યાભ્યાસ કરવાની હોંશ અને હિંમત છોડીશ નહિં”

(૩) પાછળ લખ્યા પ્રમાણે તીર્થરામજીના પ્રિન્સીપાલ સાહેબે પણ તેમને સહાયતા આપી હતી.

અદષ્ટ સંયોગે આવી સ્થિતિ પ્રાપ્ત થઇ હોવાથી તીર્થરામજી પુનઃ કૉલેજમાં દાખલ થયા. પોતાના આવા વિકટ અને અમૂલ્ય સમયમાં પણ તેમણે કેટલાક વિદ્યાર્થીઓને મફત વિદ્યાભ્યાસ કરાવવાનું કામ સ્વિકાર્યું હતું. એ વાંચકોએ વિચારવા જેવું છે. એક તરફ પૈસાની ચીંતા, બીજી તરફ મફત વિદ્યાભ્યાસ કરાવવા જેવી ઉદારવૃત્તિ! પરીક્ષાના દિવસો નજીક આવ્યા અને ફી ભરવાનો સમય થયો. તે સમયે તેમને પુનઃ પૈસાની અડચણ પડી. પરંતુ તેમની ચિંતા પરમેશ્વરનેજ હતી. ખરેખરી અણીને પ્રસંગે તેમના ઉપર પ્રસન્ન થયેલા પ્રૉફેસર ગિલ્બર્ટસને તેમને એક બાજુએ બોલાવી કાગળનું એક પડીકું આપ્યું. રામે ઘેર આવ્યા પછી તે પડીકું ઉઘાડી જોયું તો તેમાંથી રૂા. ત્રિશ તેમને મળ્યા. આ પ્રમાણે દ્રવ્યની સહાયતા મળતી જતી. તેમાંથી ફી ભરીને “રામ” પરિક્ષામાં બેઠા. એક તરફ દ્રવ્યનુ ઠેકાણું નહિ, ક્યારે મળશે? કોણ આપશે તે નિશ્ચય નહિ. છતાં પરમેશ્વર ઉપર દ્રઢ વિશ્વાસ રાખનાર “રામ” ગમે તેવા અડચણના સમયે, ગમે તેવા સંકટને સમયે, જરા પણ ચિન્તા કરતા નહિ, જરા પણ ગભરાતા નહિં. અડચણ આવતાં લાગલાજ તેઓ પરમેશ્વરનું ધ્યાન ધરવા બેસી જતા. તેઓ તેમને ચરણે મસ્તક મૂકી નિશ્ચિંત થતા. બાહ્ય ચિંતાઓ તે તેને સોંપી દેતા એટલે તેમનાં બાહ્ય કાર્યો તે પ્રભુ-પરમેશ્વર-નેજ કરી લેવાં પડતાં. તેમનાં

અભ્યાસનાં સાધનો પણ તેજ પરમેશ્વર અચાનક મેળવી આપતો. વિશ્વાસ ! દૃઢ વિશ્વાસ ! એજ મનુષ્યોનાં સર્વ કાર્યો સિદ્ધ કરે છે !

તીર્થરામજી પરીક્ષામાં બેઠા. તેમને દૃઢ આત્મ વિશ્વાસ હતો કે: "આ સમયે હું પાસ થઈશજ." એ દૃઢ વિશ્વાસનું સુફલ તેમને પ્રાપ્ત પણ થયું. ગણિતના પ્રિય વિષયમાં તીર્થરામજી એટલાબધા કુશલ હતા કે: પરીક્ષામાં પૂછાયેલા તેર પ્રશ્નોમાંથી ઘણા વિદ્યાર્થીઓએ માત્ર ત્રણ કે ચાર પ્રશ્નોના ઉત્તર લખ્યા ત્યારે તીર્થરામજીએ પુરેપુરા તેર પ્રશ્નોના ઉત્તર લખ્યા એમ હોવાથી દોઢસો માર્કમાંથી તેમને એકસો પિસતાલિસ મળ્યા અને એકંદરે તેઓ પહેલા વર્ગમાં પહેલે નંબરે પાસ થયા. એનુ પરીણામ એ આવ્યું કે તેમને પ્રત્યેક મહીને રૂ. ૬૦ની શિષ્યવૃત્તિ–scholarship–પુનઃ મળવા લાગી ઉપરાંત સુવર્ણપદક, જજ્બો વગેરે બક્ષીસો પણ પ્રાપ્ત થઈ. પરમેશ્વર ઉપર અચલ શ્રદ્ધા અને દૃઢ પ્રયત્ન સિવાય એવું ઉત્તમ ફળ શી રીતે પ્રાપ્ત થાય ?

આ સમયે **રામ**નું વય આશરે વિશ વર્ષનું હતું. બી. એ. ની પરીક્ષામાં પાસ થયા પછી **રામે** એમ. એ. નો અભ્યાસ કરવા માટે સરકારી મહાવિદ્યાલયમાં પોતાનું નામ નોંધાવ્યું. પ્રથમથીજ તેમને શિક્ષક બની વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ કરાવવાની ઘણી હોંશ હતી. તેથી પોતાના હાથમાંનું ઘણું ઉપયોગી કાર્ય પડતું મૂકીને પણ તેઓ પોતાના સહાધ્યાયીઓને અને ગરીબ–ગરજુ વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ કરાવતા. ગણિત તેમનો પ્રિય વિષય હતો. તેથી તેમણે પોતાના પૂર્વના મહાવિદ્યાલય ( ફોરમેન ખ્રિસ્તી કોલેજમાં ) બી. એ. ના વર્ગમાં ગણિતનો અભ્યાસ કરાવવાનું–વગર પગારે–સ્વિકાર્યું. અને એ પ્રકારે તે સંસ્થાનું થોડું ઘણું ઋણ ફેડવા માંડ્યું. તેઓ વિદ્યાર્થીઓને, પ્રૉફેસરોને, અને સહાધ્યાયી મિત્રોને બહુ પ્રિય હતા–સર્વનો તેમના ઉપર અતિશય પ્રેમ હતો. એ કહેવાની આવશ્યક્તા નથી.

પોતાની વિદ્યાર્થી અવસ્થાનું કર્તવ્ય ઉત્તમ રીતે કરવા ઉપરાંત **રામ** પરોપકાર કરતા હતા. આ સમયે **તીર્થ**રામજીના મનની સ્થિતિ, તેમજ તેમની રહેણી કરણી અને દીનચર્યા કેવી હતી તે જાણવું અતિ આવશ્યક છે. તેમના ગુરૂ ધન્નાભગતજીએ એજ અરસામાં લખેલા એક પત્રના ઉત્તરમાં તેમણે જણાવ્યું છે કે:—

"૯ મી ફેબ્રુવારી, ૧૮૯૪, રાત્રે ૧૧ વાગતાં.

આપનો કૃપા પત્ર આજેજ મળ્યો. ઘણો આનંદ થયો. હું દરરોજ પ્રાતઃ-કાળમાં ૫ વાગ્યાથી ૭ વાગ્યા પર્યંત અભ્યાસ કર્યા પછી સ્નાન કરી વ્યાયામ કરૂં છું. પછી પંડિતજીને ઘેર જાઉં છું. જતાંજ અભ્યાસ કરૂંછું. ત્યાં એક

કલાક પર્યંત રહું છું, પછી જમીને તેમની સાથેજ મહાવિદ્યાલયમાં જાઉં છું. સાંજે ઘેર આવતાં રસ્તામાંજ દૂધ પીઉં છું. ઘેર થોડી મિનિટ બેઠા પછી રાવી નદીને કિનારે સ્હેલ કરવા જાઉં છું. ત્યાં કિનારા ઉપર અર્ધો કલાક આમતેમ ફરૂં છું. તે પછી ઘેર આવી શહેરમાંના લીલાછમ બગિચામાં થોડો વખત ફરૂં છું. તે પછી ઘેર આવી ઉપલે માળ આમતેમ ટહેલતાં અભ્યાસ કરૂં છું. એટલામાં અંધારૂં થઇ જાય છે, પછી પુનઃ કસરત કરૂં છું અને દીવો પ્રકટાવી સાત વાગતા સુધી અભ્યાસ કરૂં છું, તે પછી ભોજન કરવા જાઉં છું અને પ્રેમજી પાસે પણ જાઉં છું, ત્યાંથી ઘેર આવ્યા પછી દશ બાર મિનિટ વ્યાયામ કરૂં છું, પછી રાતના દશ વાગ્યા પર્યંત અભ્યાસ કરૂં છું. મ્હને એવો અનુભવ થયો છે કેઃ–આપણું પેટ જ્યારે આપણે ઉત્તમ સ્થિતિમાં રાખીએ છીએ ત્યારેજ પૂર્ણાનંદ, કિંવા સુખ, ચિત્તૈકાગ્રતા, પરમેશ્વરનું સ્મરણ, અંતઃકરણની પવિત્રતા, વિગેરે સહજ રીતે સાધ્ય થાય છે, વળી બુદ્ધિ અને ધારણાશક્તિ પણ સારી રહે છે. હું ઘણુંજ થોડું જમું છું. જેટલું જમું છું તેટલું પચાવી દઉં છું."

ઉપરોક્ત પત્ર ઉપરથી સ્પષ્ટ જોઇ શકાશે કેઃ–રામ વ્યક્તિગત મનનું કેટલું સૂક્ષ્મ નિરીક્ષણ કરતા હતા. એ પ્રમાણે મનનું સૂક્ષ્મ નિરીક્ષણ ઉત્તરોતર કરતાં જવું એજ પોતાની ભાવી ઉન્નતિનું લક્ષણ અને તત્પરતા છે એમ સમજવું. કારણ કેઃ–"**અશોધિત જીવન વડે જીવવું એ અયોગ્ય છે.**" An unexamined life is not worth living. ( Socrates. ) સૉક્રેટીસ એમ કહે છે. શું આપણે એ સૂત્ર ઉપર વિચાર ન કરવો? અશોધિત જીવન, અનેક પ્રકારની કઠણ પરીક્ષામાંથી પસાર થયા વિનાનું જીવન, અનેક આપત્તિ, વિપત્તિના ચક્ર ઉપર ઘસાયલું અને કસાયલું જીવન ન હોય તો પછી તે શા કામનું ? એ સર્વ સમયે જે અનુભવ મળે તે ઉપરથી ઉત્તમ પ્રકારનું સ્વચારિત્ર્ય રચવામાં ન આવે–આદર્શ ન બની શકાય તો તે જીવન શા કામનું ? અનેક પ્રસંગોમાંથી પસાર થતાંજ મનુષ્યે પોતાના જીવનનો આદર્શ પ્રાપ્ત કરી લેવો જોઇએ અને તે બીજા અનેકને ઉત્તમ માર્ગે દોરે એવું થવું જોઇએ. અનેક મનુષ્યો આદર્શ વગરનાં, ઉદ્દેશ્ય વગરનાં અને જીવનના લક્ષ્ય વિનાનાં જોવામાં આવે છે. તેઓ માત્ર ઉદરપોષણ માટેજ જીવે છે એમ કહીએ તો ખોટું શું ? તેમની સંતતિમાં પણ એવુંજ–ઉદ્દેશ્યહીનતા–જોવામાં આવે છે.

**તીર્થરામજી** ઈ. સ. ૧૮૯૨ માં ગણિતના વિષયસહિત એમ. એ. માં પહેલે નંબરે પાસ થયા. તીર્થરામજી કહેતા કેઃ એ વર્ષે ગણિતના પ્રશ્નો

એટલા કઠણ હતા કે: એવા પ્રશ્નો, હિંદુસ્તાનના કોઇપણ વિશ્વવિદ્યાલયમાં પૂર્વે કદી પણ પૂછાયા ન હતા.

રામની તીવ્રબુદ્ધિ-ચપળતા અને અદ્દભુત સ્મરણશક્તિ જોઈ તે મહાવિદ્યાલયના પ્રોફેસર મી. ડબ્લ્યુ, વેલ ઘણાજ ખુશી થયા હતા. તેમણે તેમને "પ્રાન્તિક સિવિલ સર્વિસ" ના અભ્યાસ માટે વિલાયત જવા સલાહ આપી. વળી લાયકાત પ્રમાણે તે વર્ષે એ અભ્યાસ માટે વિલાયત જવા રામનો જ હક્ક હતો, પરંતુ આપણા ભારતવર્ષના રામને તો ઉપદેશક કિંવા શિક્ષક થવાનીજ ઉત્કટ ઇચ્છા હોવાથી તેમ્ને મળતી સ્કોલરશિપ નહિં સ્વીકારવાની જ બુદ્ધિ ઉત્પન્ન થઇ ? પણ ના, તેમ નહિ. સીનિયર રેંગલર જેવી લૌકિક પરીક્ષા આપીને માત્ર આંકડાશાસ્ત્રી થવા કરતાં વિશ્વેશ્વરના વિશ્વવિદ્યાલયની સર્વથી મ્હોટી પરીક્ષા આપ્યા પછી એ વિશ્વવિદ્યાલયનું અલૌકિકત્વ સંપાદન કરવું એવો ઇશ્વરી સંકેત હતો, તેથીજ તેમને એવી બુદ્ધિ ઉત્પન્ન થઇ! પાછલા પત્રમાં કહેવામાં આવ્યું છે કે:- રામ થોડું ભોજન કરતા અને તેને પચાવવા માટે તેમને વ્યાયામ કરવો પડતો. એ ઉપરથી તેમની પ્રકૃતિ કેટલી અશક્ત હતી તે જણાઇ આવે છે. બાલ્યાવસ્થાથીજ પોષક અન્નનો અભાવ, દરિદ્રતા, માનસિક અને શારીરિક કલેશ અને ત્રાસ, અતિશય ખંતપૂર્વક એકચિત્તે કરેલો અભ્યાસ, એ સર્વનું સામવાયિક પરિણામ તીર્થરામજીના શરીર ઉપર ઘણુંજ ખરાબ આવે એમાં આશ્ચર્ય શું? એમ. એ. થયા પછી તો તેમની પ્રકૃતિ ઘણીજ બગડી ગઈ. તેમને વારંવાર તાવ આવતો. તેમનું માથું દુઃખતું, મલાવરોધની હમેશાની ફરિયાદ, શરીર ઉપરનું માંસ ગળાઇ જઈ હાડકાં દેખાવા લાગ્યાં, ડોકી લાંબી જણાવા લાગી, અવાજ બોખરો થયો, તેમને બોલતાં પણ ત્રાસ થતો. આવી સ્થિતિમાં તેમનો જીવ કેમ ટકી રહ્યો હશે તે સંબંધી આશ્ચર્ય થયા વિના રહે તેમ નથી, પરંતુ મિતાહાર અને બ્રહ્મચર્ય, એ બન્નેનું યોગ્ય રીતે પાલન કરવાથી જ તેઓ જીવિત રહ્યા હતા એમ કહેવું પડે છે. તેમની ચિત્તવૃત્તિ પરમાર્થ કરવા તરફ ઢળી ગયેલી, તે માટે રાતદિવસ ચિન્તા અને બીજી તરફ શરીરની દુર્બળતા! પોતાની આ સ્થિતિ જોઇ તીર્થરામજીને ઘણુંજ દુઃખ થતું. પરંતુ તેઓ ચૈતન્ય પુરૂષ હતા. પોતાના શરીરની એવી સ્થિતિ જોઈ તેમણે તુરતજ તેને સામર્થ્યવાન્-બળવાન્-બનાવવાનો નિશ્ચય કરી લીધો. નિશ્ચય તે નિશ્ચય જ! પહેલું જે કામ કરવાનું તે પહેલું કરવું જ જોઇએ. બીજાં કામ પછીથી થઇ રહેશે. આપણા દેશમાં આવો વિચાર ઘણા થોડા મનુષ્યોને હોય છે.

ભલભલા વિદ્વાનો શરીરને સુધારવું એ પ્રથમ કાર્ય હોવા છતાં તેના તરફ બેદરકાર રહે છે. એ શરીર જ્યારે છેક પાયમાલ થાય છે ત્યારે જ વૈદ્ય, ડાક્ટરનું ઘર જૂવે છે! પણ તેનું પરિણામ શું? ઘણી વખતે પરિણામ ખરાબ આવે છે! સત્ય તો એજ છે કેઃ–પ્રત્યેક મનુષ્યે પોતાનું શરીર નિરોગી, બળવાન રાખવું જોઇએ, એ તેની પહેલી ફરજ છે. અંગ્રેજો શરીરને માટે ઘણી કાળજી રાખે છે અને તેઓ નિરોગી રહે છે. શરીર નિરોગી કેવી રીતે રહે તેના નિયમો જાણી તે પ્રમાણે વર્તે છે પરંતુ ભારતવર્ષની પ્રજાનો મોટો ભાગ શરીર પ્રત્યે બેદરકાર રહે છે! શરીર નિરોગી, બળવાન રાખવાનું પ્રથમ પગથીઉં જે બ્રહ્મચર્ય તેજ તેઓ યથાવિધિ પાળતા નથી. અંગ્રેજો બ્રહ્મચર્યને પ્રતાપે જ શરીરે તંદુરસ્ત, બળવાન રહે છે. તેઓ ગૃહસ્થાશ્રમી હોય છે છતાં શરીરે નિરોગી–બળવાન હોય છે તેનું કારણ એજ છે કેઃ નિરોગી–બળવાન રહેવાના નિયમો જાણી લઈ તેઓ તે પ્રમાણે વર્ત્તે છે. ભારતવર્ષમાં એક વખત બ્રહ્મચર્યનું રાજ્ય હતું. આજ તે રાજ લોપ થઈ ગયું છે! તેનુ સ્થાન બાલલગ્ને લીધું છે. બાળલગ્નને પ્રતાપેજ પ્રજા રોગિષ્ઠ અને બળહીન થઇ રહી છે! **રામ** પણ બાળલગ્નના સપાટામાં સપડાયા હતા છતાં તેઓ બુદ્ધિમાન અને ચતુર હતા. તેમણે જે જે કાંઈ વાંચ્યું હતુ તેમાથી હિતકારક સૂત્રો તેમણે કંઠસ્થ કરી તે પ્રમાણે વર્તવાનું તુર્ત જ શરૂ કરી દીધું હતું. તેમણે વાંચેલાં હિતકારક સૂત્રો–વિદ્વાનોની શિખામણો–એક તરફથી વાંચી બીજી તરફ વિસારી દીધાં ન હતા. તેમણે વાંચેલું એક સૂત્ર “**शरीरमाद्यं खलु धर्मसाधनम् ।**” એ તેમને બરાબર યાદ આવ્યું. તેમણે પાંચ પચીશ વખત એ સૂત્રનો મ્હોટેથી ઉચ્ચાર કર્યો. તેમનું લક્ષ્ય શરીર સુધારવા તરફજ વળ્યું. અત્યારની પેઠે ઔષધોનો તેમજ શક્તિવર્ધક પાકનો તે જમાનો ન હતો, અથવા તો તેની ભપકા ભરેલી સંખ્યાબંધ જાહેર ખબરો ઠેરઠેર જણાતી ન હતી. વળી બિચારા **રામ** ઉપર તે સમયે લક્ષ્મીદેવીની પણ એટલી બધી કૃપા ન હતી કેઃ–ઝટ ઝટ પૈસા ખર્ચી શક્તિવર્ધક દવાઓ ખરીદે! તેમ છતાં તેમણે પોતાનું શરીર કેવી રીતે સુધાર્યું, તે માટે તેમણે શા શા ઉપાયો આદર્યા, અને તેનું કેવું ઉત્તમ પરિણામ આવ્યું તે સર્વ વિષયો બોધક અને વાંચકને જ્ઞાન અર્પે એવા હોવાથી આ સ્થળે તેનો ઉલ્લેખ કરવામાં આવે છે.

## શરીર નિરોગી અને બળવાન કરવાના ઉપાય.

(૧) **વ્યાયામ–તીર્થ**રામજી નિત્ય નિયમિત વ્યાયામ કરતા. વ્યાયામ

કરવાની જૂની પદ્ધતિમાં ફેરફાર કરવામાં અને નવીન પદ્ધતિ શોધી કાઢવામાં તેમને આનંદ થતો. તેમણે શોધેલી નવીન પદ્ધતિઓ પૈકી:—

(अ) ચારપાઇ અથવા ખાટલો, ધીમે ધીમે ઉંચો ઉચકવો અને ધીમે ધીમે નીચે લાવવો, એ પણ એક ક્રિયા હતી. આ ક્રિયા મહાવિદ્યાલયનો સર્વથી સશક્ત વિદ્યાર્થી વિસથી વધારે વખત કરી શકતો નહતો, પરંતુ તીર્થરામજી એકસો ને આઠ વખત કરતા !

(ब) ટટાર ઉભા રહી પોતાના બન્ને હાથ મુખ સન્મુખ લાવી ધીમે ધીમે દૂર કરતાં કરતાં ખભાની સમાન રેષામાં રાખવા અને પુનઃ મુખ સન્મુખ લાવવા. આ બીજી ક્રિયા છે. હું સર્વને પ્રેમ પૂર્વક આલિંગન કરૂં છું એવી ભાવના આ ક્રિયા કરતાં કરવાની હોય છે.

આ ક્રિયા આજના જમાનામાં સહેલી અને વિશેષ મહત્વની જણાશે નહિ, પરંતુ **રામ** જે સમયમાં વિદ્યાભ્યાસ કરતા હતા તે સમયનો વિચાર કરતાં એની યોગ્યતા કાંઈ ઓછી જણાતી નથી. (૨) ફરવા જવું–**રામ** નિત્ય ઘણે દૂર પર્યંત ફરવા જતા. ધીમે ધીમે ત્રિશ મૈલ પર્યંત ફરતા.

## આહાર.

**રામ** પંજાબી હતા છતાં તેમનો મુખ્ય આહાર, ભાત અને દૂધ હતો. એમ. એ. માં હતા ત્યારે તો તેઓ કેવળ દૂધના આહાર ઉપરજ રહેતા. આગળ જતાં એકી વખતે તેઓ પાંચશેર દૂધ પી જતા.

એ સર્વ ઉપાયોનો શિરોમણિ અર્થાત્ વૈદિક ધર્મની અપૂર્વ ગુટિકાનું તેઓ નિયમપૂર્વક સેવન કરતા.

શ્રી વૈદરત્ન કવિરાજ આયુર્વેદાચાર્ય પં. નિસર્ગદત્ત શર્મા, આરોગ્ય-નિધિ એમણે બનાવેલો

## સર્વ-રોગ-પ્રતિબંધક-કલ્પ

મરણ પર્યંત પ્રત્યેક અવસ્થામાં, એ અપૂર્વ ઔષધ, પ્રત્યેક મનુષ્યને અત્યંત ઉપયોગી છે.

## તુર્ત ગુણ

આપનાર અને પ્રત્યેક સ્થળે પ્રાપ્ત થાય એવુ અને પ્રત્યેક મનુષ્ય બનાવી શકે એવું છે. નિચલે સ્થળે પત્ર લખી મંગાવવાથી મોકલવામાં આવશે.

## બનાવવાની ક્રિયા.

(૧) બ્રાહ્મમુહૂર્તમાં ઉઠવું ૧૦૦ બાર. (૨) યોગાસનદ્વારા વ્યાયામ ૫૦

ભાર. (૩) પ્રાણાયામ અને ધ્યાન ૧૭૫ ભાર. (૪) બ્રહ્મચર્ય અને સંયમ ૨૦૦ ભાર. (૫) મિતાહારાદિ નિયમ ૧૦૫ ભાર. (૬) સદાચાર ૧૦૦ ભાર. (૭) ગિરિ–આરોહણ (ઉંચે ચઢવું–ઉતરવું) ૬૦ ભાર. (૮) દુર્વ્યસન ત્યાગ ૭૦ ભાર અને (૯) સત્સંગતિ ૧૫૦ ભાર.

આ સર્વ ઔષધોનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી સ્વાધ્યાય અને ધર્માચરણ રૂપી અમૃત રસની એકવિંશ ભાવના આપવી અને સુવિચાર, સદ્ગુણ, સદ્વાસના વગેરે સત્ પદાર્થોનું મિશ્રણ બનાવી નિત્ય તેનું સેવન કરવા માટે પોતાની ઇચ્છાનુસાર તેની ગોળીઓ બનાવવી. અધિક સેવન કરવાથી કાંઈ નુકશાન થશે નહિ.

**અનુપાન**—યમ નિયમરૂપી ગૌ માતાનું તાજુ દુધ, ઉપલી ગોળીની સાથે ઇચ્છાનુસાર પીવું.

**કિંમત**—એક–લક્ષ–મુદ્રા.

**મંગાવવાનું ઠેકાણું**:—નિસર્ગ ઔષધાલય.
ભુવનપુરી.
જગતનારાયણ ચૌક.
**અમરાવતી.**

## પરિણામ.

ઉપર દર્શાવ્યા પ્રમાણે વ્યાયામ કરીને ઉપલી ગુટિકાનું પ્રતિદિન સેવન કર્યાથી કયો રોગ નિર્મૂળ નહિં થાય? શરીર વજ્ર જેવું અને મદનને લજાવે એવું કેમ નહિં બને? એ પ્રકારની ગુટિકા **રામે** બનાવી તેનો ઉપયોગ કર્યો હતો. તેનું પરિણામ એ આવ્યું કેઃ **રામ** હિમાલયના પહાડમાં વિશ પચીશ મૈલ સહજે ફરી શકતા, કૌપીન અને કામળ, માત્ર એ બે વસ્તુઓના આધારથી તેઓ ગંગોત્રી, જમ્નોત્રી, અને બદરીનાથનાં ઉચ્ચ શિખરો પર ચઢવા શક્તિમાન થયા. ગંગોત્રીનો બરફમય પ્રવાસ કરવા તેઓ શક્તિમાન થયા. રામ ઘણાજ ઉચ્ચ અને થંડા પહાડો ઉપર અને નિર્જન ભયંકર ગુફાઓમાં નિવાસ કરતા. મધ્યરાત્રે કોઇની પણ પરવાહ નહિં કરતાં તેઓ જંગલમાં ફરતા. ભર ચોમાસામાં જુસ્સાબંધ વહેતા જળપ્રવાહમાં વહન થઇ જતાં ઢોરોને બચાવી તેઓ એક કિનારે લઈ જઇ શકતા અને અમેરિકામાં નિવાસ કરતા તે સમયે ચાલીશ મૈલ દોડવાની શરતમાં તેઓ જીત્યા તે એટલે સુધી કે બીજા દોડનારાઓ કરતાં તેઓ બે કલાક પહેલે

આવી પહોંચ્યા હતા! સારાંશ એ છે કે: અશક્ત, કૃશ, અને બ્હીકણુ* રામનું અને લાહોરના વિદ્યાર્થીદશાના રામનું રૂપાન્તર થયું, તેઓ બળવાન તેજસ્વી, નિર્ભય, અને સાહસિક પહાડી મનુષ્ય જેવા થયા, તેનું કારણ શું? કારણ:—

किं पुण्यमिति ? ब्रह्मचर्य मिति ॥
किं लोक्यमिति ? ब्रह्मचर्यमेवेति ॥

गोप.. ब्रा. २–९

વાંચક પવિત્ર-આત્મા! શું તમને રામ જેવા બળવાન, બુદ્ધિમાન થવાનું મન થાય છે? જો થતું હોય તો તુરતજ ઉપરોક્ત ગુટિકાનું સેવન કરવા મંડી પડો. જરાપણ વિલંબ કરશો નહિં. ઉઠો, જાગૃત થાઓ.



+ રામ લાહોરમાં નિવાસ કરતા તે સમયે એકાંત વાસમાં રહેવાની ટેવને લીધે ગામ બહાર રહેતા. ત્યાં તેમણે એક દિવસ પોતાની પેટી ઉઘાડી એટલે તેમાં ભરાઇ રહેલા એક કાળા નાગે પોતાની ફેણ તુરતજ ઉંચી કરી. રામ ઘણાજ ગભરાયા અને સર્વ સામાન ત્યાંજ પડતો મૂકી નાઠા અને પુનઃ તે સ્થળે નિવાસ કર્યો નહિ. (જુવો પત્ર તા.૧૦ મે ૧૮૯૦)

# પ્રકરણ ૪ થું.

## ગૃહસ્થાશ્રમી રામ.

कुटुंबेषु न सज्जेत न प्रमाद्येत्कुटुंब्यमपि ।
विपश्चिन्नश्वरं पश्येददृष्टमपि दृष्टवत् ॥ ५२ ॥

( श्रीम. भा. अ. १०. )

વયના પ્રમાણમાં મનુષ્યના મનની સ્થિતિ બદલાયા કરે છે. એ સ્થિતિનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને, મનુષ્ય-મનના વિકાસ પ્રત્યે અને ઉત્ક્રાન્તિ પ્રત્યે સંપૂર્ણ લક્ષ્ય આપીનેજ, ચાતુર્વર્ણ્ય-પ્રધાન આર્ય-સંસ્કૃતિએ ચાર આશ્રમની યોજના કરી છે. એ ચાર આશ્રમના આચાર-વિચાર અને નીતિ નિયમનો વિચાર કરતાં "નિઃશ્રેયસ પ્રાપ્તિ" એ ધ્યેય લક્ષમાં રાખીનેજ તેની રચના કરી છે એવું તત્કાળ સમજાઇ જાય છે. એજ કારણસર ચાર આશ્રમ એ વ્યક્તિમાત્રની પૂર્ણ ઉન્નતિ કરવાનું એક ઉત્કૃષ્ટ અને અનુપમ સાધન હોવાની ખાત્રી થાય છે. એ સાધન દ્વારા એક વ્યક્તિ-મનુષ્ય-ની એક વખત ઉન્નતિ થઇ એટલે તેજ ઉન્નત વ્યક્તિને હસ્તે સમાજની ઉન્નતિ સહજે થઇ શકે છે. **સમાજની ઉન્નતિ એજ ધર્મનું અંતિમ સાધ્ય છે.** એ સાધ્ય, આર્યોના વર્ણાશ્રમ પ્રધાન વૈદિક-ધર્મદ્વારા સાધ્ય થયાની સાક્ષિ ઇતિહાસ પૂરે છે એટલુંજ નહિ પરન્તુ તે ધર્મનું જીવન, કિં બહુના અમરત્વ અને ઇતર સર્વ ધર્મવાળાઓની તે ધર્મ

ગૃહણ કરવાની તીવ્ર લાલસા, એ બન્ને પણ સાક્ષિ પૂરે છે. આ ઉપરથી જોઈ શકાય છે કેઃ " આશ્રમ ધર્મ " એ એક ધાર્મિક વિષય છે. એ કાંઇ બજારની ખરિદી નથી એ સિદ્ધ થાય છે.

આશ્રમ ધર્મ એ વ્યક્તિગત ઉન્નતિનું સાધન છે વળી વ્યક્તિગત ઉન્નતિના અંતિમ સાધ્યને અર્થાત્ પરમાર્થ પ્રાપ્તિને પહોંચવાનું જે સોપાન છે તેનાં પગથિયાંરૂપે ( ચાર ) આશ્રમ છે અથવા સાધ્ય પ્રાપ્ત કરી લેવાના ચાર આશ્રમરૂપે ચાર ભિન્ન ભિન્ન માર્ગો છે એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. આપણે તે સંબંધી ટુંકમાં વિચાર કરીએ.

પૂર્વ જન્મના સંસ્કાર, વંશપરંપરાના સંસ્કાર, અને પારિસ્થિત્યિક સંસ્કારની ઉચ્ચ નીચતા ઉપર માનવી મનનો વિકાસ અવલંબન કરે છે. એવો વિકાસ અનેક જનસમાજમાં કેટલા પ્રમાણમાં થાય છે તેનો ઉંડો વિચાર કરીને અને અનુભવ પ્રાપ્ત કરીને માનવી મનનો સંપૂર્ણ વિકાસ થવાના માર્ગનાં સોપાનનો, વ્યક્તિત્વનો વિશ્વાત્મત્વમાં વિકાસ કરવાના માર્ગનાં સોપાનનો, જીવાત્માનો શિવાત્મામાં વિકાસ કરવાને અર્થાત્ પરમાર્થ-પ્રાપ્તિના માર્ગમાં ચાર આશ્રમ, એ ચાર પગથીઆં થઇ પડે એવી યોજના એમાં કરવામાં આવી છે એવું સૂક્ષ્મ વિચારને અંતે જણાય છે, પરંતુ સુખ દુઃખ, શીત, ઉષ્ણ, ઇત્યાદિ ભાવનાઓમાં જેમ સાપેક્ષત્વ છે તેજ પ્રમાણે લૌકિક અને અલૌકિક અથવા સામાન્ય અને અસામાન્ય એમાં પણ સાપેક્ષત્વ છે. જગત્માં કેટલીક અલૌકિક અને અસામાન્ય વ્યક્તિ હોય છેજ. તેમનાં ચરિત્રોનું અવલોકન કરતાં જણાય છે કેઃ તેઓ ઉપર દર્શાવેલાં ચાર પગથીઆં ક્રમે ક્રમે ચઢ્યા નથી. પરંતુ ચાર આશ્રમ, માનવી મનની ઉત્ક્રાન્તિના નિદર્શક હોવાથી અથવા વિકાસને માટે સાધનભૂત હોવાથી તે આશ્રમો દ્વારા પ્રાપ્ત થનાર મનોવિકાસની સ્થિતિ તે અલૌકિક વ્યક્તિએ, આશ્રમોમાં પ્રવેશ ન કરવા છતાં પ્રાપ્ત કરી લીધેલી હોય છે, તેથી તે સ્થિતિ પ્રાપ્ત કરાવી આપનાર આશ્રમોને તેમણે તિલાંજલિ આપી તેનાથી પણ આગળની સ્થિતિ સંપાદન કરવામાં આવશ્યક એવો આશ્રમ તેમણે સ્વીકારેલો જણાય છે, પરંતુ એ અપવાદ પ્રમાણભૂત માનવાનો નથી. તે તો માત્ર મૂખ્ય નિયમનું સમર્થન કરનાર પુરાવા રૂપજ હોય છે. ગમે તેમ પણ ચાર આશ્રમની વ્યવસ્થા એ પરમાર્થ પ્રાપ્તિ માટે-જીવનનું અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવા માટેનાં પગથીઆં છે એ સિદ્ધજ છે, તેમજ પ્રત્યેક આશ્રમ એ જીવન-હેતુ સાધ્ય કરવા સમર્થ જણાય છે.

આ પ્રમાણે ચાર આશ્રમ એ પરમાર્થ પ્રાપ્તિનાં માર્ગમાં ક્રમે ક્રમે

ચઢવા માટે ચાર પગથીઆં છે અથવા તે પરમાર્થ સંપાદન કરવાના ચાર સમર્થ માર્ગ છે એ દર્શાવવામાં આવ્યું, તથાપિ ઉપરોક્ત સર્વ વિવેચનનો અધિક સૂક્ષ્મ વિચાર કરતાં ચાર આશ્રમને ચાર પગથીઆં માનવાં અથવા ભિન્ન ભિન્ન માર્ગ માનવા એ વિચાર-માળાને એકજ રહસ્ય-રજ્જુનો આધાર છે. તે રહસ્ય-રજ્જુ એટલે પરમાર્થ પ્રાપ્તિ કરાવનાર મનોવિકાસ કહી શકાશે. એ પ્રમાણે **મનોવિકાસ** દ્વારા પરમાર્થ પ્રાપ્તિ થવાથીજ વ્યક્તિગત્ જીવન-હેતુ સિદ્ધ થશે, પરંતુ "મનોવિકાસ" કરવો એ કાંઇ સાધારણ વસ્તુ નથી. તેની સિદ્ધિને માટે આશ્રમધર્મનું પાલન એજ એક ઉત્તમ ઉપાય છે એવો સામાન્ય નિષ્કર્ષ થઇ શકે છે. મનોવિકાસ એટલે જ્ઞાન-પ્રાપ્તિ. ભગવાન શ્રી કૃષ્ણ પણ એવોજ મનોવિકાસ, એવુંજ જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉપદેશ દે છે. **आत्मज्ञान विनापार्थ** આ વાક્યનો એજ અર્થ છે.

એ પછી સમાજના જીવન, ઉન્નતિ, અને ઉત્કર્ષ માટે આશ્રમ-સંસ્થા કેવી પોષક અને કેવી આવશ્યક છે તેનો વિહંગમદૃષ્ટિએ વિચાર કરીએ.

"મનુષ્ય સાથેજ સમાજ અને સમાજ સાથેજ મનુષ્ય, પરમેશ્વરે ઉત્પન્ન કર્યાં છે તેથી તેને જેટલું બુદ્ધિબળ, સત્તાબળ, દ્રવ્યબળ, કિંવા શરીરબળ સ્વાભાવિક રીતેજ પ્રાપ્ત થયું હશે અથવા સ્વધર્મદ્વારા પ્રાપ્ત થઇ શકશે તેટલા પ્રમાણમાં સમાજને યથાશક્તિ ધારણ-પોષણ કરવાનું કર્તવ્ય, અને અધિકાર, એ ચાતુર્વર્ણ્યાદિ કિંવા ગુણકર્મ વિભાગાનુસાર સામાજિક વ્યવસ્થા દ્વારા પ્રત્યેકને જન્મતઃ પ્રાપ્ત થયેલા હોય છે." તેથીજ એ કર્તવ્ય યથાધિકાર બજાવવા માટે માર્ગદર્શક થઇ પડે તેવા નીતિ નિયમોની આવશ્યક્તા હોય એ સ્વાભાવિકજ છે. વળી એ કર્તવ્ય-કર્મ, લોકસંગ્રહ સમાજ-નીતિ, લોકયાત્રા વ્યવહાર, સર્વભૂતહિત, વગેરે કોઇ પણ વિશેષણ આપીને કરવામાં આવશે તો પણ ચાલશે, પરંતુ એ કર્તવ્યકર્મ કરવું પડે છે એ તો સત્યજ. એ પ્રમાણે પ્રાપ્ત થયેલું, મહત્વનું સામાજિક કર્તવ્ય કરવામાં ભૂલ થાય નહિં. આનાકાની થાય નહિં, અથવા આળસ થાય નહિં તેથીજ આપણા શાસ્ત્રકારોએ એ કર્તવ્યને "ઋણ" એવું વિશેષણ આપ્યું છે. મનુષ્યનું "ઋણ" એટલે પરોપકાર-પ્રાણીમાત્રનું કલ્યાણ સાધન-એજ. એ ઋણ શબ્દનો અર્થ બહુ ગૂઢ અને વિચારણીય છે એવું શોધકબુદ્ધિને સહજે જણાઇ આવશે. સમાજ સંબંધી વ્યક્તિવિષયક કર્તવ્ય કરતાં-ઋણ ફેડતાં-વિવેકની આવશ્યક્તા છે. વિવેકનો અર્થ વ્યાપક છે. નિઃસ્વાર્થ કર્મવીરોમાં તે વિવેક સુબોધ અને સુલભ હોવો જોઇએ. એવા એવા વિવેકને ગીતાજીમાં "**आत्मौपम्य बुद्धि**" ભગવાને કહી છે.

સર્વ ભૂતમાત્રમાં પરમેશ્વરનો નિવાસ છે, એમ જાણી આત્મવત્ સમબુદ્ધિ-પૂર્વક અન્ય જીવો સાથે વર્તવું." એવી તેમણે આજ્ઞા કરી છે. એવો વિવેક, એવી બુદ્ધિ એટલે એક–અનેક નીતિ–નિયમોનો ભંડાર જ સમજવો. કારણ કે જનસમાજ ઉપર દયા કરવી, તેમને અભ્યુદયને માર્ગે ચઢાવવા, તેમના ઉપર પ્રેમ કરવો, તેમનું અંતઃકરણ ન દુઃખવવું, તેમની સાથે ન્યાયયુક્ત, સમાનતાપૂર્વક વર્તવું, તેમનું દ્રવ્ય છેતરી ન લેવું, પુષ્કળ જનોનું પુષ્કળ હિત કરવાની ઇચ્છા મનમાં ઉત્પન્ન થવી, સર્વ મનુષ્યો સાથે બંધુપ્રેમ પૂર્વક વર્તવું, વગેરે અનેક વિષયોનો અંતર્ભાવ આત્મૌપમ્ય-બુદ્ધિમાં થાય છે. સારાંશ એ છે કેઃ–સર્વ નીતિ નિયમોની પરીક્ષા થવા માટે માનવી મનની ઉત્ક્રાંતિ થવી અને વય અનુસાર જ્ઞાનતંતુઓનો વિકાસ થવો. માનવી શરીરની ઇન્દ્રિય–રચના, અને તેનો ધર્મ, મનની વિકાર વશતા, વગેરે સર્વ સૃષ્ટિનિયમોને સતત્ દ્રષ્ટિ સમક્ષ સ્થાપન કરી સર્વ સાધારણ માનવ સમાજને સુખકર થઇ પડે એવી, હિંદુ ધર્મ શાસ્ત્રાંતર્ગત્ કથેલી આશ્રમ-વ્યવસ્થા સિવાય જગતમાં બીજી કઈ સમાજમાં કંઈ યોજના વિધાયક અને શ્રેષ્ઠતર કહી શકાશે?

આર્યોની રચેલી એ યોજના, સમાજ જીવન માટે અર્થાત્ સમાજના શારીરિક, માનસિક અને બૌધિક વિકાસ માટે અનુભવથી એટલી યોગ્ય અને ઉપયુક્ત ઠરેલી છે કેઃ પાશ્ચાત્ય સંસ્કૃતિને શ્રેષ્ઠતમ સંસ્કૃતિ માનનાર સર્વ પ્રકારનાં શાસ્ત્રની, પોતપોતાની સમાજના જીવન રચનાના કાર્ય માટે થતી ફજેતી પાશ્ચાત્ય સંસ્કૃતિયુક્ત સમાજના મનમાં સ્વસંસ્કૃતિ વિષયક ઉત્પન્ન થયેલો અનાદર અને આર્ય સંસ્કૃતિને માટે ઉત્પન્ન થયેલો આદર, એજ એની સાક્ષિ પૂરે છે.

અભ્યુદયના અતિ ઉચ્ચ શિખર ઉપર આરૂઢ થવા છતાં માનસિક ચાંચલ્ય, અને ષડ્વિકાર પ્રાબલ્ય એ બન્નેની તીક્ષ્ણ દાઢ નીચે ચવાતાં છતાં વિહ્‌વળ બનેલી પાશ્ચાત્ય વ્યક્તિ, સમાજ અને તેમના અનુયાયીઓ પ્રત્યે નિહાળતાં જણાય છે કેઃ અભ્યુદયનો કોળિયો મુખ નજીક આવેલો છતાં તેમને ઉપવાસે ભૂખે મરવાનો સમય કેમ આવે છે તેનો વિચાર એકદમ આપણા મનમાં ઉત્પન્ન થાય છે. વિચારાંતે જણાય છે કેઃ વ્યક્તિનું સામાજિક કર્તવ્ય અને સમાજનું વ્યક્તિ સંબંધિ કર્તવ્ય એનુંજ એ પરિણામ છે.

પાશ્ચાત્ય વ્યક્તિ અને સમાજનું અંતિમ સાધ્ય ક્ષુદ્ર અને આપ લેના સ્વરૂપનું છે. એમ હોવાથી તેમને સુખના અભાવમાં અર્થાત્ દુઃખ–સમૃદ્ધિમાં

+ ગી. ૨, પૃષ્ઠ. ૩૩૨.

આલેટવું પડે છે એમ જણાય છે. વિશેષતઃ તેમનાં સામાજિક બંધનો (Social Ties) જંગલી અને અસંસ્કૃત સ્વરૂપનાં હોવાથી ઉપયુક્તવાદ (Utilitarianism) સર્વ ભૂતહિતરતત્વ (Humanitarianism) પરોપકારીપણું (Philanthrophy) વગેરે વાદ ઉત્પન્ન થઇ તેમના સમાજ–જીવનને અતિશય આવશ્યક હોવાનું તેમને સિદ્ધ કરવું પડે છે. કિં બહુના એવા પ્રકારના વાદ, તેમને ટેકો આપનાર સંસ્થાઓ અને તેમના કાર્યો એ સર્વે વિષયો સમાજ–જીવન માટે ઉદાત્ત સ્વરૂપના ધર્મની આવશ્યક્તા છે, તે આપ લેના અને બજારની ખરીદીના તત્વ ઉપર ચાલી શકશે નહિં, અથવા ઉદાહરણ માટે પરોપકારી–સ્વદેશ સેવક–" કર્મવિરોનો વિવેક " અતિ ઉદાર સ્વરૂપનો હોવો જોઇએ. એવા કબુલ જવાબનાં અને વટલાયલાઓની ઉણપનાં પ્રત્યક્ષ ચિન્હો વિચારાન્તે કળી શકાય છે.

ઉપરોક્ત સર્વ વિવેચન ઉપરથી જણાય છે કેઃ–વર્તમાનયુગની પ્રગતિ અને સુધારણાને યોગે સમાજનું જીવન સ્થાયી નહિં થતા ઉલટું તેનો પાયો ડગમગતો જાય છે તેથી તે મજબુત થવા માટે કોઇપણ એક ઉદાત્ત તત્વના પ્રબળ આધારની આવશ્યક્તા છે. તે માટે આર્યોએ જે તત્વનો આધાર ગ્રહણ કર્યો હતો અને જે દિશામાં વિચાર ચલાવ્યા હતા તે આધાર અને તે દિશા આજે સમયનું સ્વરૂપ જોતાં થોડો ફેરફાર કરીને પણ અનુકરણીય હોવાનો નિર્ણય થાય છે.

સિદ્ધાંત એ થાય છે કેઃ સમાજના દીર્ઘ જીવન માટે વર્ણાશ્રમ સંસ્થા એજ યોગ્ય છે. હવે જેને આશ્રમ–શ્રેષ્ટની સંજ્ઞા આપવામા આવેછે એ "ગૃહસ્થાશ્રમ" ની વિશેષ ઉપયોગિતા અને મહત્વ સંબંધી થોડો વિચાર કરીને વિષયાંતર કરતાં અટકીશું. આ પ્રમાણે વિષયાંતર થનો જોઇ વાચક અમને ક્ષમા આપશે એવી આશા છે.

## ગૃહસ્થાશ્રમનું મહત્વ અને વિશેષતા.

બ્રહ્મચર્યાશ્રમ એ જેમ ચાર આશ્રમનો પાયો છે તેજ પ્રમાણે ગૃહસ્થાશ્રમ એ તેનું જીવન છે. પ્રત્યેક વ્યક્તિને બે પ્રકારનાં કર્તવ્ય કર્મની જવાબદારી પ્રાપ્ત થયેલી છે. એ બે પ્રકારમાં એક વ્યક્તિગત અને બીજો સામાજિક અથવા સમષ્ટિગત છે. એ બન્ને કર્તવ્યકર્મ ગૃહસ્થાશ્રમમા રહીને જેટલે દરજ્જે યથાસાંગ કરી શકાય છે તેટલું બીજા કોઇ પણ આશ્રમમાં કરી શકાય એમ નથી, તેથીજ ગૃહસ્થાશ્રમની વિશેષતાનાં અને મહત્વતાના અનેક કારણો પૈકી એ પણ એક કારણ છે. વ્યક્તિગત કર્તવ્યની પરિપૂર્ણતા વ્યક્તિગત ઉન્નતિમાં જ (શારીરિક, માનસિક અને નૈતિક રૂપે) થાય છે.

અને વ્યક્તિની સામાજિક-સમષ્ટિગત-કર્તવ્યની પરિસમાપ્તિ, સામાજિક-ઉન્નતિ માટે પોતાને ભાગે આવેલો વિભાગ યથાયોગ્યપણે કરી બતાવવો પડે છે તેમાંજ આવી જાય છે.

(૨) સ્વાર્થ અને પરમાર્થ, એ બન્ને એક સમયે સાધ્ય કરવાનું એક રમ્ય અને શ્રેષ્ઠ સ્થાન "ગૃહસ્થાશ્રમ" એજ છે. ઇન્દ્રિયનિગ્રહ અને જ્ઞાનાર્જન એ બન્ને બ્રહ્મચર્યાશ્રમના બે મૂખ્ય અંગ છે. તે પૂર્ણ અવસ્થામાં આવતાં **જે અનેક સદ્‌ગુણોનું બીજારોપણ વ્યક્તિના માનસોદ્યાનમાં** થઇ જે વૃક્ષ વૃદ્ધિ પામવા લાગે છે તે વૃક્ષ સુંદર પુષ્પ-ફળયુક્ત થવાનો કિંબહુના તે સદ્‌ગુણોના સાચા વ્યવહારિક ઉપયોગનો અને કસોટીનો યોગ્ય સમય એજ આશ્રમ છે. **પરમેશ્વરે ઉત્પન્ન કરેલા સર્વ પદાર્થ અર્થાત સૃષ્ટિ, મનુષ્યોને ઉપયોગ કરવા માટેજ નિર્માણ થયેલી છે. તે અયોગ્ય ઉપયોગ માટે નથી.** એજ નિયમાનુસાર પ્રત્યેકને પ્રાપ્ત થયેલો દેહ અને તેનું સામર્થ્ય, મન અને તેનો વિકાસ, ગુણ અને ધર્મ, અને મનુષ્ય પ્રાણિને મળેલી વિશેષ બક્ષીસ જે બુદ્ધિ તે અને તેનું સામર્થ્ય, એ સર્વનો યોગ્ય અર્થાત્ પોતાની ઉન્નતિને પોષક ઉપયોગ કરી લેવો એજ તેનું ખરૂં કર્તવ્ય છે. શારીરિક સામર્થ્ય, મનોવિકાસ અને બુદ્ધિ, એનો સદ્ ઉપયોગ કરવાનો યોગ્ય સમય ગૃહસ્થાશ્રમ એજ છે. એ કાર્ય કષ્ટસાધ્ય હોવા થી આપણા શાસ્ત્રકારોએ પૂર્ણ વિચાર કરીને તેને અનુસરતા નીતિ-નિયમ સંપૂર્ણ વિચાર કરીનેજ ઠેરવ્યા છે.

(૩) ગૃહસ્થાશ્રમનો મુખ્ય અને મધ્યસ્થ વિભાગ પાણિગ્રહણ (વિવાહ) અને તે દ્વારા પ્રાપ્ત થયેલી જવાબદારી એ છે. પાણિગ્રહણ વિધિનો મુખ્ય હેતુ **प्रजोत्पादनाय** એ મંત્રવિભાગ ઉપરથી સ્પષ્ટ થાય છે. એ હેતુનું અંતિમ સાધ્ય, વ્યક્તિગત વાસનાઓ અને વિકારોનું દમન કરી તેને આત્મોદ્ધાર પ્રવણ કરવાં અને પોતે સામાજિક જવાબદારીમાંથી પાર ઉતરવું-વિજય પ્રાપ્ત કરવો એજ સૂક્ષ્મવિચાર કરતાં જણાઇ આવેછે. વ્યક્તિગત અને સામાજિક-સમષ્ટિગત-ઉન્નતિ, એ બન્ને ગૃહસ્થાશ્રમમાં એકી વખતે કેવી રીતે સાધ્ય થઇ શકે છે તેનો ટુંકમાં વિચાર કરીએ. **આત્મોદ્ધારનું** પ્રથમ પગથીયું **ચિત્તશુદ્ધિ** છે. ચિત્તશુદ્ધિનો પાયો, શમદમાદિ સાધન ચતુ-ષ્ટય ઉપર રચાયો છે. સાધન ચતુષ્ટય ઉત્કૃષ્ટ રૂપે સંપાદન થયું છે કે નહિ, તેમાં ઉણપ હોય તો તે કેવી રીતે સંપૂર્ણ કરી લેવી વગેરે વિષય કૌટુંબિક વ્યવહારમાં ઉત્તમ રૂપે સમજી શકાય છે. આત્મ-વિશ્વાસ કેવી રીતે રાખવો, તેનું વ્યવહારિક શિક્ષણ પ્રાપ્ત કરવા યોગ્ય સ્થળ હોય તો તે એજ આશ્રમ

**છે. જે બ્રહ્મચર્યના સંરક્ષણ ઉપર મનુષ્યની માનસિક અને નૈતિક ઉન્નતિ અવલંબન કરે છે તે બ્રહ્મચર્યપાલન અને સંરક્ષણનો યોગ્ય સમય એજ આશ્રમ છે.** એ કષ્ટસાધ્ય કાર્યમાં વિજય પ્રાપ્ત કરવા ઋતુ-ગમન આદિ નૈસર્ગિક વિધિનિષેધ આપણા શાસ્ત્રકારોએ દર્શાવ્યો છે. આપણા દેશના સાધુ સંતોએ સંસારનું જે ભયંકર સ્વરૂપ સર્વે સ્થળે વર્ણવ્યું છે તેનો ઉદ્દેશ્ય એજ છે કેઃ પ્રત્યેક મનુષ્યે, પોતાના મનનું અધઃપતન કરનાર, એ આશ્રમની સર્વ દગલબાજ વસ્તુઓથી સાવધ રહેવું, અને આત્મોદ્ધારના માર્ગમાંથી, ભૂલેચૂકે પણ પરાઙ્મૂખ થવું નહિ. પ્રેમ, દયા, ક્ષમા, શાંતિ, પરોપકાર બુદ્ધિ વગેરે અનેક સદ્‌ગુણો આત્મવિશ્વાસનાં ઉપાંગ છે, તેની ક્રમે ક્રમે વૃદ્ધિ થવા માટે પણ એજ આશ્રમ યોગ્ય છે. પાણિગ્રહણ ( વિવાહ ) એ વ્યક્તિગત કામનાપૂર્તિનું સાધન છે એમ માનવું અને તેને બજારની ખરીદી ( Contract ) સમજવી એનો અર્થ તો પરમેશ્વરે વ્યક્તિ માત્ર અંતઃકરણમાં ઉત્પન્ન કરેલી વાસનાઓનો દુરૂપયોગ કરવો એજ થાય. અગ્નિનો યોગ્ય રૂપે ઉપયોગ કરવામાં આવે તો તે અન્નને પક્વ કરે અને તેના આધારથી આપણે જીવન ધારણ કરીએ. એવીજ યોગ્યતા મનોવાસનાની છે. જો તે વાસના રૂપી અગ્નિનો દુરૂપયોગ કરવામાં આવે તો તે મનુષ્યનો વિનાશજ કરે છે. જેમ અગ્નિનો દુરૂપયોગ અથવા અતિ ઉપયોગ કરવાથી અન્ન બળી ખાખ થાય છે. તેજ પ્રમાણે મનોવાસનાઓનું સમજવું. આપણું કુટુંબ એજ આપણું જગત્ છે, એમ માની તેની સાથે ગમે તેમ વર્તવું એટલે સ્ત્રી જાતિમાં પરમેશ્વરે ઉત્પન્ન કરેલો દિવ્ય પ્રેમ અને પાણિ-ગ્રહણ વિધિએ પુરૂષ પ્રકૃતિ વચ્ચે જે પ્રેમનો સંયોગ રચી આપ્યો છે તે પ્રેમનો તદ્દન દુરૂપયોગ કરવો એ થાય. આ પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન કરવાના ઇરાદાથીજ જાણે આપણા સાધુ સંતોએ સંસારનું ભયંકર વર્ણન કરીને પ્રજાજનોને ઇસારત કરી હોય એમ જણાય છે.

સારાંશ એ છે કેઃ મનુષ્યે પોતાના કુટુંબમાંજ લંપટ નહિ બનતાં તેથી પણ આગળ વધીને મિત્ર, આપ્ત, ગોત્રજ, ગ્રામસ્થ, જ્ઞાતિબંધુ, ધર્મબંધુ અને અંતે સર્વ ભૂત માત્ર પ્રત્યે સ્વતઃનેજ જોવો, અને સર્વમાં પોતાનાજ આત્માનું ભાન થવું, એજ જ્ઞાનની અને આશ્રમની પરમ અવધિ અથવા માનવી સાધ્યની પરિસીમા પ્રાપ્ત કરવાનો પ્રારંભ કરવો એ આજ આશ્રમમાં થઇ શકે છે ઇષ્ટ સિદ્ધિને માટે યજ્ઞયાગાદિ ધર્મ્ય અને ચિત્ત શુદ્ધિકારક કર્મો, ગૃહસ્થાશ્રમી જનોનાં કર્તવ્ય તરીકે કરવાની આપણા સ્મૃતિકારોએ આજ્ઞા ફરમાવી છે પરંતુ તે સ્વાર્થ રહિત એટલે નિષ્કામ બુદ્ધિ પૂર્વક અથવા કેવળ ઉપરોક્ત સાધ્ય સંપાદન કરવાની ઇચ્છાથી કરેલાં હોય તો

તેનું પરિણામ ઇષ્ટ આવે છે. એ ભૂલવું જોઇતું નથી. ઉપરના વર્ણનમાં ગૃહસ્થાશ્રમમાં ક્રમે ક્રમે સાધ્ય કરવા જેવી વ્યક્તિગત ઉન્નતિનુ દિગ્દર્શન કર્યા પછી તે દ્વારા સાધ્ય કરવા જેવી સામાજિક ઉન્નતિનું દિગ્દર્શન કરી પ્રસ્તુત વિષય બંધ કરીશું.

(૧) વ્યક્તિ (મનુષ્ય) એ સમાજનો એક શરીર અવયવ છે, તેથી સમાજ સુરક્ષિત રૂપે રહેવા માટે એ અવયવની આવશ્યક્તા છે. એ આવશ્યક્તા પૂર્ણ કરવાનું કામ, ગાર્હસ્થ્ય સિવાય બીજા કોઇ પણ આશ્રમમાં થઇ શકે નહિં, અર્થાત્ એ જવાબદારીનું કામ કેવી રીતે પાર પાડવું એનો વિચાર કરવો ઇષ્ટ છે.

નવવધુનું પાણિગ્રહણ કરતી વખતે જે મંત્ર ઉચ્ચાર કરવો પડે છે તેના તરફ બરાબર લક્ષ્ય આપવાથી જણાશે કેઃ વ્યક્તિ ગત્ સામાજિક જવાબદારીમાંથી કેવી રીતે સુખ રૂપ મુક્ત થવું.

**गोत्रोत्पन्नां शर्मणः-पुत्रीं-पौत्रीं-प्रपौत्रीं-नाम्नीं कन्यां, गोत्रोत्पन्नाय शर्मणः पुत्राय-पौत्राय-प्रपौत्राय-नाम्ने श्रीधररुपिणे वराय-प्रजोत्पादनाय तुभ्यमहं संप्रददे प्रतिगृह्यताम्** એ સૂત્ર પ્રત્યે દ્રષ્ટિ ફેરવતાં જણાય છે કેઃ એ સૂત્ર સત્કર્મનિષ્ઠ **વસિષ્ટાત્રિ ભૃગુ આદિ** પ્રખ્યાત ઋષિ કુલનું સ્મરણ કરાવી તે કુળને અનુરૂપ માનેલા હમણાનાં વડિલ વયોવૃદ્ધનું સ્મરણ કરાવે છે પરંતુ એ સૂત્રના ગૂઢાર્થ પ્રત્યે અધિક દીર્ઘ દૃષ્ટિએ જોતાં જણાય છે કેઃ **શ્રીધરરૂપી પતિદ્વારા પોતાના ગોત્રને શોભે એવી સંતતિ ઉત્પન્ન કરવા માટે વિવાહગ્રંથી ગાંઠવામાં આવે છે.** એ જવાબદારી સમજીને વૈવાહિક સ્થિતિને અનુસરે એવું વર્તન કરવામાં આવે તો વ્યક્તિગત સામાજિક જવાબદારી ઉત્તમ પ્રકારે પરિપૂર્ણ કરી શકાય છે. આ ઉપરથી સમજી શકાશે કેઃ આપણા શાસ્ત્રકારોએ વિવાહ વિધિને ધાર્મિક મહત્વ કયા કારણથી આપ્યું અને તેમાં વિધિ નિષેધાદિ કર્મકાંડ કરવાની આજ્ઞા શા માટે ફરમાવી.

આટલો વિષયાંતર કરવાનું કારણ એટલુંજકેઃ આર્યસ્ત્રીત્વ અને પત્નીત્વ સંબંધી સ્વામી રામતીર્થજીનો કેવો અભિપ્રાય હતો અને એ સંબંધી તેમનું વ્યક્તિગત આચારણ કેવું હતું તે જાણવું સુલભ થઇ પડે.

## "રામ"નો સંસાર.

જો કે **તીર્થરામ** વિદ્યાર્થી દશામાં હતા તે સમયેજ ગૃહસ્થાશ્રમી થયા હતા તથાપિ ખરૂં જોતાં તો તેઓ એમ. એ. થયા ત્યાર પછીજ, આસરે

બાવિશમે વર્ષે તેમના ગૃહસ્થાશ્રમની શરૂઆત થઈ હતી. "**सर्वारंभास्तण्डुलाः प्रस्थमूलाः**" એ સંસારનું કિં બહુના, જીવન યાત્રાનું આદ્યસૂત્ર હોવાથી **તીર્થ**રામને પણ ઉદરપોષણની તજવીજ કરવી પડી. વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ કરાવવાની ઘણી હોંશ હોવાથી તેમણે એફ. એ. અને બી. એ. વર્ગના વિદ્યાર્થીઓ માટે ગણિતનો એક ખાનગી વર્ગ ઉઘાડયો. તે માટે તેમણે દર મહિને રૂ. દસ અને પંદરની અનુક્રમે ફી રાખી હતી. એ વર્ગમાં મહાવિદ્યાલયના બે અધ્યાપકો (Professors) પણ સામેલ થયા હતા. એટલા ઉપરથીજ તે વર્ગની સ્થિતિ સમજવામાં આવશે. ગણિત શિખવવાનું અઘરૂં અને મહેનતનું કામ **તીર્થ**રામે કેટલાક મહિના પર્યંત કર્યું પરંતુ જ્યારે તેઓ માંદા પડયા ત્યારે તેમને મુરલીવાલા નામક સ્થાને પોતાને ઘેર જવું પડ્યું.

માંદગીમાંથી સાજા થયા પછી **તીર્થ**રામ લાહોર પાછા આવ્યા અને ત્યાંની "સનાતન ધર્મ સભા"ના શિક્ષક મંડળના પ્રથમ સભાસદ અને ત્યારપછી ચિટણીસ થયા. આ સ્થળેથીજ તેમનું નામ સમાજ સેવા માટે પ્રસિદ્ધ થતું ગયું. આ સમયેજ તેમણે "વૈદિક કૉલેજ"ની ચિત્રકલાનું જ્ઞાન સંપાદન કર્યું, તેમની માંદગીને લીધે ગણિતનો વર્ગ બંધ પડ્યો હતો. તેથી તેમને પુનઃ ઉદર પોષણની અડચણ જણાવા લાગી, તેમ છતાં તેમના આનંદી ચ્હેરા ઉપર કે અંતઃકરણ ઉપર જરા પણ દીલગીરી જણાતી નહિં. એવી સ્થિતિમાં પણ તેમનો ચ્હેરો આનંદી જણાતો, અને મિત્રો સાથે વાર્તાલાપ કરતાં પણ તેમના મુખ ઉપર મધુરૂં હાસ્ય ફરકયા કરતું.

થોડા દિવસમાંજ તેમને સિયાલકોટની મિસન હાઇસ્કૂલમાંથી એંશી રૂપીઆના પગારે બોલાવવામાં આવ્યા. તેથી તેઓ ત્યાં ગયા. તેમનો પ્રેમાળ સ્વભાવ અને ગણિતનું અસાધારણ જ્ઞાન, એ ઉભય ગુણને લીધે પરિણામ એ આવ્યું કે: તેમની ખ્યાતિ થવામાં અને તે હાઇસ્કુલમાં વિદ્યાર્થીની સંખ્યા વૃદ્ધિ થવામાં વિલંબ થયો નહિ. **સંસારમાં એક વખત દ્રવ્ય આવવાની શરૂઆત થઇ એટલે પછી ભરતામાં ભરાયાજ કરે છે.** અર્થાત્ એક વખત નોકરી મળી કે દ્રવ્ય આવવા લાગે છે અને મિતવ્યય કરનારા મનુષ્યો પાસે તે એકઠું પણ થયા કરે છે. ઘણા શિક્ષકો એવા જોવામાં આવે છે કે: તેઓ ટુંકા પગારમાં પણ વિશેષરૂપે કરકસર કરી પાંચ પૈસા ભેગા કરે છે, અને પરિણામે થોડા વર્ષમાં તો તેઓ એક સારી જેવી રકમના માલિક થઇ બેસે છે. ટુંકા પગારના શિક્ષકોની એવી કરકસરનું પરિણામ એવું સારૂં જોવામાં આવે છે ત્યાં પછી ભારે પગારદાર શિક્ષકોનું શું પૂછવું ? તેઓ ઘણી કરકસર કરવા સાથે પોતાના પૈસાનું ભારે વ્યાજ મેળવે છે, અથવા તો જમીનો રાખે છે કિંવા પોતાના પુત્ર કે બીજા કોઈ

સગાં સાથે ભાગમાં વ્યાપાર ધંધો કરી સારી લક્ષ્મી પ્રાપ્ત કરે છે. પરંતુ તેઓ પોતાનાંજ બાલબચ્ચાં પ્રત્યે ઉદારતા દર્શાવતા નથી તો પછી ઇતરજનો પ્રત્યે ઉદાર વૃત્તિ હોયજ ક્યાંથી ? ગમેતેમ આપણા **તીર્થ**રામજી તેવા કરકસરીયા ન હતા. તેઓ પોતાના હાથમાં આવતા દ્રવ્યનું મૂલ્ય બરાબર સમજતા હતા. તેઓ સારી પેઠે જાણતા હતા કે: લક્ષ્મી ચંચળ છે. અસ્થિર છે તેથી તેનો જેમ સદ્ઉપયોગ થાય તેમજ સારૂં. વળી તેઓ વિદ્યાર્થી અવસ્થામાં હતા તે વખતે સ્કુલની ફી તેમજ પુસ્તકો માટે તેમને જે સંકષ્ટ વેઠવું પડતું તેમજ કેટલીક વખત ભૂખે રહીને, અને બહુજ ઓછાં વસ્ત્રો પહેરીને, હદ ઉપરાંતની ગરીબાઇમાં, કંગાલ દશામાં કષ્ટમય જીવન વ્યતીત કરવું પડતું તે તેઓ ભૂલ્યા ન હતા. તેમને પગાર મળતો તે પાઇએ પાઇનો સદ્ઉપયોગ થાય, પરમાર્થે વપરાય એજ તેમની ઉત્કટ મનોકામના હતી. આ સમયે તેમનું પ્રિય સમાજક્ષેત્ર ( Social Circle ) તે વિદ્યાર્થીઓજ હોવાથી તેઓ તેમની સાથે એટલા પ્રેમથી, સહાનુભૂતિથી, નિઃસ્વાર્થ વૃત્તિથી અને મિલનસારપણાથી વર્તતા કે તેઓ જે કાંઈ માંગતા તે **તીર્થ**રામ તેઓને આપતા, એટલુંજ નહિં પણ કેટલાક વિદ્યાર્થીઓ તો **તીર્થ**રામજીના નામ ઉપર મિઠાઇવાળા હલવાઇને ત્યાંથી મિઠાઇ અને દૂધ ઉધાર લઇ આવી તેનો તેઓ ઉપયોગ કરતા ! અહા ! કેટલો વિદ્યાર્થી પ્રત્યે પ્રેમ ! કયો શિક્ષક પોતાના પગારમાંથી વિદ્યાર્થીઓને ઉપયોગી વસ્તુઓ ઉપરાંત મિઠાઇ અને દૂધ અપાવે છે એ અમારા સ્મરણમાં નથી ! અરે ! **તીર્થ**રામ સિવાય ભાગ્યેજ કોઈ એવો શિક્ષક હશે એમજ કહેવું અમને તો ઉચિત જણાય છે ! તીર્થરામજીના ગૃહસંસારની હજી શરૂઆત હતી એટલામાંજ પતિદેવતાના પગારમાંથી આ પ્રમાણે પુષ્કળ ખર્ચ થઈ જતો ! છતાં **તીર્થ**રામજીનાં પત્નીદેવીના મન ઉપર તેની જરા પણ અસર થતી ન હતી ! તેઓ પતિને દેવતા માનતાં અને તેમના વિચારને હમેશાં મળતાં થઈ પતિ જે કાંઈ સતકાર્ય કરે તેમાં પ્રેમથી, આનંદથી ભાગ લેતાં ! તેથી **તીર્થ**રામ ભાગ્યશાળી હતા એમ કહેવું પડશે. પતિના એવાં ઉદાર-પરોપકારી-સતકાર્યમાં નિત્ય સહાયક થઇ હસતે ચ્હેરે તેમાં ભાગ લેતી હોય એવી પત્ની દેવીઓને અનેક ધન્યવાદ ઘટે છે ! **તીર્થ**રામજીનો ગૃહ-ખર્ચ બહુજ ઓછો હતો, તેથી તેમની કમાણી તેમના ગૃહ-ખર્ચમાં અને વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ કરાવવામાંજ ખર્ચાઈ જતી. તેમની પાસે કાંઇ બચવા પામતું નહિ. પછી તેઓ દ્રવ્ય શી રીતે ભેગું કરે ? "**त्यक्तेन भुञ्जीथाः**" એ ઉપનિષદ્ સૂત્રનો જ તેમણે પ્રારંભ કર્યો હતો એમ કહીએ તો ખોટું નથી.

એક વર્ષ પછી એટલે ઇ. સ. ૧૮૮૬ માં એજ શાળાના બૉર્ડિંગ હાઉસ-સુપ્રિન્ટેન્ડન્ટનું કામ પણ **તીર્થ**રામને કરવું પડ્યું, તેથી વિદ્યાર્થીઓ

સાથે મળવું, તેમની વર્તણુકને સુધારવી, અને તેમનામાં એક પ્રકારનું પાણી ચઢાવવું, એ તીર્થરામની તીવ્ર ઇચ્છાને, નવીન જવાબદારીને લીધે બમણું જોર મળ્યું. તીર્થરામજી વિદ્યાર્થીઓના સ્વભાવને ઉત્તમ પ્રકારનો બનેલો જોવા ઇચ્છતા, અર્થાત્ તે વિદ્વાન થાય, પરોપકારી થાય અને સમાજના સેવક પણ બને. એજ કારણથી વિદ્યાર્થીઓના અંતઃકરણમાં તેવા ઉત્તમ સંસ્કાર પાડવા, અને તેમના ચારિત્ર્યમાં જણાતા દોષો નિવારણ કરવા યત્ન કરતા અને તેમને તેમની "મનુષ્ય" તરીકેની ફરજ બરાબર સમજાવવા સતત્ યત્ન કરતા. તેમના એ બોધનો લાભ ઘણા વિદ્યાર્થીઓએ લીધો અને તેઓ તેમના ભક્ત બન્યા પરંતુ વિદ્યાર્થીઓના દુર્ભાગ્યે તીર્થરામને લાહોરની ફોરમન ખ્રિશ્ચન કૉલેજના પ્રૉફેસરની જગ્યા મળી તેથી તેમને ત્યાં જવું પડ્યું.

સિયાલકોટ નિવાસ હતો તે સમયે તીર્થરામજી સ્થાનિક સનાતન ધર્મસભામાં ભાગ લઇ પોતાનાં સ્ફુતિદાયક સંભાષણો દ્વારા સમાજસેવા કરતા હતા. તરૂણ વિદ્યાર્થીઓના, અરે! રાષ્ટ્રના ભાવી આધાર સ્તંભના અંતઃકરણને અને તેમની વર્તણુકને વિશુદ્ધ વલણ આપવું, તેમના સહવાસમા સમય વ્યતીત કરવો અને સનાતન ધર્મસભા જેવી ધાર્મિક સંસ્થામાં ઉત્સાહપૂર્વક ભાગ લેવો, એ ઉપરથી તીર્થરામજીની માનસિક સ્થિતિ કેવા પ્રકારની હતી તે જણાઇ આવે છે. અંગ્રેજી શિક્ષણ અને તે પણ એમ. એ. પર્યંત અને પાશ્ચાત્ય ભપકાબાજ સુધારાના ચળકાટને લીધે તે સમયના તરૂણ ભારતીયોના અંતઃકરણમાં સામાન્યતઃ જોવામાં આવતી સ્વાભિમાન-શૂન્યતા, સત્વાભાવ અને સ્વધર્મપરાઙ્મુખતા, એ એક તરફ અને બીજી તરફ તીર્થરામજીનો તરૂણાવસ્થાનો સંસાર અને તેમનું સાત્વિક કાર્યક્ષેત્ર, એ બન્ને ચિત્રો જોતાં તીર્થરામજીનો મનોવિકાસ અતિશય થયેલો જાણી શકાય છે, કારણ કે તરૂણાવસ્થામાં દ્રવ્યસંગ્રહ કરવાની અને ભોગવિલાસ ભોગવવાની લાલસા કાંઇ ઓછી હોતી નથી. તેવી લાલસા ભલભલા તરૂણોમાં અને શિક્ષકોમાં જોવામાં આવી છે. પુરૂષોજ એવી લાલસાવાળા હોય છે એટલુંજ નહિ પણ સ્ત્રીઓ તેથી પણ વિશેષ લાલસાવાળી, કરકસર કરનાર, કંજુસ, અને લોભી-સ્વાર્થી જોવામાં આવે છે. ગૃહસ્થાશ્રમનો ખર્ચ ચલાવવા માટે કરકસર વિગેરે ગુણની આવશ્યકતા છે ખરી પરંતુ એવા સ્વાર્થી વિચારો તીર્થરામજીના મનમાં કદી પણ પ્રવેશ કરવા પામ્યા નહતા એટલુંજ નહિં પણ તેમના એ સદ્ગુણને પ્રતાપે તેમની ધર્મપત્નીનું મન સુદ્ધાં ઉદાર, પરોપકારી થવા પામ્યું હતું એ ઓછા સદ્ભાગ્યની વાત નથી! ગૃહસ્થાશ્રમ અને રાષ્ટ્રીય અંતઃકરણની વિકૃત સ્થિતિ, એ બન્નેના જોવાં

તરૂણ અંતઃકરણને પોતાના ઉચ્ચ ધ્યેયથી ડગાવી નીચે પાડનાર અને માનસિક અધઃપતન કરનાર બ્હાનાં હોવા છતાં પણ **તીર્થ**રામજીના અંતઃકરણનો પ્રભાવ ઉચ્ચ ધ્યેય પ્રત્યે વહન થતો જોઈ તેમની વિદ્યાર્થી દશામાં થતા મનઃસંસ્કારનું પ્રાબલ્ય તુરતજ જણાઈ આવેછે, અને આપણા તરૂણ વંશજોને રાષ્ટ્રોધારક બનાવવા માટે તેમનું શિક્ષણ કેવું કારણભૂત થઈ પડે છે તેની ખાત્રી થાય છે.

## પુનઃ લાહોર.

**તીર્થ**રામજી "ફોરમન" મહાવિદ્યાલયમાં પ્રોફેસર હતા, તે સાથે ત્યાંના પૌર્વાત્ય મહાવિદ્યાલયમાં (Oriental College) ના "રીડર"નું કામ પણ તેઓ કરતા તેથી તેમને બન્ને વિદ્યાલય તરફથી દ્રવ્ય પ્રાપ્ત થતું પરંતુ તે સર્વ દ્રવ્યનો ઉપયોગ તેમના ગૃહસ્થાશ્રમનો માત્ર અગત્યનો ખર્ચ નિભાવવામાં અને લાયક વિદ્યાર્થીઓને અને લાયક વ્યક્તિઓને દાન કરવામાંજ થતો. **તીર્થ**રામજીનાં આ સમયનાં આચરણ વિશેષ લક્ષ આપવા જેવાં અને અનુકરણીય હતાં. હમણાંની નોકરીને લીધે સમાજમાં તેમનું વિશેષ માન (Position) હતું, તેથી ઇતર સામાન્ય મનુષ્યોની પેઠે તે ઓદ્ધાને શોભે એવી રહેણી-કરણી રાખવી, શારીરિક સુખની વૃદ્ધિ કરવી, સભ્યતાને શોભે એવાં વ્યસનો વધારવાં, આહારવિહાર અને પોષાકનો ખર્ચ વધારી મોજ કરવી, ધનસંચય કરવો, મકાન પણ સુંદર રાખી ભપકો મારવો, નોકર ચાકર વધારી સુખ-સ્વચ્છંદમાં રહેવું, ફરવું, વગેરે અનેક પ્રકારની વૃદ્ધિ કરી હોત અને "શું કરીએ? અમારે અમારા સુધરેલા સમાજમાં રહેવા માટે એમ કરવુંજ પડે." એમ કહી તેઓ પોકળ કારણો બતાવી શક્યા હોત. ઘણા ગ્રેજ્યુએટ અને ઘણા અમલદારો ગરીબ સ્થિતિમાં ઉછરેલા હોય છે છતાં જરા સારો ઓદ્ધો મળ્યો અથવા વકીલ, બેરિસ્ટર, ડાકટર કે એન્જિનિયર થયા કે બસ ન પૂછો વાત! પોતાની ગરિબાઈ ભૂલી જઇ ખોટા ખરચો વધારી દે છે! તેમના અહંકારનું અને ક્રોધનું તો પૂછવુંજ શું? ગરિબો પ્રત્યે દયા તો હોયજ શાની? પરંતુ **તીર્થ**રામજી પૂર્વ જન્મના પુણ્ય પ્રતાપે પોતાની ગરિબાઇ ભૂલ્યા ન હતા. તેમજ સુધરેલા વિચારોનું પોકળપણું, લખલુટ ખર્ચથી થતો વિનાશ એ સર્વ સારી પેઠે જાણી ગયા હતા, તેથી તેઓ ધૈર્ય અને ઉચ્ચ ધ્યેય ત્યજી દઇ ખોટાં બ્હાનાં હેઠળ દબાઇ રહે તેવા ન હતા, અને જાણી જોઇને સમાજમાં દંભ બતાવી પોતાની આબરૂ (Position) વધારે એવા પણ ન હતા! તેમણે તો "કોઇ નિંદે કિંવા કોઇ વંદે (વંદન કરે) તો પણ સ્વહિતનોજ ધંધો કરવો." એ માર્ગ સ્વીકાર્યો હતો અને ઉપરોક્ત સર્વ વિષયો પ્રત્યે દુર્લક્ષ્ય કરી સાદાઇમાં

ગૃહસ્થાશ્રમ નિભાવી વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવાનું વ્રત તેમણે કદી પણ ત્યજ્યું ન હતું. તેમનાં ધર્મપત્ની તેમને અનુકૂળ થઈ પડે એવાં સરલ અને પવિત્ર સ્વભાવનાં મળ્યાં હતા એ અમે પૂર્વેજ લખ્યું છે એ આનંદની વાર્તા હતી. જો કે તે તેવાં સ્વભાવના ન હોત તો પણ તેમના દૃઢ મનોવિચાર સમક્ષ પત્નીનું કાંઇ ચાલત નહિં. તે એક પતિવ્રતા, સહધર્મચારિણી આર્ય સ્ત્રી હતાં. તે પોતાના પતિની માનસિક ઉન્નતિને યત્કિંચિત્ પણ આડે આવે તેવાં નહતાં. ઉલટું તેઓ તો તેમને યથાશક્તિ સહાયતા કરે એવાંજ સદ્‌ગુણી હતાં. એ સંબંધી **તીર્થ**રામજીએ પોતેજ કબુલ કર્યું છે. **તીર્થ**રામજી ત્યાગી અથવા સન્યાસી બનતા જતા હતા. તે નીચલા પત્ર ઉપરથી જણાઇ આવે છે.

"જૂન: ૧૮૯૬"

આપનો કૃપા પત્ર પ્રાપ્ત થયો. હું સર્વ પ્રકારે આપનોજ છું. કોઈ પણ વસ્તુને હું મ્હારી સમજતો નથી. **દ્રવ્યસંગ્રહ એ સુખનું સાધન છે એવું હું માનતો નથી.** અલંકારો કરાવવા અથવા કોઈ પણ સાંસારિક વસ્તુનો સંગ્રહ કરવાનો વિચાર મ્હારા મનમાંજ નથી. આપની કૃપાથી ઘરને બદલે વૃક્ષની છાયા, વસ્ત્રોને બદલે વિભૂતિ, શય્યા માટે ભૂમી અને ક્ષુધાની શાંતિ માટે ભિક્ષાન્ન પ્રાપ્ત થશે તો તેનાથી હું અત્યંત આનંદ માનીશ. **ભિક્ષુકની પેઠે નિવાસ કરવાની આપ આજ્ઞા કરશો તો આ સર્વનો ત્યાગ કરીને સાધુની પેઠે રહેવા પણ હું તૈયાર જ છું.** આ સેવકને કેવળ કર્મ કરતા રહેવામાં, તેમજ પરમાત્માનું અખંડ અનુસંધાન કરવામાં એટલું બધું સુખ જણાય છે કે: તેને બાહ્ય વિષયો દ્વારા પ્રાપ્ત થતું સુખ કિંવા આડંબર અને ઠાઠમાઠની જરા પણ આવશ્યક્તા જણાતી નથી. ઇશ્વરાર્પણ બુદ્ધિપૂર્વક કાર્ય કરવામાંજ મ્હને સુખ જણાય છે. **સંસારિક પદાર્થોના સંગ્રહથી મ્હારો આત્મા વૃદ્ધિ પામતો નથી, અથવા તેની ઉણપને લીધે તે ઓછો પણ થતો નથી. તે સર્વદા આનંદ રૂપજ છે.**

**"સેવક તીર્થરામ"**

આ સમયે **તીર્થ**રામજી અધ્યાપક (Professor) ની પદવી પર હતા, તથાપિ તે સ્વતઃ વિદ્યાર્થીજ હતા. કિંબહુના તેમનું સમસ્ત આયુષ્યજ વિદ્યાર્થી દશામાં વ્યતીત થયું હતું. **તેમણે પોતાના આયુષ્યની એક ક્ષણ પણ વ્યર્થ નહિં ગુમાવતાં તે ક્ષણ કર્મમાંજ વ્યતીત કરતા.** તેઓ સારી પેઠે જાણતા હતા કે: "ક્ષણે ક્ષણે સમય વ્યતીત થાય છે. અંતે મરણ આવશે. નિષ્કામ કર્મ કરો, તે માટેજ દોડધામ કરો તોજ

મૃત્યુ દૂર થશે." આ સમયે વિશ્વવિદ્યાલયની પરીક્ષા આપવા માટે તેઓ અભ્યાસ કરતા ન હતા પણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિ કરાવનાર પવિત્ર સન્યસ્ત આશ્રમની પરીક્ષામાં પાસ થવા માટેજ વિદ્યાભ્યાસ કરતા હતા. આ તો તેમનાં અધ્યયન અને અધ્યાપન સંબંધી વિચાર થયો. ગૃહસ્થાશ્રમનાં કર્તવ્ય કર્મમાં યજન અને યાજન એ બન્ને કર્મને પ્રાધાન્ય માનવામાં આવે છે. **તીર્થ**રામજીએ અવિદ્યાના નાશને માટે ભક્તિ અને જ્ઞાનનો હોમકુંડ પ્રકટાવ્યો હતો. તેમાં તેમણે પોતાની સંકુચિત મમત્વની આહુતિ આપવાનુ કાર્ય એટલે પોતાના સંકુચિત મમત્વનો વિકાસ કરવાનો તેઓ અભ્યાસ કરતા હતા. એ સંબંધી વિશેષ જાણવાની ઇચ્છાવાળા સજ્જનોએ **તીર્થ**રામજી (સ્વામી **રા**મતીર્થજી) કૃત "**યજ્ઞ-રહસ્ય**" (Spirit of yagna) નામક વ્યાખ્યાન વાંચી લેવું. તેઓ જ્ઞાનદાનનું પવિત્ર કાર્ય પણ કરતા હતા. સર્વમાં જ્ઞાનદાન એજ શ્રેષ્ઠ છે, તેઓ કહેતા કે :

**सबसे बढकर तो तीसरा है दान ।**
**दान इर्फाका,[1] ज्ञानहीका दान ॥**
**पंडितो ! ज्ञानदान दीजिये गा ।**

આપણા શાસ્ત્રકારોએ પણ કહ્યું છે કેઃ—

**अन्नदानं महादानं विद्यादानं महत्तरं ।**
**अन्नेन क्षणिकातृप्तिर्यावत् जियितु विद्यया ॥**

"અન્નદાન એ મહાદાન છે પરંતુ વિદ્યાદાન તેથી પણ વિશેષ મહત્વનું છે. અન્નથી ક્ષણિક તૃપ્તિ થાય છે પરંતુ વિદ્યાથી તો દાન લેનારને જીવન પર્યંત તૃપ્તિ થાય છે." એટલુંજ નહિં પણ તે બીજા પણ અનેક મનુષ્યોને વિદ્યાદાન રૂપી દિવ્ય ચક્ષુ અર્પણ કરી મહાન્ પરોપકાર સાધી શકે છે. **તીર્થ**રામજી ગણિતના અધ્યાપક-પ્રોફેસર તરીકે કાર્ય કરવા છતાં વિદ્યાર્થીઓને જે જ્ઞાનદાન કરતા તે કેટલું ઉચ્ચ સ્વરૂપનું અને ઉદાત્ત ધ્યેયનું હતું તેની સાક્ષી તેમનો તે વિષયનો નિબંધજ[2] આપી શકશે. ઉપરાંત સિયાલકોટ અને લાહોરની સનાતન ધર્મ સભા મારફતે તેમણે જે વ્યાખ્યાનો આપ્યાં હતાં, જે જ્વલંત જ્ઞાન દાન દીધું હતું તેની યોગ્યતા સ્વામીજીના પટ્ટશિષ્ય શ્રીમદ્ **ના**રાયણ સ્વામીને મુખેથીજ શ્રવણ કરાવવી ઉચિત છે. તેઓ કહે છે કેઃ—

"કૃષ્ણલીલા અને કૃષ્ણ ગીતા ઉપરનાં ગુંસાઇજીનાં વ્યાખ્યાનોએ મ્હારા મન ઉપર જે વિલક્ષણ પરિણામ ઉત્પન્ન કર્યું તે અવર્ણનીય છે!

---

૧ બ્રહ્મવિદ્યા, આત્મજ્ઞાન. (૨) Mathematics, its importance and the way to excel in it. એ નામક તેમનો નિબંધ ઈ. સ. ૧૯૧૮ના અરસામાં લખાયો છે.

એ સમય પર્યંત શ્રીકૃષ્ણનાં આચરણ તિરસ્કારપાત્ર છે એવું હું સમજતો હતો અને રાસલીલા પ્રત્યે તો હું નાક ચઢાવતો હતો! મ્હને ગીતાજી ઉપર વિશેષ શ્રદ્ધા ન હતી. એવી સ્થિતિ હોવા છતાં ગુસાંઇજીનાં પ્રેમપૂર્ણ વ્યાખ્યાનો શ્રવણ કરતાંજ, ગીતાનું અધ્યયન કરવું અને કૃષ્ણલીલાનો લક્ષ્યાર્થ સમજી લેવાની મ્હને ઇચ્છા થઇ." એકંદર રીતે જોતાં તેઓ વર્તમાન સમયમાં આત્મજ્ઞાનનું દાન કરવા સમર્થ ન હતા તો પણ તેઓ જે જ્ઞાન દાન દેતા તે કોઈ પણ શ્રોતાના મનને આત્મજ્ઞાન-પ્રાપ્તિ અર્થે દોરે એવું હતું. તાર્થરામજીની એ સાધક અવસ્થાનો નિત્યક્રમ આપણા જાણવામાં આવ્યો હોત તો કેટલું શ્રેય થાત! પરંતુ તે અદ્યાપિ પર્યંત અપ્રસિદ્ધ છે એ આપણું દુર્ભાગ્ય સમજવું! સારાંશ એ છે કે:-તાર્થરામજીનું આ સમયનું આચરણ એક ઉત્તમ પ્રકારના ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણને તદ્દન શોભે એવું હતું એમાં શંકા નથી.

## નિઃસીમ ભક્તિ અને સગુણ સાક્ષાત્કાર.

તીર્થરામજી શ્રી કૃષ્ણના અનન્ય ભક્ત હતા. તેમને ગીતા-અધ્યયનની એટલી ધૂન લાગી હતી કેઃ તેમાંનો ગૂઢાર્થ સમજી લઈ તે સાથે એકરસ થતા પર્યંત તેમણે તેનું અધ્યયન કર્યું હતું. ગીતાજીનું મનન-અધ્યયન એટલે દરજ્જે થયા પછી શ્રી કૃષ્ણનો નિદિધ્યાસ લાગે એ સ્વાભાવિક જ છે. ઉન્હાળાની રજાઓમાં તેઓ મથુરાં-વૃન્દાવન ગમન કરતા અને રજાના સર્વ દિવસો રાસલીલાનાં દર્શન કરવામાં વ્યતીત કરતા. કૃષ્ણલીલાનાં દર્શન કરી તેઓને અતિશય આનંદ થતો કે, જે આનંદનું વર્ણન કરવા અમારી ક્ષુદ્ર લેખિનીમાં શક્તિ નથી. ધીમે ધીમે શ્રી કૃષ્ણ-ભક્તિની તીવ્રતા તેમનામાં એટલી બધી વૃદ્ધિ પામી કેઃ આખી રાત્રિ તેઓ શ્રી કૃષ્ણનાં દર્શન માટે પુષ્કળ અશ્રુપાત કરતા. તેમના અશ્રુપાતથી બિછાના ઉપરની ચાદર પણ ભીંજાઇ જતી! ક્વચિત્ તો તેઓ *રાવી નદીને કાંઠે જઇ શ્રી કૃષ્ણના ધ્યાનમાં એટલા બધા નિમગ્ન થઈ જતા કેઃ રાત્રિ કેટલી વ્યતીત થઇ છે તેની પણ તેમને ખબર રહેતી નહિં!

## ભક્તિની ધૂન.

ભક્તનું અંતઃકરણ, જળમાંથી બહાર કાઢેલા મત્સ્યની પેઠે પરમેશ્વરનાં દર્શનને માટે તડફડાટ કરે છે એટલે તેના દેહ પ્રત્યેના અને દેહ-ધર્મ

---

*"Who weeps for god finds him." ઈશ્વરને માટે જે અશ્રુપાત કરે છે તેને તે દર્શન દે છે. (શ્રી રામકૃષ્ણ પરમહંસના બોધવચન.)

**"Thou shalt see the father when the heart will pant for him as it has panted for breath of air just now." (Bible.)**

પ્રત્યેના સર્વ ભાવ અદૃષ્ય થઇ પ્રત્યેક વસ્તુમાં અને પ્રત્યેક સ્થાનમાં તેને પોતાના ઉપાસ્ય દેવતાનાંજ દર્શન થાય છે. એવી સ્થિતિ થાય છે ત્યારેજ દેવ દર્શનને માટે ભક્તની મનોભૂમિકા તૈયાર થઇ માનવામાં આવે છે. એવી સ્થિતિમાં ભક્તને ક્ષુધા, તૃષા, ઇત્યાદિનું ભાનજ રહેતું નથી. તુકારામ રામદાસ, રામકૃષ્ણ પરમહંસ, તુલસીદાસ, મીરાંબાઇ, નરસિંહ મહેતો, વગેરે ઉત્તમ ભક્તોનાં ચરિત્રો પ્રત્યે દૃષ્ટિપાત કરતાં એ વિધાનને પુષ્ટિ મળે છે.

ભગવદ્દર્શન પિપાસા એ કોઈ એવી અજબ વસ્તુ છે કેઃ ભક્તને તે પ્રાપ્ત થતાં સુધી તેનો કંઠ ગદ્ ગદ્ થઈ રહે છે. તેનું હૃદય-મંદિર ભગવાનને બિરાજવાના શ્રેષ્ઠ ભદ્રાસન પ્રમાણે સ્વચ્છ, નિર્મળ, તૈયાર થઇ જાય છે. તેનું મન, વિષય-ધર્મને ત્યજી કેવળ એક ઇશ્વરમય થઇ રહે છે. જળમાંથી બહાર કાઢેલા મત્સ્યની પેઠે ભક્ત ટળવળે છે, મનુષ્યને જેમ પોતાની પ્રિયાનું ધ્યાન લાગે છે, એકના એક પુત્રનો વિયોગ થતાં માતાની જેવી મનઃસ્થિતિ થાય છે, સીતા હરણ પછી પ્રભુ રામચંદ્રની જે સ્થિતિ થયાનું બાહ્ય જગતને જણાય છે, અથવા રામચંદ્રજીના દર્શન માટે તુલસીદાસજીની જે સ્થિતિ થઈ હતી તેવીજ સ્થિતિ આ સમયે તીર્થરામજીની થઈ હતી. શ્રી કૃષ્ણનાં દર્શન માટે તેમનો જીવ ટળવળાટ કરી રહ્યો હતો. તેઓ એકાંતમાં જઇ વારંવાર રૂદન કરતા અને શ્રીકૃષ્ણને પ્રત્યક્ષ દર્શન દેવા પ્રાર્થના કરતા. અરે ! તેઓ જ્યાં જતા ત્યાં જાણે શ્રીકૃષ્ણજ હોય એવી દૃષ્ટિ થઇ ગઈ હતી. તેથી શ્રીકૃષ્ણનું નામ સાંભળતાં તેઓ ગભરાયલા વ્યાકુળ દૃષ્ટિએ આમ તેમ જોવા મંડી જતા. વાંસળીનો સ્વર સાંભળતાંજ વ્યાકુલ ચિત્તે તેઓ તદ્દન મુગ્ધ બની જતા ! આવી વિહ્વળ સ્થિતિમાંજ તેઓ હંમેશ વિચરતા તેથીજ ઇષ્ટ મિત્રો અથવા સમવ્યવસાયી જનોમાં તેઓ નિરર્થક ગપાટા મારતા બેસી ન રહેતા ! આ સમયે " સોસાયટી "નો પ્રશ્ન તેમના મનને જરા પણ સ્પર્શ કરી શક્યો ન હતો. તેઓ મંડળીમાં કદી જોડાતા પણ નહતા. એમ થવાથી તેમની રહેણી, ઓધ્ધો અને સંસારિક પરિસ્થિતિ ઉપર કાંઇ પણ વિપરીત પરિણામ થયું ન હતું.

પ્રાણ નીકળી જવાની તૈયારી હોય તે સમયે પોતાના ઉપાસ્ય દેવતા સિવાય બીજી કોઇ પણ વસ્તુનું સ્મરણ ન થાય તે સમયે, દર્શનનો એટલો બધો ટળવળાટ થાય તે સમયેજ, ઇશ્વિર ભક્તને દર્શન દે છે. મીરાંબાઇ, તુલસીદાસ અને નરસિંહ મહેતા વગેરે ભક્તોનાં ચરિત્રો જોતાં એની ખાત્રી થાય છે. જે ભક્તે ઇશ્વિરનાં દર્શન માટે અનેક દિવસ પર્યંત અશ્રુપાત કર્યો છે, જે ભક્તને અનેક દિવસ પર્યંત ક્ષુધાતૃષાનું ભાન નહોતું, અને જે ભક્તે બાહ્ય વિચારો ભૂલી જઇ રાત દિવસ કેવળ ઇશ્વરનાજ નામનો જાપ જપ્યો

છે તેજ ભક્તને ઇશ્વરનાં દર્શન થયાં છે. એવોજ ટળવળાટ, એવીજ ધૂન, એવીજ ભાન-ભૂલામણી તીર્થરામજીને થઇ હતી. તેઓ દેહ-ભાન અને જગત્-ભાન એ બન્ને ભૂલ્યા હતા. તેમના તે સમયના મિત્રો એની સાક્ષી પૂરે છે. એ અવસ્થામાં ભક્તરાજ પોતે પોતાના મન સાથે જે કાંઈ વાર્તાલાપ કરે છે તે પણ બોધદાયકજ હોય છે. તે નીચે આલખેલા પ્રસંગ ઉપરથી જણાશે.

એક દીવસ તીર્થરામજી રાવી નદીના કિનારા ઉપર જંગલમાં એકલા વિચરતા હતા, એટલામાં આકાશમાં કાળાં વાદળાં ચઢી આવ્યાં. તીર્થરામજીની દૃષ્ટિ તે તરફ ગઇ. તેને જોતાંજ તેઓ એકદમ મ્હોટેથી રડવા લાગ્યા અને ગળગળે સ્વરે બોલવા લાગ્યા કેઃ-" હે કૃષ્ણ ! હે ઘનશ્યામ ! કાળાં વાદળાં કાળો મેઘ-ત્હારા રંગનોજ છે, તેથીજ તે મ્હને વ્યાકુળ કરી રહ્યો છે. અરે પ્યારા ! તું આમ પ્રપંચ શા માટે રમે છે ? તું કયા કુંજમાં છુપાઇ બેઠો છે તે તો મ્હને કહે. અરે ઘનરાજ ! તું ઉચ્ચ હોવાથી ઘણું જોઈ શકતો હોઇશ, માટેજ મિત્ર ! મ્હારો કૃષ્ણ કયાં છે તે કહે જોઉં ! હં સમજ્યો, તેં પણ તેની સ્પર્ધા કરવા માટે પોતાનો રંગ કાળો બનાવ્યો છે કેમ ? શું મ્હને તે પ્યારાનાં દર્શન નહિં થાય ? હાય ! હાય ! આખી આલમ દુનિયા મ્હને પ્યારા કૃષ્ણના દર્શન સિવાય અકારી છે. તેના દર્શનને માટે થતું વિરહ દુઃખ હું કોને કહું વારૂ ? હે કૃષ્ણ ! ત્હારે ખાતર મ્હેં ન્યાતજાત, મિત્ર સુહૃદ, વગેરે સર્વને જલાંજલિ આપી છે. જગત્‌માં ત્હારા સિવાય મ્હારૂં બીજું કોણ ? હે મેઘરાજ ! મ્હારા નેત્રમાંથી એક સરખી અશ્રુધારા વહન થઇ રહી છે તે તું જુવે છે માટે તે બેફિકરા કૃષ્ણને મ્હારા તરફથી એટલો સંદેશો કહેજે કેઃ

**मजा बरसातका चाहे मेरी आंखोंमें बैठो,**
**सियाही है, सफेदी है, शफक है, अबरे बारान है ॥**

" અરે ! હવે હું કયાં સુધી ત્હારી વાટ જોઉં ? હવે મ્હને ધૈર્ય રહેતું નથી. ગમે તો તું મ્હારો અંત લાવ અથવા તું ત્હારા દર્શનામૃતથી મ્હારી તૃષા અને ટળવળાટનો અંત લાવ. નહિં તો મ્હારા જીવનું જોખમ થશે તે દૂર રહીને ખેલ, તમાશાની પેઠે જોયાં કરજે. કેમ વારૂ ? સૂર્યને પ્રકાશ, ચંદ્રને શાંતિ અને સૌંદર્ય અને પુષ્પોને અનેક પ્રકારનાં રંગ તેમની પ્રાર્થના નહીં છતાં ત્હેં આપ્યાં છે, ત્યારે હું માગું છું તે તું મ્હને આપશે તો શું ભિખારી થઇ જશે કે ? શું ત્હારો ભંડાર ખાલી થઇ જશે કે ? પરંતુ હે કૃષ્ણ હવે જો તું મ્હને દર્શન નહિં દે તો મ્હારૂં

મસ્તક ધડ ઉપરથી જુદું થઈ જશે અને માત્ર નેત્રો ત્હારા આગમનની વાટ જોતાં ઉઘાડાં રહી જશે.”

એમ કહી કૃષ્ણ! કૃષ્ણની બૂમો પાડતા **તીર્થરામજી** બેશુદ્ધ થઇ પડ્યા. રાત્રિના બે વાગતા સુધી એવીજ સ્થિતિમાં હતા. એવી સ્થિતિમાં તેઓ વારંવાર બેશુદ્ધ થઇ પૃથ્વી ઉપર પડવા લાગ્યા ત્યારેજ લોકોને તેમની એ સ્થિતિની ખબર પડી.

**લાલા અયોધ્યાપ્રસાદ** નામક **હોશિયારપુરના** એક વકીલ કહે છે કે: “ એક વખત લાહોરના એક દેવળમાં રામાયણની કથા થતી હતી. શ્રોતાજનોમાં **તીર્થરામજી** પણ હતા. કથા સાંભળતાં સાંભળતાં થોડાજ વખતમાં **તીર્થરામજી** એકાએક ન્હાના બાળકની પેઠે ડુસકાં લઇને મ્હોટેથી રડવા લાગ્યા. એ જોઈ પુરાણીજીએ તેમજ શ્રોતાજનોએ તેમને પુષ્કળ આશ્વાસન આપ્યું—સમજાવ્યા–પરંતુ વ્યર્થ! અશ્રુપાત કરતા કરતા અંતે તેઓ બેશુદ્ધ થઇ પડયા એટલે કથા બંધ કરવાની ફરજ પડી. જ્યારે તેઓ સાવધ થયા ત્યારે તેમના મુખમાંથી શબ્દો નીકળ્યા કે: “ ઓ કૃષ્ણ! મ્હારા પ્રત્યે દયા કર. મ્હને દર્શન દે. કિષ્કિંધા નગરીમાંના વાંદરાં કરતાં પણ હું અધમ છું કે શું? અથવા હું ભિક્ષણ કરતાં પણ ક્ષુદ્ર પંક્તિનો છું કે શું? તું દર્શન ન દેતો હોય તો મ્હારા સર્વ ઉપાય ( ભક્તિના પ્રકાર અને રીત ) ચુલ્હામાં જવા દે! મ્હારી આબરૂ ધૂળધાણી થવા દે, અને મ્હારૂં શરીર પણ નષ્ટ થવા દે!”

**તીર્થરામજીની** કૃષ્ણભક્તિ એટલા ઉપરથીજ જણાઇ આવશે, વળી પણ એક બીજા પ્રસંગનો અત્રે ઉલ્લેખ કવામાં આવે છે. ઉન્હાળાના દિવસો હતા. ગરમીને લીધે મનુષ્ય, પશુ, પક્ષી, જીવ–જંતુઓ ત્રાહ ત્રાહ કરી રહ્યાં હતાં. એક સન્દયા સન્ધ્યા **તીર્થરામજી** રાવીને કિનારે થંડા પવનનું સેવન કરી રહ્યા હતા. એટલામાં એક પક્ષીનું મધુર સંગીત સાંભળી ઝટ તેઓ તેના તરફ વળ્યા, અને કહ્યું: “ અરે! ત્હારા કણ્ઠ–સ્વરમાં આટલું બધું મોહકપણું ક્યાંથી આવ્યું? ત્હેં પેલા બંસીવાળાના દર્શન કર્યાં હોય એમ જણાય છે. ના, ના, મ્હને લાગે છે કે: ત્હેં તેનો કણ્ઠ–સ્વર ઉછીનો લીધો છે. સત્ય કહે, ત્હેં તેને દીઠો છે કે? તે મ્હને ક્યારે અને કયે પ્રકારે દર્શન દેશે વારૂ? ઓ નેત્રો! તે પ્યારા કૃષ્ણનાં દર્શન કરવાનું સામર્થ્ય જો તમારામાં ન હોય તો જાઓ, હમણાં ને હમણાંજ ફુટી જાઓ! ઓ બે હાથ! તમને તેનાં ચરણ સ્પર્શ ના થઇ શકે તો તમે મ્હારા શરીરપર રહેલા શા કામના? જાઓ, નીકળી જાઓ. બળી જાઓ.”

વળી એક ત્રીજો પ્રસંગ. એજ મહિનાનો ( ઈ. સ. ૧૮૯૫ ) એક

દિવસ. તીર્થરામજી ગભરાયલે ચિત્તે બોલવા લાગ્યા કેઃ—" ઓ ભગવાન્! વળી પાછો એક દિવસ વ્યતીત થઈ ગયો તો પણ દર્શન કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું નહિં.! દિવસ ઉપર દિવસ વિત્યા જાય છે તો પણ દર્શન થતાં નથી! મ્હને લાગે છે કેઃ મ્હારૂં સર્વ આયુષ્ય આ પ્રમાણે જ વ્યર્થ જશે! આ જન્મમાં મ્હેં કાંઇ અપરાધ કર્યા હોય એવું મ્હારા સ્મરણમા નથી. વારૂ, હું પાપી, અપરાધી કબુલ પણ હવે તો હું ત્હારા શરણમાં આવ્યો છું ને? પછી? દર્શન આપ. છેવટે માત્ર ઝાંખી પણ કરાવ. હે નાથ! જો મ્હારા પ્રાણ અર્પણ કરવાથી ત્હારાં દર્શન થાય એમ હોય તો તે પણ લઇ લે પરંતુ દર્શન દે. લે, પ્રાણ લે."

એમ કહી તેઓ મ્હોટેથી રડવા લાગ્યા. બધાં વસ્ત્રો ભિંજાઇને ગારા જેવાં થઇ ગયાં. અંતે તેઓ મૂર્છિત થઇ પડયા. થોડીવાર પછી જ્યારે તેમનાં નેત્રો ઉઘડયાં ત્યારે તેમણે એક કાળો સર્પ પોતાની સ્હામે ફુંફાડા મારતો જોયો. તુરતજ તેઓ બેઠા થયા અને "કૃષ્ણ, કૃષ્ણ," ના નામના ઉચ્ચાર કરતાં બોલ્યા કેઃ "શું તમે મ્હને આ (સર્પ) રૂપે દર્શન દીધાં?" એમ કહી પુનઃ તેઓ બેભાન થઇ પૃથ્વી ઉપર ઢળી પડયા. પુનઃ ઉઠીને બેઠા થયા તે સમયે સર્પ જણાયો નહિં એટલે બોલ્યા કેઃ "નાથ! દર્શન તો થયાં ખરાં, પણ મનની મનમાંજ રહી ગઇ. હું તો તમારી શ્યામસુંદર મૂર્તિનાં દર્શન કરવાની ઇચ્છા રાખું છું. જે સ્વરૂપ ઉપર મોહ પામી ગોપિકાઓએ પોતાનું શરીર ઓવારી નાંખ્યું, આરતી કરી, તેજ સ્વરૂપની મ્હને ઇચ્છા છે. ઓ મનમોહન કૃષ્ણ!" એમ કહી તેઓ પુનઃ બેશુદ્ધ થઇ પડયા.

થોડા વખત પછી તીર્થરામ શુદ્ધિમાં આવ્યા ત્યારે ત્યા ઉભેલા તેમના એક મિત્રે તેમને કહ્યું; "ગુસાંઇજી! જેનો તમે શોધ કરો છો તે તો તમારી નજિકજ, તમારા હૃદયમાંજ છે." એ શબ્દો કાને પડતાંજ તીર્થરામજીએ પોતાના હૃદયમાં રહેલા પરમાત્માને શોધી કાઢી તેનાં મંગળ-મય દર્શન કરવા માટે પોતાનાં કપડાં ફાડી નાંખ્યાં, અને તે પ્યારા કૃષ્ણના દર્શનની આડે આવનાર અસ્થિ, ચર્મ અને માંસનું પિંજરૂં (શરીર) પણ ચીરવા માંડયું! અને કહેવા લાગ્યા કેઃ "અરે! પ્યારા! તું અહિંજ છુપાઇને બેઠો છે ત્યારે હું જોઉં છું કે હવે તું કયાં છુપાઇ રહે છે અને ક્યાં ન્હાસી જાય છે!" તેમણે જોરથી નખ વડે છાતીના ભાગ ચીરવા માંડયો. તેથી ત્યાંથી રક્તની ધારા નીકળવા માંડી! તેમ છતાં તેમનું કામ ચાલુજ હતું. હૃદય ચીરવા માંડયું હતું. એ ભયંકર બનાવ જોઇ તેમનો મિત્ર તેમની નજીક ગયો અને તેમનો હાથ ઝાલી બોલવા લાગ્યો

કે: " ગુસાંઇજી ! થોભો ! ભગવાન તમને ખાત્રીપૂર્વક દર્શન દેશે. " એ સાંભળી તેઓ બોલ્યા કે: " શું ? નાથ બહાર પ્રકટ થશે ? મ્હને દર્શન દેશે ? બહાર પ્રકટ નહિં થાય તો પછી હું જોઇશ કે તેઓ કેવા દર્શન દેતા નથી ? " એમ કહી પુનઃ તેઓ અસાવધ થઇ પડયા તે છેક સન્ધ્યા સમયે જાગૃત થયા. એ સમયે વૃત્તિ તદ્દન શાન્ત હતી. આ સમયે તેઓ કૃષ્ણ-વિરહમાં હતા. તેમને કૃષ્ણ-દર્શનની તાલાવેલી લાગી હતી. કૃષ્ણ-દર્શન માટે તેઓ ભાન ભૂલ્યા હતા.

તેમની કૃષ્ણ-ભક્તિનું એક દષ્ટાંત સાંભળો. એક સમયે સનાતનધર્મ સભા તરફથી " કૃષ્ણ " અને " ભક્તિ " એ વિષય ઉપર વ્યાખ્યાન આપતાં તીર્થરામજીનાં નેત્રોમાંથી અશ્રુપાત થઇ પ્રેમાશ્રુથી વસ્ત્રો ભીંજાઇ ગયાં હતાં તેમજ તેમની સાથે શ્રોતૃવૃન્દ પણ કૃષ્ણ-ભક્તિમાં ગદ્દગદ્દ થઇ ગયો હતો ! તીવ્ર કૃષ્ણ-ભક્તિને સમયે તેઓ ગાતા કે:—

( રાગ પીલુ-દીપચંદી. )

**गलत है कि दीदार[1] की आर्जू[2] है ।**
**गलत है कि मुझको तेरी जुस्तजू[3] है ॥**

એ શબ્દો બોલાય એ તો સ્વાભાવિકજ છે. કૃષ્ણ-દર્શનની તીવ્ર લાલસા અંતઃકરણમાં જાગૃત થઇ તે સમયે તીર્થરામે કહ્યું હતું કે:—

**जिधर देखता हूं, उधर तूं ही तूं है ॥**
**मकां[4] कौनसा[5] है तूं जिस[6] जा[7] नहीं है ॥**

આવી વૃત્તિ થઇ જાય એ સ્વાભાવિકજ છે. **રામ** જ્યારે એવી માનસિક સ્થિતિએ પહોંચ્યા ત્યારેજ તેમને તેમના પ્યારાનાં દર્શન થયાં હતાં. તેમણે એક સમયે નારાયણ સ્વામીને કહ્યું હતું કે: " હું સ્નાન કરતો હતો તે સમયે મ્હને મ્હારા પ્રિયકર શ્યામસુંદરનાં કાલીયમર્દનનાં દર્શન થયાં હતાં. મ્હારા પ્રિયકરે છેક નજીક આવી મ્હને દઢ આલિંગન દીધું અને પછી અદષ્ટ થઇ ગયો. " આવો પ્રસંગ વારંવાર બનતો એમ તેઓ કહેતા. તેમણે પોતાની પ્રત્યેક આશાઓ અને કામનાઓ કૃષ્ણાર્પણ કરી હતી, તેથીજ તેમને કૃષ્ણ-દર્શન થયાં હતાં. ઇષ્ટદેવનાં દર્શન થયા પછી ભક્તની અવસ્થા કેવી થાય છે તેનું વર્ણન તીર્થરામે પોતેજ કર્યું છે. તેઓ કહે છે કે:—

૧. દર્શન. ૨. ઇચ્છા. ૩ જિજ્ઞાસા. ૪. સ્થળ-ઘર. ૫. કયું. ૬. જે. ૭ સ્થળે.

( રાગ તેલીંગ—તાલ દાદરો. )

इक[1] ही दिल था सोभी[2] दिलबर[3] ले गया अब[4] क्या करुं ।
दुसरा पाता[5] नहिं, किसको[6] कहुं अब क्या करूं ॥ १ ॥
ले चूका था जाने-जानां[7] जां[8]को पहिले हाथसे ।
फिरभी[9] हमले[10] कर रहा, किसको कहुं अब क्या करूं ॥२॥
हमतो दर-पर[11] मुन्तजर[12] थे, तिश्नए-दीदारके[13] ।
पहुंचते[14] बिसमिल[15] किया, किसको कहुं अबक्या करुं ॥३॥
यादूदाशतके[16] लिये, रहता था फोटो[17]जिस्मो-जां[18] ।
वह भी जायल कर दिया, किसको कहुं अब क्या करुं ॥४॥
यारके मुंहपर[20] झरोखेसे नजर इक जा पडी ।
देखते घायल हुवा, किस्को कहुं अब क्या करूं ॥५॥
आपको भी कतल कर, फिर आपही इक रह गया ।
वाह नजाकत[21] आपकी, किसको कहुं अब क्या करुं ॥६॥

ભક્તને પરમેશ્વર-દર્શન-તેના ઉપાસ્ય દેવતાનાં દર્શન થવાં એ સ્થિતિ તે ભક્ત સાધક-અવસ્થામાં હોય તે સમયે જ થવી જોઇએ અને એમ બને છેજ. **अहं ब्रह्मास्मि** જેવો અનુભવ થવા પહેલાં સાધકના મન-પ્રાણમાં ધ્યાન-ધારણા જેટલું સામર્થ્ય પ્રવેશ કરે છે તેનું એ એક પગથીયું છે. **તીર્થરામજી** એ સ્થિતિપર્યંત આવી પહોંચ્યા હતા.

**તીર્થરામજી** અદ્યાપિ પર્યંત નોકરીમાં જ હતા, પરંતુ ચિત્તની વૃદ્ધિ પામતી ધાર્મિક અવસ્થામાં અને ઉદારતાની સ્થિતિમાં કેવળ ઉદરપોષણ માટે ૭ ૭ કલાક ગુમાવવા તેમને અસહ્ય થઇ પડયું ! મહાન્ સ્વાર્થ સાધ્ય કરવા માટે નોકરી છોડી દેવાની પણ ક્વચિત્ તેમને ઇચ્છા થઈ આવતી, પરંતુ વૃદ્ધિ પામતા જતા સંસારની બેડી તેમના પગમાં પડેલી હોવાથી તેઓ પોતાની ઇચ્છા તૃપ્ત કરી શકતા નહિં એમ નહોતું, એટલું જ નહિ પણ એવી લહરોને, અવિચારીપણે વશ થવા જેટલું તેમનું મન કાચું પણ ન હતું.

ભક્તપ્રવર રામદાસ સ્વામીએ કહ્યું છે કે:-જે ગૃહસ્થાશ્રમી સાવચેત રહે છે તેજ પરમાર્થ કરી શકે છે, પરંતુ જે ગૃહસ્થાશ્રમી અપ્રમાણિક અને

---

૧ એક. ૨ તે સુદ્ધાં. ૩ પ્યારો, જિવજાન. ૪ હવે. ૫ મળતો. ૬ કોને × કહું, + લઈ ચૂકયો. ૭ જીવથી અધિક પ્યારો. ૮ પ્રાણ, આત્મા, જીવ. ૯ પુનઃ ૧૦ હલ્લો, ચઢાઈ. ૧૧ દ્વાર પર. ૧૨ તૈયાર, હાજર. ૧૩ દર્શનનો ભૂખ્યો. ૧૪ પ્રાપ્ત થતાંજ. ૧૫ મારી નાંખ્યો, ઘાયલ કર્યો. ૧૬ સંભારતાં, સ્મરણ કરતાં. ૧૭ તસબીર, ચિત્ર. ૧૮ શરીર અને પ્રાણ. ૧૯ નષ્ટ. ૨૨ ચ્હેરા પર ૨૧ મ્હોટાઈ.

અસાવચેત રહે છે તે જૂઠો પરમાર્થી છે, એમ સમજવું. તેટલા માટેજ સાવચેતપણાથી જગત્-પ્રપંચ-ગૃહસ્થાશ્રમ ચલાવવો અને પરમાર્થ સાધતા જવું. એમ નહિં કરવામાં આવે તો નાના પ્રકારનાં દુઃખ ભોગવવા પડશે."

તીર્થરામજીની દ્રષ્ટિ ઉપરોક્ત પ્રકારની હતી તેથી જ તેમણે પોતાના એક મિત્રને * લખ્યું હતું કેઃ "મ્હારા કુટુંબની સારી સ્થિતિ કર્યા સિવાય હું બહાર પડનાર નથી." અર્થાત્ તેઓ "સાવચેત ગૃહસ્થાશ્રમી" હતા. આ સમયે **તીર્થ**રામજી પહેલાંની પેઠે છ કલાકની નોકરી કરતા નહતા, પણ લાહોરની ઓરિયન્ટલ કૉલેજમાં "વેદાન્ત અને ગણિત" નો વિષય બે ત્રણ કલાક શિખવતા હતા. **સદ્વાસના પૂર્ણ કરવી એજ પરમેશ્વરનું કાર્ય છે અને તે પ્રમાણે તે કરે છે જ. તીર્થ**રામની વાસના તેજ પરમેશ્વરે પૂર્ણ કરી હતી.

એ અરસામાં જ દ્વારકાં-મઠના શ્રી શંકરાચાર્ય મહારાજ **શ્રીમદ્ રાજરાજેશ્વર તીર્થ સ્વામી મહારાજ** દૈવયોગે લાહોર પધાર્યા હતા. તેઓ ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર અને વેદાન્ત ઇત્યાદિ વિષયમાં અતિ નિપુણ હોવા ઉપરાંત તેઓશ્રીની વિદ્વત્તા અને સ્વસ્વરૂપનિષ્ઠા સુપ્રસિદ્ધ છે. લાહોરની ધર્મસભાના મંત્રી તરીકે સ્વામિજીની સેવા કરવાની અમૂલ્ય સંધિ **તીર્થ**રામને પ્રાપ્ત થઇ અને તે તેમણે ઘણા ઉત્સાહ પૂર્વક પાર પાડી. ભક્તિના સિંચનથી પવિત્ર થયેલી **તીર્થ**રામની બ્રહ્મજ્ઞાનોન્મુખ મનોભૂમિકા જોઇ સ્વામિજીને આનંદ થયો અને તેમણે તેમને પોતાની સાથે આવવા આગ્રહ કર્યો. એથી **તીર્થ**રામને અતિશય આનંદ થયો અને તેમની સાથે જવા તૈયાર થયા. તેઓશ્રીની સાથે તેમણે કાશ્મીર પ્રયાણ કર્યું. ત્યાં **તીર્થ**રામ તેમના મંત્રીનું કાર્ય કરતા હતા. તે કાર્ય સાથે જ તેમણે **શ્રી** રાજરાજેશ્વર તીર્થજી મહારાજની પ્રેમપૂર્વક સેવા કરી. **અધ્યાત્મ માર્ગમાં પ્રવાસ કરનાર પ્રવાસીને સત્સમાગમ, સંતસેવા અને સતશાસ્ત્રશ્રવણ, એ ત્રણ વસ્તુઓને આધારે માર્ગ ક્રમણ કરવો પડે છે, ત્યારેજ પ્રવાસ સુખરૂપ થાય છે અને ત્યારેજ-ઇચ્છિત સ્થળે પહોંચાય છે.** એવોજ સુયોગ ગોસાંઇજીને આ સમયે પ્રાપ્ત થયો હતો. આ પ્રવાસમાં તેમને સ્વામિજીનો સત્સમાગમ થયો. સંતસેવા થઇ અને સતશાસ્ત્રશ્રવણનો પણ સુયોગ થયો. આ યાત્રામાં જ તેમણે બ્રહ્મસૂત્ર અને ઉપનિષદ્ ઉપરનાં ભાષ્ય તેમણે ઉત્તમ પ્રકારે શ્રવણ કર્યાં અને તેનો અભ્યાસ પણ કર્યો. "**शास्त्रे परेच निष्णातः**" એવા સ્વામિજી જેવા

* "વનસ્પતિજી" નામક તેમનો એક વિદ્યાર્થીઅવસ્થાનો સહાધ્યાયી મિત્ર હતો, તેને તેમણે ઉપરોક્ત ઉત્તર દીધો હતો.

વક્તા અને શુદ્ધપ્રેમ તથા શ્રદ્ધાયુક્ત અંતઃકરણના ગુસાંઇજી જેવા શ્રોતા એ બન્નેના સમાગમનું પરિણામ દ્વૈતનિરાશામાં ન આવે તો કેવું આવે? આ સમયે **તીર્થ**રામજીના ચિત્ત ઉપર વેદાન્તની છાપ સંપૂર્ણ રૂપે પડી. "**आत्मज्ञानं विना पार्थ**" એ ગીતાજીનું વચન તેમને બરાબર સમજાયું. ભક્તિ અને જ્ઞાનની સહકારિતા તેમને સ્પષ્ટરૂપે સમજાવા લાગી અને તે સમયથી જ તેઓ પૂર્ણ શ્રદ્ધાપૂર્વક અને પ્રેમપૂર્વક સ્વામિજીની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યા. રજાના દિવસો પૂરા થતાં જ **તીર્થ**રામ કાશ્મીરથી પરત આવવા નિકળ્યા. તે સમયે તેમને એવો ઉપદેશ મળ્યો કે:–" સાંભળ વત્સ! ત્હને અત્રે પ્રાપ્ત થયેલો જ્ઞાન પ્રકાશ અને મસ્તપણું ઓછું થવા દઇશ નહિ. દિવસે દિવસે તેમાં વૃદ્ધિ કરજે. વળી જ્ઞાનપ્રકાશ એટલો વૃદ્ધિ થવા દેજે કે જે ખૂબ વિકસી અંતર્–બાહ્ય સર્વત્ર પ્રકાશિત્ થઇ રહે. એ અતીમ અવસ્થા પ્રાપ્ત થાય ત્યાં સુધી અભ્યાસ છોડવો નહિં."

## અસહકારિતાનાં ચિહ્ન.

**રામ** લાહોર પાછા આવ્યા પછી અહોરાત્ર વેદાન્તનું શ્રવણ–મનન કરવા લાગ્યા. ઉદરપોષણ માટે બે ત્રણ કલાક નોકરી કરવી પડતી તે પણ તેમને અસહ્ય થઈ પડ્યું. મથુરાં અને વૃંદાવન જવા કરતાં હરિદ્વાર અને હૃષીકેશ જઈ આત્મપ્રાપ્તિ અર્થે એકાન્તમાં સમય વ્યતીત કરવો તેમને અધિક ઇષ્ટ જણાયું. એ ઇચ્છાનુસાર તેમણે ઈ. સ. ૧૮૯૭ માં હરદ્વારમાં ગંગા કિનારે એક ઘર ભાડે પણ રાખ્યું. વેદાન્તના મનનથી તેમને:—

**प्यारे नजर कर देखो न ख्वेशों[1] में नहीं तेरा ।**
**जनो-फर्जंद[2] सब कूकें,[3] किस तुझको छुडाना है ॥ ३ ॥**
**गलत-फैहमी[4] यही तेरी, नहीं आराम है इस जा[5] ।**
**मुसाफीर[6] बे-वतन[7] तूं है कहां तेरा ठिकाना है ॥ ४ ॥**

આ પ્રમાણે સમજવામાં આવે એમાં આશ્ચર્ય નથી. આ સમયે જ તેમને સંસારની અસારતા સ્પષ્ટ જણાવા લાગી હતી. વેદાન્તનું મનઃપૂર્વક શ્રવણ મનન, મનુષ્યને સત્યાસત્ય, નિત્યાનિત્ય તુર્તજ સમજાવે છે અને પરિણામે જિજ્ઞાસુને મુમુક્ષુ બનાવી તેને અમરલોકને માર્ગે લઇ જાય છે. **રામ** સંસાર સાથે સત્વર અસહકાર કરશે એવું સ્પષ્ટ જણાતું હતું. એ સંબંધી તેમના પિતાજી ઉપર લખાયલા નિચલા પત્ર ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

---

૧ ઓળખાણ–પિછાનવાળાઓમાં. ૨ સ્રી પુત્ર. ૩ વ્યર્થ, જૂઠું, ફોકટ. ૪ ભૂલ. ૫ આ જગત્માં. ૬ પ્રવાસી. ૭ ઘરરહિત.

"લાહોર, અકટોબર, ૧૮૯૭.

**મહારાજ,**

ચરણુવંદન. આપનો કૃપાપત્ર મળ્યો. આનંદ થયો. આપના પુત્ર **તીર્થરામનું** શરીર વેચાઇ ગયું, વેચાઈ ગયું! હવે "રામ"માં મ્હારો-તમારો ભેદ-ભાવ રહ્યો નથી. આજે દિવાળીના દિવસમાં મ્હેં મ્હારૂં શરીર અર્પણ કરી દીધું છે અને સ્વામિજી મહારાજે જીતી લીધું છે. હવે તમારે જે જોઇએ તે મ્હારા માલિક પાસેથી માંગી લ્યો. તેઓ તત્કાળ તમને આપશે. એક વખત નિશ્ચય કરીને તમે માંગી તો જૂવો. ગભરાવું એ સારૂં નહિ. તેમની આજ્ઞા પ્રમાણેજ વર્તવામાં આવશે. **ભગવાન્ એજ આપણા ગોસાંઇઓનું ધન છે.** આપણું ગૃહ-ધન છોડી સંસારની ખોટી કોડીઓ પાછળ પડવું એ આપણે માટે અયોગ્ય છે. એ કોડીઓ પ્રાપ્ત ન થવાથી શોક કરવો એ તો વળી વિશેષ લજ્જાસ્પદ છે. એ અસલ દૌલતની મજાનો એક વખત અનુભવ તો કરો!"

રામનું સર્વ લક્ષ્ય આત્મ સાક્ષાત્કાર પ્રત્યે વળ્યું હતું. તેમને આત્મ-સાક્ષાત્કારનું ગાંડપણુ લાગ્યું હતું. ઉપરોક્ત પત્ર લખ્યા પછી ચાર પાંચ મહિને તેમણે "અદ્વૈતામૃતવર્ષિણી" નામક સાધુ-મહાત્માઓની એક સભા ભરી. સાક્ષાત્કાર પ્રાપ્તિના હેતુથી એ સભા અઠવાડીઆમાં એક વખત ભરાતી અને વેદાન્તરઉપર વાદવિવાદ ચાલતાં સર્વાનુમતે જે નિષ્કર્ષ થાય તેનો અનુભવ પ્રત્યેકે એકાન્તમાં લેવો, પુનઃ બીજી વખત પોતાનો અનુભવ સભા સમક્ષ નિવેદન કરવો અને પુનઃ ભવિષ્યને માર્ગે વળવું એવો સભાનો કાર્યક્રમ હતો.

આ સમયેજ **તીર્થરામજીએ** પાછળ લખવા પ્રમાણે ગણિત ઉપર પ્રસિદ્ધ નિબંધ લખ્યો હતો. મહાવિદ્યાલયનું બે ત્રણુ કલાકનું કામ પૂર્ણ થતાંજ ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રના અભ્યાસ-મનનમાં તેઓ ગર્ક થઇ જતા. ક્યારે એકાન્ત નિવાસ કરીશું એવું તેમના મનમાં થયાં કરતું અને તેથીજ તેઓ હરિદ્વાર અને હૃષીકેષ જતા. નદી કિનારે, જંગલમાં અથવા કોઇએક નિર્જન સ્થળમાં તેઓ જતા અને ત્યાં આત્મ સાક્ષાત્કાર કરવાનો યત્ન કરતા. ઉનાળાની રજાઓમાં તો તેઓ હૃષીકેષ જતા. **આત્મ સાક્ષાત્કાર એજ સુખની હદ છે, અને એજ સત્ય સુખ છે. એ સુખ, કોલાહલ મચી રહેલા શહેરોમાં, સંસારમાં અથવા બીજે ક્યાંય પણુ નથી. તે સુખ તો એકાન્તનું સેવન કર્યાથીજ પ્રાપ્ત થનાર છે એવી તેમની પૂર્ણ ખાત્રી થઇ હોવાથી તે (સુખ)ની પ્રાપ્તિને અર્થે રામ અરણ્ય સેવવા લાગ્યા.**

## આત્મ સાક્ષાતકારની ઘેલછા.

તેઓ દિવસે દિવસ આત્મરાજ્ય પ્રત્યે વળતા જતા હતા. તેઓ સંસારમાં હતા છતાં પણ સંસારમાં ન હતા, એવી તેમની સ્થિતિ થઇ હતી. તેમનું અંતઃકરણ વ્યવહાર પ્રત્યેથી નિવૃત થવા લાગ્યું હતું. તેઓ કેવળ આત્મ-ધ્યાનનિષ્ઠ, આત્મચર્યાયુક્ત અને આત્મ-દર્શન માટેજ મન, વાણી, કર્મનો ઉપયોગ કરતા હતા. તેમની સ્થિતિઃ—

(ગઝલ.)

**"दुनियाके जंगलोमें है यह दिल भटक रहा।**
**अटका यहां जो आज, तो कल वहां अटक रहा ॥१॥**

આ પ્રમાણે હતી. હૃષીકેશ અને તપોવનમાં બે વખત જઇ આવ્યા છતાં તેમને **આત્મસાક્ષાત્કાર** થયો નહિં ત્યારે ત્રીજી વખત ત્યાં જઇ આત્મસાક્ષાત્કાર થયા સિવાય લાહોર પાછા નહિં આવવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો. આ સમયના "**રામ**" કેવા હતા તે પ્રત્યક્ષ અનુભવ થયા સિવાય કળી શકાય એમ નથી! તુલસીદાસની ભક્તિ, ચૈતન્યનો માધુરી-પ્રેમ, આદ્ય **શંકરાચાર્ય**ની સન્યસ્તવૃત્તિ, **સિદ્ધાર્થ**નો વૈરાગ્ય, અને ધ્રુવનો દૃઢ નિશ્ચય, એ ઉપરાંત ટાગોરનું કાવ્યમાધુર્ય, એ સર્વનું અપૂર્વ સંમિલન તેમના રોમેરોમમાં જણાતું હતું!

## આત્મસાક્ષાત્કારની ભીષ્મ પ્રતિજ્ઞા.

ઉપનિષદ્ અને વેદાન્તના અભ્યાસથી "રામ" નો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો કેઃ-**આત્મસાક્ષાત્કાર, આત્મદર્શન**, એજ સત્ય સુખ છે. એ સુખની પ્રાપ્તિ માટે જ તેઓ દૃઢ પ્રયત્ન કરવા લાગ્યા હતા. તેમના અત્યાર સુધીના પ્રયત્નમાં તેઓ સંપૂર્ણરૂપે વિજય પ્રાપ્ત કરી શકયા ન હતા, તેથીજ સાક્ષાત્કાર માટે દૃઢ નિશ્ચય કરી-કહો કે ભીષ્મપ્રતિજ્ઞા કરી તપોવન તરફ જવા નિકળ્યા અને હરિદ્વારમાં એક અઠવાડિયું નિવાસ કર્યો. **દૃઢ નિશ્ચય-ભીષ્મ પ્રતિજ્ઞા કર્યા સિવાય કોઈ પણ કાર્યમાં વિજય પ્રાપ્ત થતો નથી.** આ સૂત્ર તેઓ યથાર્થ રૂપે જાણતા હતા. વળી **દેવનાં દર્શન કરવાં હોય,** અથવા **દેવને તમારા હૃદય-મંદિરમાં પધરાવવા હોય** તો **તમારે દેવ સમાન અર્થાત્ પ્રકાશમાન થવું જોઇએ. આશા-પાશાદિ ઉપાધિરૂપ અજ્ઞાન-અંધકાર દૂર કરવો જોઇએ.** એ કારણને લીધે અથવા આર્થિક ઉપાધીની ધૂંસરી પોતાના ગળા પર ન હોવી જોઇએ. એ કારણથી તેમણે પોતાનો ત્રણ મહિનાનો પગાર સાધુ, વૈરાગી, અને ગરીબ ગુરબાંઓને સંતુષ્ટ કરવામાં ખર્ચી નાંખ્યો, અને એ પ્રમાણે ફકીર જેવી હાલતે, ઉઘાડે પગે, ઉઘાડે મસ્તકે, ઉપનિષદ્

ગ્રન્થ હાથમાં ધારણ કરી **તીર્થ**રામજી હૃષીકેશને માર્ગે પડયા. માર્ગમાં બે દિવસ મુકામ કરી તપોવનસ્થ બ્રહ્મપુરીના મંદિરમાં આવ્યા. ત્યાં ગંગામાઇના પવિત્ર કિનારા ઉપર આસનવાળી એવા નિશ્ચયથી બેઠા કેઃ—

"હે બ્રહ્માનંદ ! ત્હારા દ્વાર પર અડંગો નાંખી બેઠો છું. **રામ** "મજનૂન" બનશે અથવા ત્હને "લેલી" બનાવશે. શરીર પર કફની ધારણ કરી તે ત્હારા દ્વાર પર બેઠો છે......ત્હને વશ કરશે ત્યારેજ આ **રામ** અહિંથી ઉઠશે. તેમ થતાં સુધી આ દેહનું ગમે તે થાય તેની ચિન્તા નથી !"

આ સમયે તેમણે તેમના પિતાને એક પત્રમાં લખ્યું હતું કેઃ–પિતાજી ! તમારો પુત્ર હવે પાછો આવશે નહિં. પ્રિય વિદ્યાર્થીઓ ! તમારો ગુરૂ હવે પાછો આવશે નહિં. આપ્ત–ઇષ્ટજનો ! તમારૂં સ્નેહ–સગપણ હવે કેટલા દિવસ ટકશે ? બકરાંની માતા હવે કેટલા દિવસ માનતા માનશે વારૂ ? પિતાજી ! તમારી સર્વ આશાઓ ઉપર અને સંકલ્પ ઉપર લેખણીને એક જ ફટકે પાણી મૂકવું પડશે ! **રામ**ની નિજાનંદ લહરીમાં દેશ, કાલ અને નિમિત ક્યાંયનાં ક્યાંયે ઘસડાઈ જશે અથવા તો અંતે **રામ**નું શરીર ગંગાપ્રવાહમાં અદૃશ્ય થઇ જશે. શરીર અને મનની ઇતિશ્રી થશે ! મૃત્યુ પછી તો સર્વનાં અસ્થિ ગંગા પ્રવાહમાં પધરાવવામાં આવે છે, પરંતુ **રામ**ને અપરોક્ષાનુભૂતિ થશે નહિં અને શારીરિક–અધ્યાસની દુર્ગંધિ જો સિલિક રહેશે તો જીવતા જીવત જ **રામ**નાં હાડકાં અને માંસ, **ભ**ગિરથીનાં માછલાંને અર્પણ કરવામાં આવશે. **રામ**ના ચરણમાંથી ગંગા પ્રવાહ ખળખળ વહન નહિં થાય તો **રામ**નું શરીર તો ગંગામાઇના તરંગ ઉપર જરૂર વહન થશે !"

ઉપરોક્ત પ્રમાણે દૃઢ નિશ્ચય કરીને એક આસને બેઠા પછી તેમના મનની કેવી સ્થિતિ થઇ હતી તેનું ચિત્ર તેમણેજ દોર્યું છે. તે આ પ્રમાણેઃ—

**वेह निकले[1] जेबे-दिलसे,[2] बसले-खामे[3] बदलू[4]**
**मेह[5] वरसो[6] मोतियोंका, तूफान आसुओंका ।**
**झिम् झिम् झिम् ॥**

વળી અંતઃકરણમાંથી નીચલા ઉદ્દગાર પ્રકટ થયાઃ—

**गंगा ! तैथों[7] सद[8] बलहारे[9] जाऊं ( टेक )**
**हाड चाम सब वार[10] के फैंकूं ।**
**यही फूल पताशे[11] लाऊं ॥ १ ॥ गंगा.**
**मन तेरे बन्दरनको[12] देदूं ।**

---

૧ વહેવા લાગ્યા. ૨ હૃદય રૂપી કોટડીમાંથી. ૩ આત્મસાક્ષાત્કારમાં. ૪ બદલાયા–પલટાયા. ૫ મેઘ. ૬ વર્ષવા લાગ્યો. ૭ ત્હારી ઉપર. ૮ સેંકડો વખત. ૯ અર્પણ કરૂં, ૧૦ ઓવારી નાંખું. ૧૧ પતાસાં. ૧૨ વાંદરાંઓને.

बुद्धि धारामें बहाहूं[१] ॥ २ ॥ गंगा.
चित्त तेरा मच्छली[२] चब[३] जावें ।
अहङ्कु[४] गिरिगुहामें[५] दबाऊं ॥ ३ ॥ गंगा.
पाप पुण्य सभी[६] सुलगाकर[७] ।
यह तेरी जोत जगाउं ॥ ४ ॥ गंगा.
तुझमें पडूं तो तूं बनजाऊं ।
ऐसी डूबकी[८] लगाऊं[९] ॥ ५ ॥ गंगा.
थंडे जल थल पवन दशों[१०] दिक ।
अपने रूप बनाऊं ॥ ६ ॥ गंगा.
रमण करुं सत धारा[११]मांहिं[१२] ।
नहीं तो नाम न राम धराऊं ॥ ७ ॥ गंगा.

તીર્થરામજીના ઉપરોક્ત ઉદ્‌ગાર વાંચવાથી તેમની મનઃસ્થિતિ સારી પેઠે સમજાય છે.

## તીવ્ર વૈરાગ્ય.

તીર્થરામની એવી અંતઃસ્થિતિમાં તેમના પિતાએ ઘેરથી એક પત્ર લખ્યો હતો તેમાં તેમને ઘેર આવવા માટે અતિશય આગ્રહ કર્યો હતો. તે વાંચી તેમણે તુર્તજ તેને જળ સમાધિ આપી દીધી અને તેમને નીચે પ્રમાણે ઉત્તર લખી દીધોઃ—

“ઇશ્વરનો નિદિધ્યાસ લાગવાથી મ્હારૂં સર્વ રક્ત સુકાઇ ગયું છે અને શરીર શિથિલ થઇ ગયું છે. હવે તેમાં ગૃહસ્થાશ્રમનો ભાર વહન કરવાની બિલકુલ શક્તિ નથી, તેથી હું હવે સંસારમાં પાછો શી રીતે પ્રવેશ કરૂં? મ્હારા જેવા ઇશ્વર-પરાયણ મનુષ્યને પ્રપંચમાં પડવાનો ઉપદેશ દેનાર મનુષ્યોની બુદ્ધિ ભ્રષ્ટ થઇ હોય એમ જણાય છે. પ્રાપંચિક ક્ષુલ્લક બાબતોમાં તમે કેટલી કાળજી રાખો છો? પરંતુ પ્રપંચને આધારભૂત એવું જે તમારૂં વાસ્તવિક ગૃહ-આત્મગૃહ-તે સંબંધી તમારા મસ્તકમાં કદી પણ તમને વિચાર આવે છે ખરો?

પરમેશ્વર! ત્હારા સ્વરૂપમાં મળી જવાની તૈયારી ચાલી રહી છે. રક્ત, માંસ આદિ પંચનદીઓના કાદવ વડે બનેલા શરીર! તું હવે નિજ ધામ પ્રતિ જા. ત્હારા મૂળ સ્વરૂપમાં લીન થઈ જા! આ પંજાબ દેશ-આ પંચ નદીઓનો કાદવ ત્યજી દઈ પુનઃ સ્વસ્થાન પ્રતિ ગમન કર. પુનઃ પાછા

---

૧ વહન કરાવીશ. ૨ માછલાં. ૩ ખાઈ જાય. ૪ અહંકાર. ૫ પર્વતની ગુહા. ૬ સર્વ. ૭ સળગાવીને. ૮ ડુબકી. ૯ મારીશ. ૧૦ દશ દિશા. ૧૧ સત ધારા પવિત્ર પ્રવાહ. ૧૨ અંદર માંહી.

આવવાની આવશ્યકતા ન રહે એવા કેન્દ્રસ્થાને જઇ સ્થિર થા આ પ્રપંચની–માયાના આંધળા પડદામાં તું કેટલા દિવસ રમત રમશે વારૂ ?......છીપમાંથી નિકળેલું મોતી પુનઃ છીપમાં પ્રવેશ કરતું નથી એ લક્ષ્યમાં રાખજે ! મ્હારી એજ અવસ્થા છે. ગૃહસ્થાશ્રમ રૂપી જગત્ પ્રપંચમાં હું પડયો હતો ખરો પરંતુ હવે હું તેમાંથી બહાર નીકળી ગયો છું. હવે મ્હને જગતની પરવાહ નથી અથવા લોક લજ્જાની બ્હીક નથી. મ્હારા અંતઃકરણમાં પરમાત્માએ કાયમનું થાણું કર્યું છે."

પત્રના એ ઉતારા ઉપરથી **તીર્થ**રામના અંતઃકરણમાં વૈરાગ્યાગ્નિ કેટલા પ્રમાણમાં પ્રજ્વળતો હતો તેની સહજે કલ્પના થશે. એ ઉત્તર જે પત્રનો હતો તે **ધન્નાજી**ની મારફતે આવેલો હતો, તેથી **ધન્નાજી**એ પણ ઘરના માણસોના સંતોષને માટે તેમને સ્વગૃહે આવવા આગ્રહ કર્યો હતો પરંતુ "દેવની મિત્રતાને માટે સ્નેહી–સગાં સાથે શત્રુતા થાય તો ચિન્તા નહિં, અરે ! અંતે સર્વસ્વ અર્પણ કરી દેવું અને પ્રાણને પણ વેચી દેવા." આવો ઉપદેશ **તીર્થ**રામજીના મન ઉપર એટલો બધો પકકો ઠસી ગયો હતો કેઃ જેથી તેમણે ધન્નાજીની ભલામણ કબુલ રાખીજ નહિં, એટલુંજ નહિં પણ ઉલટો તેમની સાથે કેવી યુક્તિ પૂર્વક વાદવિવાદ કર્યો તે નીચલા ઉદ્ગારો ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે. તેઓ કહે છે કેઃ–

"મહારાજ ! હું આપની આજ્ઞા પ્રમાણેજ વર્તું છું. હું મ્હારા સ્વામીના (પરમેશ્વરના–આત્મ સ્વરૂપના) ઘરને રસ્તે ચાલવા લાગ્યો છુંઃ—**પંજાબ–પાંચ ભૌક્તિ દેહ–છોડીને બહાર નિકળ્યા સિવાય હરિદ્વાર–પરમેશ્વરના દ્વારમાં–પહોંચવાની આશા નથી**.......ઘરનાં મનુષ્યોને, તેમના આત્મ-સ્વરૂપમાં મ્હને ભેટવાનું જણાવો. ત્યાં મળ્યા પછી આપણો વિયોગ થવો શક્ય નથી....મુરાલીવાલાનાં મનુષ્યો જ્યારે મુરારીવાળાં થશે ત્યારેજ ફક્ત **તીર્થ**રામ–તીર્થને શોભાવનાર અને આરામ દેનાર તેમને મળશે. જ્યાં સન્યાસ રૂપી ગંગા નથી ત્યાં નિવાસ કરવો મ્હને મુશ્કિલ છે. ચિમળાયલાં પુષ્પો અંતે ગંગામાંજ ફેંકી દેવામાં આવે છે, એ સત્યજ છે તો પછી મ્હારૂં દેહ–કુસુમ તાજું–કોમળ હોય તે સમયેજ જ્ઞાન ગંગામાં શા માટે નો પધરાવી દેવું ? આ અહં રૂપી–ગૃહની, જ્ઞાનરૂપી અગ્નિને શા માટે ધૃતા-હુતિ ન આપવી ? અને એમ કરીને મનુષ્ય–યજ્ઞનું મહાપુણ્ય હું શા માટે પ્રાપ્ત ન કરૂં ?"

આટલો અધિકાર થયા પછી ધન્નાજી ભગત **તીર્થ**રામજીને કેવી રીતે તેમને ઘેર પાછા બોલાવી શકે ? તેમના એ પત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે કેઃ **અપરોક્ષાનુભૂતિ રૂપી ભાગીરથી લાવવા માટેજ તીર્થરામ ભગીરથ બન્યા હતા.**

## !! स्वातंत्र्य !!

**! વિજય !** **! આત્મસાક્ષાત્કાર !** **! વિજય !**

આટલે સુધી અધિકાર પ્રાપ્ત થયા પછી કહો કેઃ આત્મમંદિરનાં આટલાં પગથિયાં ચઢયા પછી અપરોક્ષાનુભૂતિને કેટલી વાર? અંતે ઇ. સ. ૧૮૯૮ ના સપ્ટેમ્બર મહિનામાં (શકે ૧૮૨૦ ના ભાદ્રપદ પુર્ણિમાના એક બે દિવસ આગળ.) તાર્થરામને હૃષીકેશ નજીક બ્રહ્મપુરીનાં તપોવનમાં સાક્ષાત્કાર થયો. તે સમયે ભાગીરથીના કિનારા ઉપર રામ એકલાજ હતા. બાજુમાં નિબિડ વૃક્ષરાજી પ્રસરેલી હતી. વનશ્રી પુષ્પ-પલ્લવ યુકત થયેલી હોવાથી જાણે તે સ્મિત હાસ્ય કરી રહી હતી. તે સમયે તેમને શું શું જણાયું અને મનની કેવી સ્થિતિ થઇ તેનું સવિસ્તર વર્ણન કરવાથી ઘણું લંબાણ થઇ જાય એમ છે. વળી તે વર્ણન કરવું પણ કઠીણ છે, કારણકે તે વર્ણન સાંભળવા માટે તેવાજ અધિકારીની આવશ્યકતા હોય છે. અમારા જેવા બદ્ધ જીવને માટે તો તે વર્ણન અનામત રહેવા દેવા સિવાય છુટકોજ નથી. માત્ર ટુંકમાં તેમના મનના વિચારો-ઉતારા આ સ્થળે આપવાનું યોગ્ય ધાર્યું છે. મહાત્મા રામનો અમર આત્મા અમને અદ્દષ્ટ-રૂપે જેવી બુદ્ધિ આપે છે તે પ્રમાણે અત્રે પ્રકટ કરવામાં આવે છે.*

---

* જિજ્ઞાસુજનોએ "**રામવર્ષા**" ભાગ પહેલો, (હિંદી.) "નિજાનંદ" અને "નિજાનન્દ મસ્તી." એ બે પ્રકરણો અવશ્ય વાંચવાં. તેમાંથીજ નીચલા ઉતારા આપવામાં આવે છે.

(૧) **આત્મસાક્ષાત્કાર** એ શી વસ્તુ છે, અને તે પ્રાપ્ત થયાથી કેવી સ્થિતિ થાય છે, તેનુ વર્ણન સ્વામીજી પોતાના એજ અરસામાં લખેલા એક પત્રમાં કરે છે:—

"હરદ્વાર, તા. ૧૯ સપ્ટેમ્બર ૧૮૯૮."

**भिद्यते हृदयग्रंथि श्छिद्यंते सर्व संशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ८ ॥**

**( मुण्डकोपनिषत् )**

**ભાવાર્થઃ**—કારણરૂપ અને કાર્યરૂપ આત્મતત્વનું જ્ઞાન પ્રાપ્ત થયું એટલે જ્ઞાતાની (અવિદ્યા વાસનારૂપ) હૃદયગ્રંથિ તૂટી જાય છે, સર્વ સંશયોનો નાશ થાય છે, અને કર્મોનો ક્ષય થાય છે.

જ્યાં જ્યાં બાહ્ય દૃષ્ટિ જાય છે ત્યાં સર્વ અણુ-પરમાણુમાં **तत्त्वमसि, तत्त्वमसि** એ શબ્દની જ ગર્જના થાય છે. દૃષ્ટિ અંતર્મુખ કરીને આત્માનુ-સંધાન કરતાં **अहंब्रह्मास्मि**નું ઢોલ બીજુ કાંઈ પણ સાંભળવા દેતું નથી.

હું ક્યાં છું? કોણ છું? કોણ, ક્યાં અને ક્યારે વગેરે ગડબડ મ્હારા મહેલ પર્યંત પહોંચી શકતી નથી. મન વાંદરોએ છિનવી લીધું છે.

( રાગ ઝીલ્લો-તાલ દાદરો. )

क्या पेशवाई[1] थाज़ा, अनाहद शब्द है आज ।
वैलकमको[2] कैसी रोशनी[3], समद्दान्या[4] है आज ॥ १ ॥
चक्करसे इस जहानके[5] फिरे असल घरको हम ।
फुटबॉल सब जमीन है, पा-पर[6] फिदा[7] है आज ॥ २ ॥
चक्करमें है जहान, मैं मर्कज[8] हुं मिहर[9] सो[10] ।
धोंकेसे लोग कहते है, सूरज चढा है आज ॥ ३ ॥
शाहजादेका[11] जुलूस[12] है, अब तख्ते[13]जात पर !
हर जर्रह[14] सदका[15] जाता है, नगमा-सरा[16] है आज ॥४॥

कवितानो अर्थ ।

( १ )

( આત્મસ્વરૂપનું ) સ્વાગત સુચિત કરનાર અનાહત ધ્વનિનું વાજીંત્ર કેવું ઉત્તમ પ્રકારે વાગી રહ્યું છે ? અને સ્વાગત કરવા માટે કેવો ઉત્તમ અને શુદ્ધ પ્રકાશ વિસ્તરી રહ્યો છે. ( અર્થાત્: ચિત્ત પ્રણવોચ્ચાર સાથે એકરૂપ થયું એટલે સાક્ષાત્કાર થાય છે. એની પહેલાં અનાહત નાદ સાંભળવામાં આવે છે. તે પછી જ્યાં ત્યાં પ્રકાશ-પ્રકાશ જ જોવામાં આવે છે. તેજ અનુભવ રામે અત્રે વર્ણવ્યો છે. )

( ૨ )

આ સંસારમાંથી નિકળી જેવો હું બહાર પડયો અને હું મ્હારા પોતાના ઘર ( આત્મસ્વરૂપ ) તરફ વળ્યો તે સમયે સર્વ પૃથ્વી જાણે એક

---

બુદ્ધિ ગંગામાં ડુબી ગઈ છે. ચિંતા છૂનરૂ થઈ ગયું છે. અહંકાર માછલાંને ભેટ કર્યો છે. પાપ હવામાં ઉડી ગયું છે.

चश्मे लैलाहूं दिले कस, बदस्ते फरहाद् ।
बोसा देना हो तो देले है लबे जाम मेरा ॥

**ભાવાર્થઃ**—હું લૈલીનાં નેત્રો છું, મજનુંનું અંતઃકરણછું, ફરહાદના હાથ છું, ચુંબન કરવું હોય તો કર. મ્હારા હોઠ ત્હારા સમીપ છે."

લેખક—"**રામ.**"

૧ આગળ જનાર. ૨ સ્વાગત. ૩ રોશની-પ્રકાશ-ઝળકાટ. ૪ શુદ્ધ, ઉત્તમ, પવિત્ર. ૫ જીવનો. ૬ પગ ઉપર. ૭ અર્પણ કરેલું. ૮ કેન્દ્ર. ૯ સુર્ય. ૧૦ જવો. ૧૧ યુવરાજનો. ૧૨ રાજતિલક. ૧૩ સ્વરાજ્યની ગાદી. ૧૪ પરમાણું. ૧૫ પ્રાણ અર્પણ કરે છે. ૧૬ અવાજ કરે છે-ગીત-ગાય છે.

* યોગક્રિયામાં કુંડલીનું ઉત્પન્ન થતાં જ દશ પ્રકારના નાદ થાય છે અને તુર્ત જ વિજળી જેવો પ્રકાશ ભાસે છે. એજ આત્મ-પ્રકાશ. આ યોગનો વિષય છે.

**લેખક.**

ન્હાનકડા દડા જેવી જણાઈ અને મ્હારા પગને વશ થઇ ગઇ. ( અર્થાતઃ- જ્યારે હું સંસારોન્મુખ-ગૃહસ્થાશ્રમી-પ્રપંચી-હતો તે સમયે સર્વ સંસાર મ્હારાથી દૂર જતો હતો, પરંતુ હમણાં જ્યારે હું સંસારથી વિમુખ થઈ અન્તર્મુખ થયો છું ત્યારે સર્વ સંસાર મ્હારા પગ નીચે આલોટી રહ્યા છે.)

( ૩ )

સંસાર એ પરિવર્તનશીલ-વિવર્ત છે, પરંતુ સૂર્યની પેઠે વર્તુલનું કેન્દ્ર હું છું, પરંતુ ભૂલથી સૂર્ય આજે ઉંચે ચઢી ગયો છે એમ કહેવામાં આવે છે. ( અર્થાતઃ મનુષ્યો અજ્ઞાનતાથી એમજ માને છે કેઃ-ઇશ્વર કોઈ બાહ્ય સ્થળે છે, અને તેને શોધવા માટે ભટકે છે, પરંતુ આત્મદેવ, સૂર્યની પેઠે સર્વનું કેન્દ્ર છે અને તે હૃદય મંદિરમાં જ-શરીરમાં જ છે. આપણા અજ્ઞાનરૂપી આવરણથી તે ઢંકાઈ ગયેલો હોવાથી અજ્ઞાન દૂર થતાં જ તે પૂર્વવત્ પ્રકાશી ઉઠે છે, પરંતુ મનુષ્યો અજ્ઞાનતાથી તે આત્મદેવને શોધી પ્રાપ્ત કર્યાનું કહે છે. વાસ્તવિક જોતાં તેને બીજે ક્યાંય શોધવા જવાનું નથી. તે આત્મા શરીરમાંજ છે. શરીરમાંજ શોધવાપણું છે. **અજ્ઞાન-આવરણ દૂર થવું જોઇએ એટલે આત્મસાક્ષાત્કાર થતાં વિલંબ નથી.**

**हर बगो-मिहरो माहका[१] रक्सो—सरोद[२] है ।**
**आराम अमन[३] चेनका तुफां[४] बपा[५] है आज ॥ ५ ॥**
**किस शोखे-चशमकी[६] है वह आमद[७] कि नूरे-बर्क[८] ।**
**दीदोको[९] फाड फाडके राह देखता है आज ॥ ६ ॥**
*** आता करम[१] फशां, शाहे-अबर[२] दस्त[३] है ।**
**बारशकी[४] राह पानी छिडकता खुदा है आज ॥ ७ ॥**
**झुक झुक सलाम करता है अब चांदे-ईद[५] है ।**
**इकबाल[६] राम रामका खुद हो रहा है आज ॥ ८ ॥**

( ૪ )

યુવરાજને પોતાની ગાદી ઉપર બેસવાનો શુભ સમય હવે આવેલો છે તે માટે જ પ્રત્યેક પરમાણુ તેના પર પ્રાણ ન્યોછાવર કરવા લાગ્યા છે. ( અર્થાતઃ-વૃત્તિયોનો આત્મસ્વરૂપમાં લય થવાનો સમય આવી પહોંચ્યો છે, તેથી જ પ્રત્યેક પરમાણુ, તે જ્ઞાનીને માટે પ્રાણ અર્પણ કરવા તૈયાર થયા છે. )

---

૧ પ્રત્યેક સૂર્ય અથવા ચંદ્રનો. ૨ નાચ, રંગ. ૩ આનંદ. ૪ સમુદ્ર ૫ વહન થાય ૯. ૬ તીક્ષ્ણ દૃષ્ટિવાળો. ( આત્મા ) ૭ આગમન. ૮ વિજળી જેવો પ્રકાશ, ઝગઝગાટ. ૯ નેત્રોને. ૧૦ આવે છે. ૧૧ કૃપાળુ. ૧૨ મેઘાડંબર. ૧૩ અતિશય-હાથ. ૧૪ વર્ષાસ્થાન પર. ૧૫ ઈદનો ચંદ્રમા. ૧૬ સ્વાગત.

(૫)

આ સમયે પ્રત્યેક પત્ર, સૂર્ય અથવા ચંદ્રનો નાચરંગ થઈ રહ્યો છે. અને સુખ, શાંતિ અને આનંદનો સમુદ્ર જાણે વહન થઈ રહ્યો છે. (અર્થાત્‌:–તેના ઉપર પ્રત્યેક વસ્તુ પ્રસન્ન થઇ નૃત્ય કરવા લાગી છે અને ચારે દિશામાં પ્રસન્નતા, સુખ અને શાંતિ ઓતપ્રોત થઇ રહી છે.)

(૬)

જેની વ્યવસ્થાને માટે વિજળીનો પ્રકાશ સુદ્ધાં નેત્રો વિકાસી વાટ જોઇ રહ્યો છે, ત્યારે વળી એવા કયા પ્યારાનું એ આગમન છે વારૂં ? (અર્થાત્‌:–એ આનંદનો સમય જોઇને સાધારણ મનુષ્યના ચિત્તમાં સંશય ઉત્પન્ન થાય એમ છે કે એવો તે કોણ પ્રભાવશાળી આવે છે કે, વિજળી સુદ્ધાં અતિશય પ્રકાશ આપવા લાગી છે ?

(૭)

જેના હાથમાં વાદળ છે અથવા જે અતિશય કૃપાદૃષ્ટિ કરનાર છે એવો કૃપાળુ મહારાજાધિરાજ (સૂર્ય) આવીને વર્ષાસ્થળમાં આનંદરૂપી જળની વૃષ્ટિ કરે છે. (અર્થાત્‌:—જે કૃપાનું અધિષ્ઠાન અથવા સમુદ્ર છે એવા પ્રકાશ સ્વરૂપ આત્માનો અનુભવ થાય છે, અને વર્ષાસ્થાનમાં ઇશ્વર પોતેજ આનંદની વૃષ્ટિ કરે છે.)

(૮)

ઇદનો (દ્વિતીયાનો ચન્દ્ર) વિકાસ પામી જાણે **રામને** નમીને સલામ કરે છે. આ પ્રમાણે રામ પોતેજ પોતાનું સ્વાગત કરી રહ્યા છે. (અર્થાત્‌:—દ્વિતીયાના ચંદ્રને લોકો નમસ્કાર કરે છે, તેજ ચંદ્ર, આત્મ-સાક્ષાત્કાર થયા પછી આત્મજ્ઞાની સમક્ષ નમન કરી મુજરો કરે છે. રામ સ્વતઃનું સ્વાગત (સ્વતઃજ) કરે છે. આત્મસાક્ષાત્કાર થયા પછી ચંદ્ર, સૂર્ય દૂર રહેતા નથી. તે પણ શરીરના અમુક સ્થાનમાંજ વિદ્યમાન જણાય છે.)

**તીર્થરામ આગળ લખે છે કે:—**

"આજ પર્યંત અજ્ઞાનાવરણને લીધે મ્હારા શ્રી કૃષ્ણનાં દર્શન માત્ર ઝાંખાં અને અસ્પષ્ટ થતાં હતાં, પરંતુ આજે તેનો મ્હને સંપૂર્ણરૂપે મેળાપ થયો. નિશ્ચિંતરૂપે મ્હેં પેટ ભરીને તેનાં દર્શન કર્યાં. તે નમ અને હું પણ નમ ! છાતી સાથે છાતી લગાડી–આલિંગન દઇ તેને ખૂબ સજ્જડ ભેટ્યો. હે અસ્થિચર્મના હૃદય ! તું શરીરમાંથી નિકળી જા અને જિવ-શિવની તાદાત્મ્યપૂર્ણ–ભેટ થવા દે ! હે ભેદમાત્રવત્‌ માયા ! દૂર ! એકદમ દૂર થઇ

જ ! હું જ પ્યારો ! હું પ્યારો ! અહા ! કેવો આનંદ ! નેત્રમાંથી આનંદાશ્રુની ધારા ચાલી રહી છે અને રોમાંચ થઈ રહ્યો છે !

આ તે વિવાહ–ઉત્સવનો આનંદ કે મૃત્યુ સમયનો શોક ? સર્વ સંસ્કારો પછી છેવટનો સંસ્કાર થઇ ગયો. **વાસના નિર્મૂલ થઈ. સૂર્ય-પ્રકાશ પડતાંજ અજ્ઞાન–અંધકાર નાશ પામે છે તેજ પ્રમાણે દુઃખ અને દારિદ્રયનું નામ નિશાન પણ રહ્યું નથી.** પાપપુણ્યની શૃંખલા આશ્ચર્યકારક રીતે તૂટી ગઈ છે. એક વખત મનનું મહાન–રાજ્ય જામ્યું હતું, પરંતુ અત્યારે શોધતાં તે ( મન ) નો પત્તોજ લાગતો નથી. તે ઉન્મત્ત થયું છે. મિત્રનો–શ્રી કૃષ્ણનો મેળાપ–દર્શન–થતાંજ બ્રહ્મભાવ થવાથી વાસનાનો પૂર્ણરૂપે ક્ષય થયો છે. હુંજ જ્યારે તેનો મિત્ર થયો છું તો હવે પત્ર કોના ઉપર લખું ? નિજાનંદમાં નિમગ્ન થવાથી ક્ષુધા–તૃષાનું પણ ભાન રહેતું નથી. અંતરાલયમાં ભ્રમણ કરતા કરતાં અદૃષ્ય થઇ જનાર પક્ષીની પેઠે તૂર્યાતીત સ્થિતિ પર્યંત હું જઇ પહોંચ્યો છું. **ભગવાનને હું જુદો માનતો હતો પરંતુ હવે તો હું તેજ ' ભગવાન ' રૂપ થયો છું !**

અતિ સામાન્ય અશ્રુપાત કે ભગવદ્ભકતોના નિરતિશય આનંદનો વર્ષાકાલ ? હે મસ્તક ! આજે ત્હારો જન્મ સફળ થયો છે ! નેત્રો ! તમને ધન્ય છે ! તમે કૃતાર્થ થયાં છો ! કર્ણો ! તમે પણ આજે કૃત્ય કૃત્ય થયાં છો ! એ આનંદને ધન્ય છે ! ધન્ય છે ! ધન્ય છે ! ધન્ય એ શબ્દને પણ ધન્ય છે ! "

એ સ્થિતિએ પહોંચ્યા પછી–આત્મ સાક્ષાત્કાર કર્યા પછી–તીર્થરામજીને નીચે પ્રમાણે સ્વાનુભવ થયો હોય તો તેમાં આશ્ચર્ય શું ?

**( રાગ–ધનાશ્રી તાલ દાદરો. )**

**जिसको हैं कहते खुदा हम ही तो हैं ।**
**मालके–अर्ज–ओ–समा[1] हम ही तो हैं ॥ १ ॥**
**ताल्बाने–हक[2] जिस्से है ढूंढते[3] ।**
**अर्श[4]पर वह दिलरुबा[5] हम ही तो हैं ॥ २ ॥**
**तूरको[6] सुरमा किया इक[7] आनमें[8] ।**
**नूर[9] मुसाको दिया हम [10] ही तो हैं ॥ ३ ॥**
**तिशना–ए–दीदारे–लबके[11] वास्ते ।**

૧ પૃથ્વી અને આકાશનો સ્વામી. ૨ સચ્ચિદાનંદ જિજ્ઞાસુ. ૩ શોધે છે. ૪ આકાશમાં. ૫ માશુક–પ્યારા. ૬ તુર નામક પર્વત શૃંગ ઉપર. ૭ એક. ૮ઘડીમાં. ૯ પ્રકાશ. ૧૦ ( હ. મુસાને તુર નામક પહાડ ઉપર સાક્ષાત્કાર થયો હતો. ૧૧ દર્શનેચ્છુની તૃષ્ણા સમાવવા માટે.

चशमा-ए-आबे-बका[1] हम ही तो हैं ॥ ४ ॥
नारमें[2] मोहमें, काकमें[3] सदा ।
मिहरमें[4] जल्यानुमा[5] हम ही तो हैं ॥ ५ ॥
बोस्ताने-[6] -नूरसे बैहरे-खलील[7] ।
नारको गुलशन[8] किया हम ही तो हैं ॥ ६ ॥
नूहकी[9] किस्ती को[10]तूफांसे[11] बचा[12] ।
पार बेडा कर दिया हम ही[13] तो हैं ॥ ७ ॥
मर्दों-जन,[14] पीरो-जवां[15] वैल्शो-त्यूर[16] ।
ओलिया-ओ[17] अंबिया[18] हम ही तो हैं ॥ ८ ॥
खाको-बादो-आबो-आतिश ओर खला[19] ।
जुमला मा दर[20] जुमला[21] मा, हम ही तो हैं ॥ ९ ॥
कौन किसको सिर झुकाता अपने आप ।
जो झुका, जिस्को झुका, हम ही तो हैं ॥ १० ॥
उकद्-य-वहदत- पसन्दोंके [22]लिये ।
नाखुनें-मुश्कील-कुशा[23] हम ही तो हैं ॥ ११ ॥

અહા! આ કયા પ્રકારનો વિજય! આ કયા સ્વરૂપની પ્રાપ્તિનો વિજય! અહા! વળી તે પણ કેટલી વયમાં÷ તીર્થરામજીએ એ વિજય પ્રાપ્ત કર્યો! માત્ર પચીશમે કિંવા છવિશમે વર્ષેજ! દારૂગોળો વગેરે સર્વ સ્ફોટક દ્રવ્યો તોપમાં ભરેલાં તૈયાર હોય તો તેને સળગાવવા માટે માત્ર એક ચિણગારીની જ આવશ્યક્તા હોય છે. તેજ પ્રમાણે એવા મહાત્માઓની સ્થિતિ હોય છે. તેમનામાં ઓજસ્નો દારૂગોળો સંપૂર્ણ રૂપે ભરેલો હોવાથી વૈરાગ્ય રૂપી ચિણગારી તેમને માટે બસ છે. તીર્થરામજીને વૈરાગ્ય રૂપી ચિણગારી પ્રાપ્ત થઈ ગઇ. તેમણે વિજય પ્રાપ્ત કર્યો. વિષયો રૂપી શત્રુઓને મારી હઠાવ્યા. એ વિજયનું પરિણામ સ્વરાજ પ્રાપ્તિમાં આવ્યું એટલુંજ નહિં પણ દેહ ભાવની પરતંત્રતા–વિષયોના બંધનમાં–સપડાઇ દુઃખી થતા અનેક

---

૧ અમૃતની ધારા. ૨ ચંદ્રમાં. ૩ સિતારા. (શુક્ર) ૪ સૂર્યમાં. ૫ ભાસમાન, પ્રકટ. ૬ પ્રકાશ સ્વરૂપ બાગમાંથી. ૭ સાચા લુબ્ધ થયેલા માટે. ૮ બાગઃ (જેણે અગ્નિનું બગિચામાં રૂપાન્તર કર્યું તે જ હું છું.) ૯ પયગમ્બરની. ૧૦ નૌકા. ૧૧ તોફાનમાંથી. ૧૨ બચાવી લીધી. સંકટ, સમુદ્ર. ૧૩ સ્ત્રી પુરૂષ. ૧૪ વૃદ્ધ અને તરૂણ. ૧૫ પશુ અને પક્ષી. ૧૬ અવતારી પુરૂષ. ૧૭ નબી, મુક્ત. ૧૮ પૃથ્વી, વાયુ, જળ, અગ્નિ અને આકાશ. ૧૯ સર્વ મ્હારામાં જ. ૨૦ સર્વ હું જ છું. ૨૧ અદ્વૈત વિચાર ૨૨પસંદ કરવા માટે. ૨૩ અડચણો દૂર કરવાનાં સાધનો.

÷ "तेजस्विनामां न समोक्ष्यते वयम् ॥

મનુષ્યોને માટે, વેદાંતના અનેક સૂત્રો વાંચવા છતાં સંસારની માયા જાળમાં લપટાઇ રહેલાઓ માટે અને વેદ ઉપનિષદ્‌નાં ભાષાંતરો જનસમાજ સમક્ષ રજૂ કરવા છતાં તેમાંનો એક અંશ પણ ગ્રહણ નહિં કરનાર વિદ્વાનો માટે, **તીર્થરામજી** એક દીપક રૂપ-તેમના માર્ગદર્શક દીવાદાંડી રૂપ-થઇ પડ્યા! તેમણે વિષયની લાલચોને લાત મારી દીધી! માયાનાં બંધનોને સ્વહસ્તે તોડી ફોડી દૂર ફેંકી દીધાં! અહા! એટલુંજ નહિં પણ પિતા, સ્ત્રી, સંબંધીજનો પ્રત્યેનો પ્રેમભાવ દૂર કરી, આત્મદેવનાં દર્શન કરવા માટે ખંતપૂર્વક પ્રયત્ન કર્યો! પરિણામમાં તેમનો વિજય થયો. તેમને **આત્મસાક્ષાત્કાર, સ્વસ્વરૂપજ્ઞાન, નિજાનંદ, બ્રહ્મદર્શન થયું.** એ આનંદ તે કાંઇ જેવો તેવો છે!

જે સ્વરાજ્ય પ્રાપ્તિ માટે **તીર્થરામજીએ** દેહેન્દ્રિય, પ્રાણ આદિની આહુતિ આપી તે સ્વરાજ્ય પ્રાપ્ત થયા પછી તેમણે તેજ આનંદમાં નિમગ્ન નહિં થતાં જન્મભૂમિ પ્રત્યે પાછા આવવાની શી આવશ્યકતા છે વારૂ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે: "તેમણે પાછા શા માટે ન આવવું? શું તે આનંદ હ્રષિકેશમાં ગંગા કિનારેજ છે? શું તે આનંદ કોઇ પણ સ્થળે ભોગવી શકાય એમ નથી? પારસમણી પ્રાપ્ત થયા પછી તેનો ઉપયોગ તો હરકોઇ સ્થાનમાં કરી શકાય. વળી સાક્ષાત્કાર થયા પછી પણ દેહાદિકનાં કર્મો છુટે છે ખરાં? કિંબહુના જ્ઞાન પ્રાપ્તિ થયા પછી જાગૃત અવસ્થામાં કર્મો છુટતાં નથી. કેટલાક જ્ઞાની, યોગી, મહાપુરૂષો સંસારના બદ્ધ જીવોના કલ્યાણ માટે ધર્મોપદેશ, જ્ઞાનોપદેશ દેતા વિચરે છે, કેટલાક મહાત્માઓ એક સ્થાનમાં આસન રાખીને અનેક શ્રીમંતોને બોધ આપી ધર્મનાં કૃત્યો કરે છે, ત્યારે કેટલાક મહાપુરૂષો સંસારી જીવોના અનેક સંસારી કાર્યોમાં સુધારણા કરવા મંથન કરી રહ્યા હોય છે. એ સર્વમાં જેઓ કોઇ પણ પ્રકારનો સ્વાર્થ, લોભ, એષણા રાખ્યા વગર, તદ્દન નિઃસ્વાર્થ ભાવે જન સમાજની સેવા કરે છે તેઓજ "કર્મયોગી" કહેવાય છે. તેઓ કર્મ કરે છે પરંતુ ફળની આશા વગરજ! શ્રી કૃષ્ણ ભગવાને ગીતાજીમા **कर्मण्ये वाऽधिकारस्ते मा फलेषु कदाचन ।** કહ્યું છે તેનો ભાવાર્થ એજ છે. સાચા કર્મયોગીએ માત્ર નિષ્કામ કર્મ કર્યા જવું. તેનો ફળ પ્રત્યે અધિકારજ નથી. ભારતવર્ષની સામ્પ્રત સ્થિતિ જોતાં એવાજ નિઃસ્વાર્થ નિષ્કામ "કર્મયોગી" મહાપુરૂષોનીજ આવશ્યકતા છે. "કર્મયોગી" થવું એજ શ્રેષ્ટ છે. એ સૂત્ર જગતને સમજાવવા માટેજ **તીર્થરામજી** નિજાનંદ સ્થિતિમાંથી પાછા આવ્યા હોય એમ જણાય છે. ગુલાબ-પુષ્પની કલિકા મુગ્ધદશામાં પ્રાપ્ત થાય છે ત્યારે તે માત્ર મોહક જણાય છે પરંતુ તે જ્યારે

સંપૂર્ણ રીતે વિકાસ પામે છે ત્યારે તે માત્ર મોહકજ જણાતી નથી પરંતુ તે સાથેજ દશે દિશામાં તેની મધુર સૌગંધ પ્રસરી જાય છે, તેથીજ સર્વ પ્રાણીઓને તે પોતાના તરફ ખેંચે છે, આમંત્રણ કરે છે, અને કેટલાંક પ્રાણીઓને લોહચુંબકની પેઠે આકર્ષે છે. **રામ**ની તેવીજ સ્થિતિ થઇ હતી. આત્મસાક્ષાત્કાર થયા પછી તેમના ચ્હેરા ઉપર અલૌકિક તેજની છટા જણાવા લાગી. તેમના મુખ ઉપર એક પ્રકારનું અપૂર્ણ હાસ્ય નૃત્ય કરવા લાગ્યું. તેમના રોમેરોમમાંથી આત્માનંદ વિકસી બહાર વહેવા લાગ્યો અને તે લૂંટવા માટે લોકોનાં ઝુંડ ને ઝુંડ તેમની પાસે આવવા લાગ્યાં તેમના મહાનુભાવિત્વે લોકોની ચિત્ત વૃત્તિ હરણ કરી લીધી. તેમના મુખમાંથી નિકળતો મધુર ૐ શબ્દ સાંભળવા જે ભાગ્યશાળી થયું છે તે કહે છે કે: **ઓમ્** શબ્દ તો તેમનોજ! એ શબ્દ બોલતી વખત તેમના મુખ ઉપર અપૂર્વ હાસ્ય આનંદ જણાતો. એ વાર્તા કર્ણ પરંપરા અનેક કાને ગઈ. તેમના દર્શન માટે અનેક મનુષ્યો આવવા લાગ્યા. **રામ**ની પાસે આવનાર મનુષ્યો તેમની અમૃતમયી, પ્રેમમયી અમરવાણી શ્રવણ કરી તૃપ્ત થવા લાગ્યાં–સંતોષાનંદ પામવા લાગ્યાં. અનેક નિરાશા પામેલાં અંતઃકરણો **રામ** સમક્ષ આવ્યા પછી ક્ષણ વારમાં જ પ્રફુલ્લિત, હર્ષ ભરિત થવા લાગ્યાં તેમની સાથે વાર્તાલાપ કરી તેમની અમૃતમયી દૃષ્ટિનો અને સુમધુર હાસ્યનો એક વખત અમૂલ્ય લાભ લેવાની અનેક લોકોમાં પરસ્પર સ્પર્ધા થવા લાગી. શ્રુતિ–સ્મૃતિ આદિ શાસ્ત્ર વાક્યો, તત્વ વિચાર અને તેને લગતાં દૃષ્ટાંતો, ધર્મ અને તત્વજ્ઞાનના પ્રશ્નોત્તરો, રાજકિય, સામાજિક અનેક સિદ્ધાંત અને વિવરણો, **રામ**ના વદનમાંથી નવીન રૂપ ધારણ કરી, તેજસ્વીપણે પ્રકટ થતાં તેના ઉપર "**રામત્વ**"નો સિક્કો સ્પષ્ટ જણાઇ આવતો. તેઓ સ્વતઃને સર્વ જગતમાં અને સર્વ જગતને પોતાનામાં જોવા લાગ્યા. ÷ **आत्मवत् सर्व भूतेषु** । એ સૂત્રનો તેમને અનુભવ થયો. તેઓ સર્વમાં પોતાના આત્માનો અને પોતાનામાં સર્વના આત્માનો અનુભવ કરવા લાગ્યા, અને "**રામ** જ્યારે પોતાને અખિલ જગન્મય જૂવે છે ત્યારે તે અખિલ વિશ્વ તેને પોતાના શરીર પ્રમાણેજ જણાય છે." એ મહાન સિદ્ધાંતનું તેઓ પ્રતિપાદન કરવા લાગ્યા. એમ હોવાથી તેમની ભક્ત સંખ્યા વૃદ્ધિ પામવા લાગી. હિંદુ અને મુસલમાનો તેમને એક સરખી રીતે માનવા–પૂજવા લાગ્યા. તેમનાં દર્શન કરીને નવીન વિચાર, નવીન કલ્પના. નવીન સંકલ્પ અને નવીન ભાવના પ્રફુલ્લિત અને ઉદ્દીપિત કરી લેવી એવું સર્વને જણાવા લાગ્યું. દિન પર દિન તેમના ભક્તો વધવા લાગ્યા. તેમની પાસે લોકોની

---

÷ **"जुमाऊा मादर जुमला मा" "हर मकाँ मुझमें, हर मकाँमें मैं"॥**

દૃઢ જામવા લાગી. તેમના સમાગમમાં આવનાર અનેક મનુષ્યો તેમની સમક્ષ જઈ અનેક પ્રશ્નો પૂછતા અને તેના ઉત્તર મેળવી સંતોષાનંદ પામતા. નવયુવકો–અંગ્રેજી વિદ્યાના સંસ્કારથી નવીન રંગમાં રંગાયલા નવયુવકો, ઈશ્વરનું અસ્તિત્વ, શાસ્ત્રનાં સૂત્રો વગેરેને નવરાનાં ગપ્પાં માનનાર નવયુવકો, શાસ્ત્રને હસી કાઢનાર અને પુરાણોને નેત્રના પાટા માનનાર નવયુવકો પણ તેમની પાસે જઈ અનેક શંકાઓના સમાધાન મેળવી સંતોષ પામતા! **રામ** અંગ્રેજીમાં પારંગત, શાસ્ત્રના અભ્યાસી અને અંતે **આત્માના** સાક્ષાત્કારવાળા પછી પૂછવુંજ શું? તેમનો આત્મા સર્વને સંતોષતો! જન સમાજ તેમના સમક્ષ જવામાં–રહેવામાં–શંકા સમાધાન કરવામાં આનંદ માનતો; અનેક તો તેમના ભક્તોજ થઇ ગયા પરંતુ **રામ**ને મનથી તો તે એક ઉપાધિ રૂપ જણાવા લાગ્યું.

**રામ**નું મન સંસાર ઉપરથી ઉઠી ગયું અર્થાત્ સંસારની પેલી પાર ગયું. "કામિની અને કાંચન" તેમને મનથી "માતૃ–લોષ્ટ" સમાન જણાવા લાગ્યું. તેઓ તદ્દન "ઉદાસીન" બની રહ્યા. પગાર મળતાંજ તેઓ બે દિવસની અંદર ફકિર× જેવા બની જતા અર્થાત્ પાત્ર જનોમાં તે ખર્ચી નાંખતા. એજ સ્થિતિમાં (ઇ. સ. ૧૮૯૯) ઉન્હાળાની રજાઓ પડતાંજ **તીર્થરામજી**એ **અમરનાથ**ની યાત્રા કરી. આ પ્રવાસ તેમણે માત્ર એક વસ્ત્ર ધારણ કરી કર્યો હતો. જે સ્થળે ટાઢનું બળ અતિશય છે તે **અમરનાથ**ના દેવાલયમાં તેમણે કેટલાક કલાક નગ્નાવસ્થામાં વ્યતીત કર્યા. અહા! કેવું અલૌકિક સામર્થ્ય! એ યાત્રા કરી આવ્યા પછી તેમના અંતઃકરણમાં શાંતિ ઓતપ્રોત ભરાઇ ગઇ. તેઓ આત્માનંદમાં મગ્ન રહેવા લાગ્યા.

આ સમયેજ **નારાયણ સ્વામી** (કે જેઓ પાછળથી તેમના શિષ્ય થયા હતા તે) **રામ**ના સમાગમમાં આવ્યા. તે સમયે થયેલા સહવાસ સબંધી તેઓ કહે છે કે: "વેદાન્ત પ્રત્યે મ્હારી બિલકુલ પ્રવૃત્તિ ન હતી, પરંતુ ગીતા અને ઇતર વેદાન્ત વિષયક ગ્રંથોનું રહસ્ય સમજવાનો હું બળપૂર્વક પ્રયત્ન કરતો હતો, પરંતુ તે નહિં સમજાવાથી નાના પ્રકારની શંકા–કુશંકાઓ ઉત્પન્ન થતી. શાસ્ત્રી અને પંડિતો પાસે જવા છતાં મ્હારી શંકાનું સમાધાન થતું નહિં પરંતુ ગુંસાઇજી (**તીર્થરામજી**)નો બે દિવસ સહવાસ થતાંજ સર્વ શંકાઓ દૂર થઇ ગઇ. શંકાઓનું સમાધાન થયું. સંતોષ થયો અને તેમની સહાયતાથીજ મ્હેં ઉપનિષદોનું અધ્યયન શરૂ કર્યું. શંકા સમાધાન થતાંજ હું પાછો ફર્યો. તે સમયથીજ તેમની સેવા માટે સ્વાત્માર્પણ કરી હું સર્વ રૂપે તેમનોજ થઇ ગયો."

---

× આ કથનની સત્યતા તેમણે એજ અરસામાં લખેલા પત્રો ઉપરથી સ્પષ્ટ થાયછે.

એ પછી થોડે દિવસે તીર્થરામજી માંદા પડયા. એ મંદવાડમાં તેમને એક બે વખત મૂર્છા પણ આવી. નારાયણ સ્વામીએ તેમની રાતદિવસ સેવા કરી. એક દિવસ રાતના બે વાગતા સુધી તેમને નિદ્રા આવતી ન હતી, પણ થોડીવારે તેમને નિદ્રા આવ્યા પછી શરીર ઠીક જણાતાં નારાયણ સ્વામીને કહ્યું કેઃ "બેટા ! કદાચ ભારતવર્ષનો સારો દિવસ આવશે એમ જણાય છે કારણ કેઃ–મ્હારૂં શરીર સ્વસ્થ થતું જાય છે." તેમના એ ઉદ્દગારમાં ઘણું ઉંડું રહસ્ય સમાયલું છે એમ જણાય છે. મંદવાડમાં પણ જેને ભારતવર્ષની દુઃસ્થિતિ સંબંધી વિચાર ઉત્પન્ન થાય છે, પોતાના શરીરની અને ગૃહસંસારની જેને યત્કિંચિત્ પણ ચિંતા થતી નથી, તેનો આત્મા કેવો મહાન્ હોવો જોઇએ? એ આત્મા ગૃહસંસાર–માયાજાળથી બહાર નિકળી ભારતવર્ષની, પ્રજાજનની જ ચિંતા કર્યા કરે છે એવું શું સમજાતું નથી? તેમના હૃદયમાં દેશભક્તિ અતિ ઉચ્ચપદે સ્થપાઇ હતી એવું શું કલ્પી શકાતું નથી? એ સર્વની સાબિતી માટે સ્વામિજીના જ ઉદ્દગારોનો ઉપયોગ કરીશું. રાય બ. લાલા વૈજનાથ બી. એ.* એ લખેલા "પ્રાચીન અને અર્વાચીન હિંદુધર્મ." નામક પુસ્તકની પ્રસ્તાવના તીર્થરામજીએ લખી છે. તેમાં તેઓ લખે છે કેઃ–"સ્વદેશભક્ત બનવાની તમને ઇચ્છા છે કે? તેમ હોય તો આપણું રાષ્ટ્ર અને આપણા રાષ્ટ્રની પ્રજા, એ બન્ને ઉપર પ્રેમ કરી તેમની સાથે એકતાનતા–એકયતા–સાધ્ય કરો. તમે અને રાષ્ટ્રીયજનો એ બન્ને વચ્ચે, તમારી અહંકાર વૃત્તિની યત્કિંચિત્ પણ છાયા પડવા દેશો નહિં. માતૃભૂમિના હિત અર્થે તમારૂં જીવન અર્પણ કરનાર સાચા આધ્યાત્મિક સિપાહી બનજો. તમારા મનમાંથી અહંકાર તદ્દન દૂર કરી દેજો. તમે પોતે જ સર્વ રાષ્ટ્ર છો એમ જ માનજો એટલે એવી સ્થિતિ થશે કેઃ–તમે જે ભાવના કરશો તે તમારા રાષ્ટ્રની જ ભાવના થશે. પછી તમે આગળ ચાલવા લાગ્યા કે રાષ્ટ્ર તમારી પાછળ પાછળ આવેલું જ સમજજો. તમે આરોગ્યની ભાવના કરો એટલે તમારા રાષ્ટ્રની સર્વ પ્રજા આરોગ્ય સંપન્ન, નિરોગી થયા સિવાય રહેશે નહિં. તમારૂં સામર્થ્ય અને તમારી શક્તિ, સર્વ પ્રજાજનોની રક્તવાહિની નાડીઓદ્વારા વહન થવા લાગશે. "હું સમસ્ત ભરતખંડ છું. ભરતભૂમિ મ્હારૂં શરીર છે. કન્યાકુમારી મ્હારા પગ અને હિમાલય મ્હારૂં શિર છે, મ્હારા કેશમાંથી ભાગીરથી વહન થઇ રહી છે. મસ્તકમાંથી બ્રહ્મપુત્રા અને સિંધુ નદીઓ ઉત્પન્ન થાય છે, વિન્ધ્યાચળ એ મ્હારો કમરપટ્ટો છે......અર્થાત્ સમસ્ત ભરતખંડ હું જ છું, તેની પૂર્વ, પશ્ચિમ દિશાઓ એ મ્હારા હાથ છે, અને

* એઓ સંયુક્ત પ્રાંતના એક જીલ્લાનાં ન્યાયાધિશ હતા. એમણે સ્વામીજી સાથે પત્રવ્યવહાર ચલાવ્યો હતો.

અખિલ માનવ જાતિને આલિંગન કરવા માટે જ મ્હેં તેમને આગળ ધર્યાં છે. મ્હારા શરીરની સ્થિતિ એવી છે પરંતુ મ્હારો પ્રેમ તો વિશ્વવ્યાપી છે. અનંત આકાશ પર્યંત મ્હારી દૃષ્ટિ પહોંચે છે, સર્વનો આત્મા છે તે જ મ્હારો અંતરાત્મા છે! જ્યારે હું ચાલું છું ત્યારે આખો ભરતખંડ ચાલતો હોય એમ મ્હને જણાય છે. મ્હારી સર્વ ક્રિયાઓ સર્વ ભરતખંડની જ ક્રિયાઓ છે એવું હું જોઈ શકું છું. હું ભરતખંડ છું–હું શંકર–શિવ છું, સ્વદેશભક્તિનું અતિ ઉચ્ચધ્યેય તે એજ અને એનેજ પ્રવૃત્તિમય વેદાન્ત કહે છે." એમાં સમાયલું રહસ્ય હવે અમને સમજાવા લાગ્યું છે, એ આનંદની વાર્તા છે.

" ૬ માર્ચ ૧૮૯૯.

એટલી જ પ્રાર્થના છે કેઃ–અત્રે કોઈ પણ પ્રકારનો હિસાબ કરવો પડ્યો નથી. આ મહિનામાં સત્તરમાં પણ એક બે રૂપિયા ઓછા મળ્યા હતા. **તેમાંથી એક કોડી પણ સિલિકમાં રાખવાની નહોતી.** જે જે વસ્તુની આવશ્યક્તા જણાવા લાગી તે તે વસ્તુ પ્રાપ્ત થતી ગઈ. બાકીની વસ્તુઓ માટે સાફ નકાર ભણવો પડ્યો અર્થાત્ તે તે આવશ્યકતાઓ પૂર્ણ થઈ શકી નહિં. ઘરમાં આઠ મનુષ્યો જમનાર છે, પરન્તુ ઘેર ફક્ત આઠ રૂપિઆ જ મોકલ્યા છે. એટલું તો સ્પષ્ટ જ છે કેઃ ભ્રમરની પેઠે અનેક પુષ્પો પાસે ( ઘેરઘેર ) માધુકરી ભિક્ષા–માંગવી એ જેને ભૂષણરૂપ છે એવા સાધુજનો કરતાં જગત્ પ્રપંચમાં રહેનાર ગૃહસ્થાશ્રમી જનો, સ્રીયો, બાળકો અને વૃદ્ધોની આવશ્યક્તાઓ અધિક હોય છે. **ગ્રહસ્થો બિચારા અત્યંત દરિદ્રીઓ હોય છે અને તેમનું દારિદ્રય સર્વ રીતે વ્યાજબી અને સત્યજ છે.**

**રામ.**"

## અલિફ, (અલ્લા, પરમેશ્વર) માસિક.

મંદવાડમાંથી ઉઠયા પછી **તીર્થરામજીને** એવી ઇચ્છા થઇ કેઃ– આપણા વિચારો જનસમાજ સમક્ષ નિવેદન કરવા. કોઇ **પણ મનુષ્ય આંતરથી પૂર્ણ થયો અર્થાત્ તેની આંતરદૃષ્ટિ પરિપૂર્ણ થઈ કે પછી તેનું તે પૂર્ણત્વ બહાર પ્રકટ થવું જ જોઇએ.** તીર્થરામજીની એજ સ્થિતિ થઈ. અદ્યાપિ પર્યંત તેમણે નોકરી છોડી ન હતી. લાહોરના પૌર્વાત્ય મહાવિદ્યાલયમાં તેઓ બે કલાક શીખવવા જતા અને ત્યાંથી જે પગાર મળતો તેમાં પોતાના કુટુંબનું ભરણપોષણ ચલાવતા. માસિક માટે આવશ્યક દ્રવ્યની ગોઠવણ તેમના ભક્ત **લાલા હરલાલે** કરી દીધી. તુરત જ "**આનંદ મુદ્રણાલય**" નામક એક છાપખાનું ઉઘાડવામાં આવ્યું અને

તેની સર્વ વ્યવસ્થા **નારાયણ** સ્વામીને સોંપવામાં આવી. એ જવાબદારીના કાર્યને લીધે **નારાયણ** સ્વામીએ પોતાની નોકરીનું રાજીનામું આપ્યું. આ સ્થિતિમાં " **અલિફ** " માસિકનો પ્રથમ અંક શકે ૧૮૨૧ ના પોષ મહિનામાં પ્રકટ થયો. એ માસિકના સર્વ લેખો સ્વામિજી પોતે જ લખતા અને તે સર્વ સ્વતંત્ર રીતે લખાતા. તેમના અંતઃકરણનો તીવ્ર વૈરાગ્ય આ સમયના લેખોમાં પૂર્ણરૂપે પ્રતિબિંબિત થયેલો છે. આ લેખન વ્યવસાયનું સ્વામિજી પર એ પરિણામ થયું કેઃ–માસિકના ત્રણ અંક પ્રકટ થતા પહેલાંજ તેમણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું ! અને તપોવનનો માર્ગ પકડયો. તેમના લેખોની નકલ કરવા અને સત્સમાગમનો લાભ લેવા **નારાયણ** સ્વામી તેમની સાથે ગયા હતા.

મહાવિદ્યાલયની બે કલાકની નોકરી પણ **તીર્થ**રામજીને કઠણ લાગી, તેથી તેમણે પોતાના કુટુંબના ઉદર પોષણની સગવડ પડતી મૂકવાની ઇચ્છા જણાવી. એ સમાચાર **તીર્થ**રામજીના વિદ્યાર્થીઓને તેમજ તેમના ઉપર પ્રેમ રાખનાર સ્નેહી–સંબંધીઓને અસહ્ય થઈ પડયા. તેમાંનો એક સજ્જન તો તેમની સમક્ષ જઇ **તીર્થ**રામજીના અંતઃકરણમાં ઉઠતા તરંગ સંબંધી ખાત્રી કરવા લાગ્યો. તે સમયે બન્નેમાં નીચે પ્રમાણે સંવાદ થયો હતોઃ—

પ્રશ્નઃ–તમે નોકરી શા માટે છોડી દો છો? નોકરી છોડયા પછી તમારૂં ગુજરાન શી રીતે થશે? " **शरीर रक्षितो धर्मः** " એવી આજ્ઞા હોવાથી તમારી અને તમારા કુટુંબની વ્યવસ્થા કરવી એ તમારો ધર્મ છે. ભગવાં વસ્ત્રો ધારણ કરીને ઘેરઘેર ટુકડા માંગતા દેવ ભટકતા નથી. યથાયોગ્ય ગૃહસ્થાશ્રમ પાલનથી સર્વ વસ્તુ સાધ્ય થાય છે, વળી ગૃહસ્થાશ્રમીએ ત્યાગી ( સન્યાસી ) થવામાં પાપ છે.

ઉત્તરઃ–નોકરી કરવી એ નોકરનું કામ છે. **હું તો ખુદ રામ બાદશાહ છું. હું નોકર નથી અને મ્હારો કોઈ માલિક પણ નથી. રાજા મહારાજાઓ મ્હારા સ્હામે હાથ જોડી ઉભા રહે છે. હું એટલે દેહ નહિં.** હું દેહ–પ્રાણથી પણ જૂદો છું. મ્હને દેહ સમજવો એ તમારી ભૂલ છે. **હું તમારો આત્મા છું—અખિલ વિશ્વનો આત્મા છું.** પંચતત્વો મ્હારા નોકર છે, અને તે સર્વમાં હું જ વ્યાપી રહ્યો છું. એવો એક પણ પદાર્થ નથી કે જેમાં **હું** ન હોઉં. જ્યાં સુધી હું તમારા પ્રત્યે દેહાત્મબુદ્ધિથી જોતો હતો ત્યાં સુધી આ શરીર નોકરી કરતું હતું પરંતુ હવે **રામે** તે સર્વ પ્રત્યે સત્સ્વરૂપ–આત્મા–ની દૃષ્ટિએ જોયું છે ત્યારે તેને ( રામને ) સર્વત્ર પોતાનું જ સ્વરૂપ–પોતાનો જ આત્મા જણાયો છે. તમે નોકરી સંબંધી મ્હને પૂછોછો પણ શરીર, મન, અંતઃ-

કરણ અને પ્રાણ એનું તો એકીકરણ થઇ ગયું છે. **આત્મા એ સૂર્ય છે.** ઇન્દ્રિયોનું ઇન્દ્રિયપણું લય પામ્યું છે, **રોમેરોમમાંથી અમૃત આવવા લાગ્યું છે,** આકાશ સલામ કરતું જોઇ રહ્યું છે, રામના દર્શનથી સૂર્ય તેજસ્વી બન્યો છે, ચંદ્ર પ્રકાશવા લાગ્યો છે, અને શુક્ર તેજસ્વી દેખાય છે. સર્વ દૃષ્યોમાં મ્હારૂંજ તેજ છે. અરે પ્યારે! દેહાત્મભાવનાને રામ સ્વરૂપમાં ગર્ક થવા દો, તો જ તમને સત્સ્વરૂપની ખબર પડશે.

હું પોતે જ સર્વનું ભરણપોષણ કરનાર હોવાથી કોઇપણ અસતવસ્તુ ઉપર મ્હારા ભરણપોષણનો આધાર નથી. પ્રત્યેક શરીર અને પ્રત્યેક પ્રાણ મ્હારા ઉપર આધાર રાખે છે. જેને તમે ગુજારો, ગુજરાન કહો છો તે કેવળ તમારો ભ્રમ છે. અરે પ્યારે! અખિલ વસ્તુમાત્રમાં ભરેલા સત્તતત્વની તપાસ તો કરો. વસ્ત્રોના તંતુ અને તંતુનું રૂ એ જ અસલ સ્વરૂપ છે. કપાસ જમીનમાંથી એ એં ધ્વનિ કરતો બહાર નિકળ્યો. જમીન અને સૂર્યનો કાર્ય-કારણ સંબંધ છે. એ સૂર્યનું અસ્તિત્વ પણ હે પ્યારે! આ રામ ઉપર આધાર રાખે છે. ખુદ સૂર્યનોજ હું આત્મા છું પછી બીજા બધાનું શું કહેવું? ખુદ શહેનશાહ મ્હારી આજ્ઞા પ્રમાણેજ વર્તે છે ત્યાં પછી રૈયત અને સિપાહીઓના બડબડાટને ગણે છે કોણ?

ઉદર પોષણ તરફ લક્ષ્ય આપવું એજ મનુષ્ય-ધર્મ છે, વળી એ ધર્મનુ પાલન કરવું એ શ્રેષ્ઠતમ ધર્મ છે. હે પ્યારે! દૃઢ વિશ્વાસનો અને અચલ શ્રદ્ધાનો આધાર લ્યો એટલે સત્ અસત્ સમજાઇ જશે. અન્ન જમશો નહિં, વસ્ત્ર ધારણ કરશો નહિં, રોજ કમાશો નહિ, કામકાજ કરશો નહિં, એવું મ્હારૂં કહેવું નથી પરંતુ મ્હારૂં એટલુંજ કહેવું છે કે: **આપણે કોણ છીએ તે જાણવું એજ સત્કાર્ય છે, બાકીનાં સર્વ કાર્યો અસત્ અને નિરૂપયોગી છે.** ઉદરપોષણને માટે કામ કરતાં કરતાં, તેને માટે પાપ-પ્રપંચ કરતાં કરતાં તેનીજ જાળમાં સપડાઇ જવાય છે, માટે **ઉદરપોષણની ચિન્તા છોડી દો.** તમારા ઉદરપોષણને માટેજ હું તમને કહી રહ્યો છું. હવે બળદ ગાડીનો વ્યવહાર બંધ થયો છે. આગગાડીઓ, તારયંત્રો, સ્ટીમરો, વિમાનો, એ સર્વ સાધનો તમારી સેવા માટે હાજર છે. જળદેવતા અને અગ્નિ એ બન્ને તમારી સેવામાં હાજર છે. આધિભૌતિક શાસ્ત્રના સર્વ શોધ, હે પ્યારે! ઉદરપોષણને માટેજ છે. જ્યારે દેવતાઓજ તમારા ઉદરપોષણ માટે યત્ન કરી રહ્યા છે ત્યારે પછી તમારે ઉદરપોષણ માટે ખટપટ કરવાની શી આવશ્યક્તા છે! અરે! **સત્ વસ્તુની ગાદી ઉપર તકિયે અઠેલી બેસો. અને બેઠાં બેઠાં પંચ ભૂતો દ્વારા નોકરી કરાવો. તમે પોતે પરમેશ્વર હોવા છતાં તે**

**ભાવનાને અભાવે તમે નિર્બળ થયા છો** તથાપિ ખાવાપિવાનું અને પાચન કરવાનું તમારામાં બળ છે. જગતનો વ્યવહાર કેવો ચાલે છે તે જુવો. સમજો કેઃ કોર્ટમાં તમારો કેસ ચાલે છે, તેમાં તમે હારી ગયાનો પત્ર આવ્યો, તે પત્ર વાંચતાંજ તમારા રામ રમી ગયા ! અર્થાત્ તમારો જીવ નીકળી ગયો. વળી એક વ્યાપારમાં તમને હજાર રૂપીઆ લાભ થયો એવો પત્ર વાંચતાંજ તમારા પ્રાણ નાચવા લાગ્યા અર્થાત્ તમારામાં પુનઃ જીવ આવ્યો અને મુખ ઉપર તેજ ચમકવા લાગ્યું હોય એમ થાય છે, ઘરની ભેંશ દૂધ દેતી નથી એમ સાંભળતાંજ નોકરને બે ચાર ગાળો તમે દઈ દો છો અને તેને બે પરવાહ ગણી કાઢી મૂકવાની આજ્ઞા પણ ફરમાવો છો. એ અરસામાંજ તમને થોડી ચટપટી લાગી અને સ્વપ્ન થયું. સ્વપ્નમાં નોકરને ખૂબ ગાળો દીધી, લાકડી વડે ભેંસને ખૂબ પ્રહાર કર્યો અને તેનું વાછરડું પુનઃ દૂધ ન પી જાય તે માટે તેને ગળે મજબૂત દોરડી બાંધી ! જગતની આવી સ્થિતિ છે !

**तुम न पेट जुवान पदारथ हो ।**
**तुम आतमराम यथारथ हो ॥ १ ॥**
**क्यूं* शोर मचाते अकारथ हो ।**
**तुम दीन दयाल पदारथ हो ॥ २ ॥**

સારાંશઃ **રામ** તમને ખૂબ નચાવશે, ખેલાવશે, આત્મ સ્વરૂપમાં રમાડશે, વૃદ્ધાવસ્થામાંથી ખેંચી બહાર કાઢી મુક્ત અવસ્થામાં લઈ મૂકશે, તે પેટનું પણ પેટ દર્શાવી આપશે, પણ ક્યારે ? દૃઢવિશ્વાસ રાખશો ત્યારે. માટે જ **શ્રદ્ધા રાખો, આત્મ દેવ ઉપર પ્રેમ કરો, એટલે તમે પોતે જ આત્મદેવ છો એવી તમારી ખાત્રી થશે.** કારણ કેઃ—

**मर्ज लगा है तुमको, भारी दवाई उसको कारी है ॥**
**हर एकको तुम रामही जानो, न सखे वाहेद वारी है ॥१॥**

ભાવાર્થઃ—" તમને દર્દ થયું છે તેને માટે અસરકારક ઔષધ લાવવાની આવશ્યક્તા છે. પ્રત્યેક પ્રાણીમાત્રને **રામ** દૃષ્ટિએ જોવા રૂપી ઔષધ લગાડતાં જ સર્વ રોગ મટી જશે."

" આપણા સગા સંબંધીની અને કુટુંબીજનોનું ભરણપોષણ કરવું જોઈએ અને તેની ચિંતા રાખવી જોઈએ; હે પ્યારે; એ જ તમારૂં કહેવું છે કે ?

પ્રશ્ન ઘણો ઉત્તમ છે. પણ " આપણાં " એટલે કોણ ? આપણાં સગાંસંબંધી જનો તે કોણ ? તેમને આપણી સાથે શો સંબંધ છે તેનો

---

\+ વિનાકારણ ધામધૂમ શા માટે મચાવો છો ?

વિચાર ન કરવો જોઇએ શું? આ શરીર એટલે આપણે અને આપણાં? વળી આ શરીરની જીવન સ્થિતિ બીજા કોના ઉપર અવલંબન કરી રહી છે? અર્થાત્ આ શરીર બાહ્ય અવસ્થા ભોગવી રહ્યું છે ત્યાં સુધી બાહ્ય "તમારૂં, અમારૂં" શા કામનું? એવા લુલા, લંગડા એટલે પરાવલંબી શરીરને આપણું માનવું એ તો મ્હોટું સંકટ વ્હોરી લેવા બરાબર છે. એવી સ્થિતિમાં બીજા પરાવલંબી શરીરોને-સગાં સ્નેહીઓને પોતાનાં કહેવાનો અર્થ શો હશે? એટલે તે સર્વના આધાર સ્તંભરૂપી જે **આત્મા** છે તેને જ "આપણો" કહેવો એ યોગ્ય છે. બાકી કાકા, મામા, માતા, પિતા, બ્હેન, ભાઇ, વગેરે નામ સ્વરૂપનાં શરીર છે. તે આપણાં નથી એ શું સત્ય નથી? **જ્યાં ત્યાં, ચારે દિશામાં આત્મા, આત્મા જ છે.** માટે હે પ્યારે! હે ભગત્! એવા તે આપણાને, "આપણને" "આપ" અને "આપનું" કહેવા માટે જરાપણ ભય પામશો નહિ. વિચાર કરી જોશો તો સર્વત્ર **રામજ રામ** જણાશે. આવી વસ્તુસ્થિતિ હોવાથી તે સર્વ વ્યાપક **રામ** તરફથી "હું **રામ** છું" એવું જુસ્સાભેર કહો. **રામ** તમને એમ કહે છે કે: "**હું રામ છું, હું રામ છું, હું રામ છું.**" એમ કહો. વળી પ્રત્યેક શરીર ઉપર **રામ**નો સિક્કો છે! કિંબહુના પ્રત્યેક શરીર એ **રામનો** સિક્કો છે એવું જે કબૂલ નહિ કરે, નહિ માને તેને કેદ કરવામાં આવશે-તે બદ્ધ થશે. **अहं ब्रह्मास्मि** એવું કહેવાનો જે વાણીમાં ધૈર્ય નથી તે તમારી નથી, તે **રામ**ની છે એમ સમજજો, અને તે **રામ** વાણી વડે **હું રામ છું**, હું **આત્મારામ છું**, હું **બાદશાહ છું**, હું **સર્વ વ્યાપક છું**, **હું બ્રહ્મજ બ્રહ્મ છું**" "એમ કહો. "**હું રામ છું**," એ સત્ય મોહોર (સિક્કો) તમારી પાસે રાખો. "હું બદ્ધ છું હું રામ નથી." એવી ખોટી બનાવટી મોહોર-સિક્કો તમારી પાસે રાખશો નહિ.

જો કદાચિત્ તે સિક્કો કોઇ પાસેથી મળી આવે તો તુરતજ તમે તેને **રામના** ખજાનામાં લાવી આપજો, **રામ** તેને બદલે ખરો સિક્કો અતિશય પ્રેમથી-આનંદથી આપશે.

હે પ્યારા ભગત્! **રામને તો સર્વત્ર રામજ જણાય છે,** તેમ તને પણ જણાય છે પરંતુ દ્વૈતની જે ભાવના તમારા હૃદયમાં છે, તે ચશ્માનો, દૃષ્ટિરૂપ ચશ્માનોજ દોષ છે. રામને જ્યારે દ્વૈત જણાવા લાગશે, ત્યારે તેની અદ્વૈત ભાવના કોણ સંભાળશે? **રામ સૂર્યના જેવો સ્વયં પ્રકાશ છે,** પણ લોકોને માત્ર તેવું જણાતું નથી.

**જે આત્મરત હોય છે તેજ ગૃહસ્થ છે.** પોતાના આત્મ સ્વરૂપમાં હંમેશાં નિમગ્ન રહેવું એનુંજ નામ ગાર્હસ્થ્ય. એથી વિરૂદ્ધ વર્તનાર મનુષ્યો-

ને જંગલી પશુજ કહેવાં જોઇએ—અરે! તે મુડદા જેવાજ છે. ત્યાગ કરવો એ જો ગૃહસ્થને માટે પાપ કાર્ય હશે તો પણ **રામ** પોતાના આત્મ સ્વરૂપમાં આનંદ મગ્ન હોવાથી **રામને** પાપ લાગતુંજ નથી. ભગતજી! ખાવું પીવું, ઉઠવું, નિદ્રા લેવી, શ્વાસ લેવો, બોલવું, ધ્યાનમાં લેવું વગેરે સર્વ **રામના** નામથી જ ચાલે છે. **રામ** તાળાને અંદરથી કુંચી દેશે, અને માયાનો પડદો દૂર કરશે. સત્ સ્વરૂપ જાણવાને અભાવેજ કેટલીક ગડબડ થઇ જાય છે એ ખાત્રી પૂર્વક લક્ષ્યમાં રાખજો. **ૐ રામ! ૐ રામ!**”



# પ્રકરણ ૫ મું.

## વાનપ્રસ્થાશ્રમ.

वनं विविक्षुः पुत्रेषु भार्यां न्यस्य सहैव वा ।
वन एव वसेच्छान्तृतीयं भाग मायुषः ॥ १ ॥
(श्री भा. अ. १ स्कंध १)

તીર્થરામજી ગૃહસ્થાશ્રમમાં હતા તે સમયેજ તેમની માનસિક સ્થિતિ કેવી થઇ હતી તે અત્યાર સુધી આપણે જોયું છે. તે ઉપરથી એમ પણ જણાય છે કે તેમને વાનપ્રસ્થાશ્રમની આવશ્યકતા ન હતી. કારણ કેઃ વાનપ્રસ્થાશ્રમમાં પ્રાપ્ત કરવા યોગ્ય ઈષ્ટ સિદ્ધિ તેમણે પ્રાપ્ત કરી લીધા જેવું જ હતું, એમ હોવા છતાં અને મનોભૂમિકાનો એટલો બધો વિકાસ થયો હતો છતાં પણ તેમણે વાનપ્રસ્થાશ્રમ સ્વીકાર્યો. જે જગદ્‌ઉદ્ધારક મહાત્માઓ જડ મૂઢ જીવોના ઉદ્ધાર માટે કાલાન્તરે આ કર્મ ભૂમિ પર અવતાર ગ્રહણ કરે છે તેમને ધર્મનાં સનાતન તત્વ બીજાના મન ઉપર ઠસાવવા માટે આચાર-શુદ્ધ રહેવું પડે છે. તેનું કારણ એજ છે કેઃ તેમનાં આચરણ પ્રત્યે કોઇ આંગળી બતાવી શકે નહિ! પતિ અને પત્ની એ બન્ને એક બીજાના સહાયક છે માટે જે સંપૂર્ણ હોય તેણે અપૂર્ણને પોતાની સમાન કક્ષામાં લાવી મૂકવું જોઇએ. અત્યાર સુધી રામ સંસારમાં અર્થાત્ પોતાના કુટુંબ સાથેજ રહેતા હતા, તેથીજ તેમના

વૈરાગ્યની યોગ્ય કલ્પના તેમના પત્નીને ન હોય એ સ્વાભાવિક છે. વળી પોતાની સાથેજ પોતાના પત્નીને પણ જ્ઞાન માર્ગે ક્રમે ક્રમે લાવી મુકવાં અને પછી સન્યસ્ત ગ્રહણ કરવાની **રામ**ની ઇચ્છા હતી. વળી "પ્રથમ કાર્ય કરવું અને પછી તે પ્રસિદ્ધ કરવું" એવા વિચારના તેઓ હોવાથી તેઓ વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરવા માટે પોતાના કુટુંબ પરિવાર સહિત લાહોરથી નીકળ્યા. આ સમયે તેમનું કુટુંબ એટલે પત્ની, મદનમોહન અને બ્રહ્માનંદ *નામક બે પુત્ર અને એક પુત્રી હતાં, એ ઉપરાંત નારાયણ સ્વામી પણ તેમની સમક્ષજ હતા. આનંદથી, પ્રેમથી અને ઉત્સાહથી વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરનાર દિવ્ય વિભૂતીનાં દર્શન કરવાં એ કેટલું પુણ્યપ્રદ, રમ્ય, આનંદ-દાયક અને સ્ફૂર્તિદાયક છે. તે આ સમયના **રામના** પ્રયાણ–સમારંભ ઉપરથી લક્ષ્યમાં લેવા જેવું છે.

**રામ** સહકુટુંબ ગૃહબહાર નિકળ્યા. તેમને સ્ટેશને વિદાય કરવા તેમનું વિશાળ ભકતમંડળ તત્પર થયું હતું. ટોળા બંધ ભકતો આનંદ અને કરૂણા ભરિત મુખે **રામના દર્શને આવ્યા હતા. અહા! કેવો સર્વ શ્રેષ્ટ ભકિત ભાવ! અનેકના હાથમાં પુષ્પના હાર, અનેકના હાથમાં નાળીએર અને નૈવેદ-મિષ્ટાન્ન! ભકતોએ તે સર્વ** આનંદ ભરેલે ચ્હેરે ભગવાનને અર્પણ કર્યું. કેટલાકને તો ભીડમાં થઇને જવાનો અવકાશ જ ન મળ્યો. તે બિચારા હાથમાં નૈવેદ્ય, પુષ્પ લઇને ઉભા હતા. આતુર નેત્રે રામનાં મુખ–દર્શન કરી રહ્યા હતા. **તીર્થ**રામજી માત્ર કેવળ એક વસ્ત્ર ધારણ કરી, ઉઘાડે પગે ચાલતા હતા. તેમના ભકતો વૈરાગ્યપૂર્ણ ભજનો ગાતા ગાતા તેમની પાછળ પાછળ ચાલતા હતા. **તીર્થ**રામજીનો વિયોગ થવાનો હોવાથી તેમની વિરહ–વ્યથાને લીધે સર્વનાં નેત્રમાંથી અશ્રુની ધારાઓ વહન થઇ રહી હતી! માર્ગમાં અનેક મનુષ્યો–અનેક ભકતો–અનેક શ્રીમંતો તરફથી તેમને પુષ્પના હાર પહેરાવી સ્વાગત કરતા હતા. અનેક સજ્જનો તેમના ઉપર પુષ્પ વૃષ્ટિ કરી વંદન કરતા હતા. ગાડીના વિશ્રામ સ્થાન પર્યંત એવીજ ધામધૂમ ચાલી રહી હતી. સ્ટેશને આવ્યા પછી અર્ધો કલાક ભજન ચાલ્યું. **તીર્થ**રામજી વચમાં બિરાજી આનંદ ઉપભોગ કરી રહ્યા હતા. સડસડાટ કરતી ટ્રેન આવી પહોંચી. **તીર્થ**રામજી હાસ્ય ભરિત મુખે ટ્રેનમાં બેઠા. આ સમયે સર્વનાં હૃદય ભરાઇ આવ્યાં. અનેક ભકતોએ પુષ્પના હાર વગેરે તેમના ગળામાં અર્પણ કર્યા. અનેકે તેમના ચરણમાં મસ્તક નમાવી નમન કર્યું. અનેકે તેમના હસ્ત સ્પર્શ કરી વંદન કર્યું. ભકતોનાં ગદ્દ ગદ્દ કણ્ઠમાં ઉચ્ચાર કરવાની શકિત રહી નહતી. આજે તેમને ગુરૂદેવનો વિયોગ થવાનો છે. આજે તેમનો અમૃત પ્યાલો

---

* એ બંન્ને હજુ વિદ્યમાન છે.

દુર થવાનો છે. આજે તેમના હૃદય દેવતા નેત્રથી વેગળા થવાના છે. આજે તેમના પ્રિયતમ પરદેશ પધારવાના છે. આ વિરહ-વ્યથા કોનાથી સહન થાય વારૂ? સર્વનાં હૃદય ભરાઈ આવ્યાં. સર્વના નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહન થવા લાગ્યાં! આ સમયનું દ્રષ્ય ગમે તેવા કઠણ હૃદયના મનુષ્યને પણ અશ્રુપાત કરાવે એવું હતું. **તીર્થરામજી** સર્વ સાથે પ્રેમથી વાર્તાલાપ કરતા. સર્વને બ્રહ્મજ્ઞાન વિતરણ કરતા. કેટલાક ભક્તો તેમને હરિદ્વાર પર્યંત પહોંચાડવા તેમની સાથે ગયા હતા. તથાપિ બાકીના મનુષ્યોની રજા લેતાં **તીર્થરામજી** તરફથી **નારાયણ** સ્વામીએ નીચેનું પદ્ય ગાયું હતું:—

**अल्वदा.**

अल्वदा[1] मेरी रियाज़ी[2]! अल्वदा ।
अल्वदा पे प्यारी रावी[3]! अल्वदा ॥ १ ॥
अल्वदा पे पेहले-खानो[4]! अल्वदा ।
अल्वदा मासूमे-नादाँ[5]! अल्वदा ॥ २ ॥
अल्वदा पे दोस्तो-दुश्मन्[6]! अल्वदा ।
अल्वदा पे शीतो-ओशन[7]! अल्वदा ॥ ३ ॥
अल्वदा पे कुतबो-तद्रीसे[8]! अल्वदा ।
अल्वदा पे खुबसो-तकदीसि[9] अल्वदा ॥ ४ ॥
अल्वदा पे दिल[10]! खुदा! ले अल्वदा!
अल्वदा राम! अल्वदा, पे अल्वदा ॥ ५ ॥

આ પ્રમાણે વિદાયગીરી લેતી વખત કોના નેત્રમાંથી અશ્રુ નિકળ્યા સિવાય રહ્યાં હોય! **તીર્થરામ** વગેરે સર્વે ટીહરી ગયા. ત્યાંથી એક માઈલ દુર ગંગા કિનારે શેઠ મુરલીધરના સુંદર બગીચામાં તેમણે સાત આઠ મહીના વ્યતીત કર્યા.

## योग क्षेमं वहाम्यहम्।

વાનપ્રસ્થાશ્રમના શાસ્ત્રોક્ત નિયમ પ્રમાણે વાનપ્રસ્થ થનાર ગ્રહસ્થે જંગલનાં કંદમૂલ અને ફળ ઉપર નિર્વાહ ચલાવવો જોઇએ અને કોઈ પણ વસ્તુનો સંગ્રહ કરવો જોઇએ નહીં. મનુષ્યના મનની સંગ્રહ બુદ્ધિ ઓછી કરીનાખી અંતે તે બુદ્ધિનો પૂર્ણ નાશ કરવો એજ એક મહત્વનું શિક્ષણ આ આશ્રમમાં લેવાનું છે. **રામે** પણ આસ્થળે આવ્યા પછી તે શિક્ષણ પ્રાપ્ત કર્યું.

---

૧ નમસ્કાર. ૨ ગણિત વિદ્યા. ૩ રાવી નદી. (એ નદી લાહોરમાં થઇને વહન થાય છે. એને કિનારે તીર્થરામજી ઘણો વખત એકાંત વ્યતીત કરતા.) ૪ ઘરનાં માણસો. ૫ નાદાન બાળકો. ૬ મિત્ર-શત્રુ ૭ સરદી-ગરમી. ૮ પુસ્તક અને પાઠશાળા ૯ સારૂં નઠારૂં. ૧૦ મન. (હે મન! તને પણ નમસ્કાર હો!)

જો કે તેઓ પ્રથમથીજ ત્યાગી તો હતા પરંતુ ત્યાગ સિવાય તત્વ વસ્તુ પ્રાપ્ત થતી નથી એમ તેઓ પૂર્ણ પણે જાણતા હોવાથી સંપૂર્ણ ત્યાગનો સ્વીકાર કર્યો અને પૈસાટકા સર્વ ગંગાજીને અર્પણ કરી પરમેશ્વર ઉપર અચલ વિશ્વાસ રાખી તેના ધ્યાનનો અભ્યાસ કરવાનું પોતાના ભક્તમંડળને કહ્યું. ભોજનના પદાર્થોને માટે પણ કોઈ ભકતે અસંતોષ ન દર્શાવવા તેમણે સખ્ત આજ્ઞા ફરમાવી દીધી હતી. **તીર્થ**રામજી કહેતા કેઃ **જ્યારે તમને કોઈ પણ વસ્તુની આવશ્યક્તા જણાય અને તેને લીધે તમને ત્રાસ થાય ત્યારે પરમેશ્વર–જગત્ પાલક–પર તમારી શ્રદ્ધા ઓછી છે એમ સમજવું**. એવા મનુષ્યે પરમેશ્વર પ્રત્યે ચલિત શ્રદ્ધા, અને અવિશ્વાસ રાખી દુઃખી જીવન ગાળવા કરતાં મૃત્યુ પામવું એજ સારૂં. પરમેશ્વર ઉપર સંપૂર્ણ રૂપે વિશ્વાસ રાખો, તમારો સર્વ ભાર તે પ્રભૂ ઉપર મૂકી દો એટલે તમારૂં યોગ ક્ષેત્ર વહન કરવા તે એકે પગે તૈયાર છે એમજ સમજજો. **ગીતા**જીમાં ભગવાને એમજ કહ્યું છે કેઃ **જે મ્હારા ઉપર વિશ્વાસ રાખશે તેનું યોગક્ષેમ–તેના સર્વ કાર્યભાર–હુંજ વહન કરીશ.**" એ વચન તદ્દન સત્ય છે.

**તીર્થ**રામજી સાથેના મનુષ્યો–તેમના ભકતો–તેમના જેટલા પરમેશ્વર પ્રત્યે વિશ્વાસુ નહિં હોવાથી તેમને સંકષ્ટ જણાવા લાગ્યું પરંતુ કરવું શું ? એક તરફ રામની આજ્ઞા અને બીજી તરફ પેટ પર ચીપીઓ ! આવી કાતરમાં તેઓ સપડાઇ ગયા ! આ પ્રમાણે જબરદસ્તીથી સર્વેને ઉદર પોષણને માટે પરમેશ્વર ઉપર ભાર નાંખી બેસવું અથવા ઉદરપોષણને માટે દેવતાઓની કૃપા ભિક્ષા માંગવી. એ બેમાંથી એક માર્ગ સ્વીકારવાની ફરજ પડી.

આ સમયે એક ચમત્કાર થયો. ગંગોત્રી જવાના માર્ગ પર આવેલાં તીર્થક્ષેત્રોની સુવ્યવસ્થા કરવાના ઉદ્દેશથી "હૃષીકેશથી કલકત્તા–ક્ષેત્ર–મંડળના વ્યવસ્થાપક **સ્વામી રામ**નાથ પ્રવાસ કરતા કરતા ત્યાં આવી પહોંચ્યા. **તીર્થ**રામ આદિ મંડળની હકિકત તેમને કાને ગઇ, તેથી તેઓ તુર્ત જ તેમનાં દર્શને બગીચામાં ગયા. ત્યાંની સર્વ મંડળીને ઇશ્વર ધ્યાનમાં નિમગ્ન જોઇ તેમણે પોતાની ખુશીથી ત્યાં નિવાસ કરતા સર્વ ભક્તો માટે માટે દર મહિને દશ રૂપિયાનું અન્ન આપવાની ત્યાંના એક દુકાનદારને આજ્ઞા ફરમાવી અને તેઓ ત્યાંથી અન્યત્ર ચાલ્યા ગયા.

અયાચિત વૃત્તિ પૂર્વક પરમેશ્વર ઉપર સર્વ આધાર રાખી ભગવત્ ભજનમાં બેસી રહેનાર મનુષ્યો માટે અચાનક ઉપરોક્ત પ્રમાણે સગવડ થવાથી ત્યાંના સર્વ ભકતોના મનમાં આશ્ચર્ય થયું. તેમની શ્રદ્ધા બમણી વૃદ્ધિ પામી.

આ પ્રમાણે પરમેશ્વર પોતાનું યોગક્ષેમ વહન કરે છે એવો અનુભવ થતાંજ ધ્યાન અને ભજન એ બન્ને અધિક ઉત્સાહ પૂર્વક તેઓ કરવા લાગ્યા. આસક્તિ રહિત વૃતિથી કેવી રીતે નિવાસ કરવો એ તેમની સાથેનું ભક્ત મંડળ શિખતું હતું ત્યારે **તીર્થ**રામજી તેથી પણ વિશેષ આગળના પાઠો ભણી રહ્યા હતા અને વચમાં વચમાં "અલીફ" માસીક માટે લેખો પણ લખતા હતા.

## તીર્થરામજીનાં પત્ની ઉપર ભયંકર–આઘાત
## અથવા
## રામની નિજાનન્દ મસ્તિ!

ઉપર પ્રમાણે પ્રગતિ ચાલતી હતી એટલામાં એક દિવસ રાત્રિએ સર્વ ભકત મંડળ ગાઢ નિદ્રા લઇ રહ્યું હતું એ સમયે **તીર્થ**રામજી અકસ્માત્ જાગૃત થયા અને મધ્ય રાત્રિએ ઉત્તર કાશીનો માર્ગ પકડ્યો. અહો! આ કેવી સ્થિતિ! અંધકાર સર્વત્ર વ્યાપ્યો હતો. જે સ્થાને તેઓ વિચરતા હતા તે સીધો માર્ગ ન હતો પણ એક ડુંગર ઉપરનું ચઢાણ હતું. માર્ગમાં ઘણાં નદી નાળાં વહેતાં હતાં. એજ સમય આકાશમાં એકાએક મેઘરાજાની સ્વારી ચઢી આવી. આકાશમાં ગડગડાટ શરૂ થયો. વિજળીઓ ચમકવા લાગી. જુસ્સાબંધ વર્ષાદ અને વાદળી પવન શરૂ થયો, તેમ છતાં આપણા નિડર પણ કોમળ પ્રવાસી મૌન ધારણ કરીને, ઉઘાડે શરીરે, ઉઘાડે મસ્તકે, માત્ર એક ધોતીયું પહેરી એક પછી એક વૃક્ષ અથવા વેલાનો આશ્રય લઈ તેને આધારે ચઢતા ઉતરતા ચાલતા હતા! તેમને વનનાં ભયંકર પશુઓની અથવા કઠણ ભયંકર સ્થાનોની જરા પણ ભીતિ લાગતી ન હતી અહા! કેવી નિર્ભય સ્થિતિ! મૃત્યુનો સુદ્ધાં તેમને ભય લાગતો ન હતો! અણું અણુંમાં પરમાત્મ ભાવના ધરાવનાર મનુષ્ય માટે મૃત્યુ એ તો તુચ્છજ છે! પ્રહ્લાદે સર્પાગારમાં પડતાં કિંવા ઉષ્ણ લોહ–સ્થંભને બાથ ભીડતાં જરા પણ મૃત્યુ–ભય રાખ્યો હતો? **મીરાં**એ વિષના પ્યાલા પીતાં મૃત્યુથી જરા પણ શરીર કમ્પાવ્યું હતું? ધ્રુવજીએ અરણ્યમાં એકાંત સ્થળે તપસ્યા કરતાં સર્વત્ર ઇશ્વરનેજ જોયો હતો. વન–જંગલના ભયંકર પશુઓને પણ તેમણે ઇશ્વર સમાનજ ગણ્યાં હતાં. ભગવાનના ભકતને મૃત્યુનો ડર હોયજ નહિ, કારણ કે તેણે પોતાનું તન, મન, સર્વસ્વ ભગવાનને સોંપ્યું છે ત્યાં-પછી તેનું પોતાનું શું હોય કે જે જવાનુ છે અને જયારે કાંઇ જવાનુ નથી ત્યારે પછી વળી ડર શેનો? **તીર્થ**રામ ભયવિનાના હતા. તેમને મુખેથી–અરે! તેમનાં રોમે રોમમાંથી કેવળ ૐ ૐ ૐ એજ સ્વરનો ધ્વનિ થયા કરતો

હતો. તેઓ એટલે બધે ઉચ્ચ પદે ચઢયા હતા કે જેથી તેમને સંસારનાં સામાન્ય બંધનો નડે તેમ નહોતું. તેઓ આત્માનંદમાં મસ્ત બન્યા હતા. તેના મન-પ્રાણમાં સર્વાત્મભાવ **तत्त्वमसि । तत्त्वमसि** સંપૂર્ણ રૂપે તાદૃષ્ય થઇ રહ્યો હતો. તેઓ દ્વૈતમાંથી નિકળી અદ્વૈતમાં પ્રવેશી ચૂકયા હતા. ભયને અને ઇશ્વિરને તેઓ જૂદા નહિં સમજતાં તેને પણ કેવળ ઇશ્વરમયજ સમજતા. જે હૃદયમાં ઇશ્વિરનો નામ ધ્વનિ થતો ત્યાં "ભય" જેવા શબ્દોને ક્ષણને માટે પણ સ્થાન કયાંથી હોય? **અનેક મનુષ્યો ઇશ્વરભક્ત કહેવાયછે છતાં તેમના મનમાં શંકા અને ભય જોવામાં આવે છે પરંતુ તે ઉપરથી તો એમજ કહી શકાશે કે તેમની ઇશ્વર-શ્રદ્ધા એટલી ઓછી છે. તીર્થ**રામજીની ઇશ્વર-શ્રદ્ધા પર્વત જેવી અચલ હતી. તેઓ રાત્રિના ભયંકરપણાને ગણકાર્યાં વિનાજ જંગલમાં વિચરતા હતા. માર્ગ ક્રમણ કરતાં કરતાં તેઓ એક ટેકરીને મથાળે આવી પહોંચ્યા. ત્યાં બેઠા અને મુખમાંથી ૐ ૐ ૐ સ્વરનો જાપ કરતા કરતા નિજાનંદમાં મગ્ન થઈ ગયા. અત્યારે તેઓ "**अहं ब्रह्मास्मि**" જેવી સ્થિતિમાં હતા. **રામ** આનંદમાં એવા તો ગુંથાઇ ગયા કેઃ ઘણા દિવસ પર્યંત તેઓ ત્યાંથી હાલ્યા જ નહિ. અહા! આ તે કેવી એકતાનતા-કેનો બ્રહ્માનંદ! કેવી સમાધિ!

**તીર્થ**રામજી તો આ અરણ્યમાં એકાન્ત સ્થળે બ્રહ્માનંદ ભોગવી રહ્યા છે પરંતુ તેમના સ્થાનમાં તેમની પત્નીની કેવી સ્થિતિ થઇ તે જોઇએ. તેઓ પાછલી રાત્રે જાગ્રત થયાં. આસપાસ જોતાંજ તેમના પતિદેવનાં દર્શન થયાં નહિ. બસ, હવે પુછવુંજ શું? પતિદેવના દુર દેશગમનથી પત્નીના મન ઉપર એવો સજ્જડ આઘાત થયો કે તુર્તજ તેઓ માંદાં પડી ગયાં! તેમનું અંતઃકરણ નિરાશા સાથે નિર્બળ થઇ પડયું. શરીરમાં અતિશય નિર્બળતા વ્યાપી ગઈ. પતિદેવની ગેરહાજરીમાં તેમનું સર્વસ્વ હરાઇ ગયું હોય તેમ તેઓ ખિન્ન થઇ ગયાં! તેઓ આશ્ચર્ય ચકિત થયાં, તેમનુ મુખ, નેત્રો અને શરીર ફિકકું પડી ગયું. તેઓ પથારી વશ થઇ પડયા. તેઓ આવી સ્થિતિમાં હતાં પણ **તીર્થ**રામજી તો પેલા પર્વતની ટોચ ઉપર આત્મ સમાધિમાંજ! તેઓ તો આત્માનંદ-બ્રહ્માનંદમાંજ લીન હતા! કેટલાક દિવસ પછી **રામ** પાછા આવ્યા પરંતુ તેમને પત્નીની સ્થિતિ સંબંધી કાંઇજ લાગ્યું નહિ. તેમણે જોયું કે પત્નીદેવી માંદા છે. મનમાંથી ઉદ્દગાર એજ નિકળ્યા કેઃ પ્રારબ્ધ. તેઓ ઘેર પધાર્યા. પૂર્વવત નિવાસ કરવા લાગ્યા પરંતુ પત્નીના મન ઉપર એક વખત જે આઘાત થયો તે નિકળ્યો નહિ. પત્નીના શરીરમાં એક વખત જે વ્યાધિ પેઠો તે દૂર થઇ શકયો નહિ. તેમાં વળી જંગલ-નિવાસનાં અનેક કષ્ટો અસહ્ય થઇ પડયાં! જંગલમાં નિવાસ કરવા માટે ઘણી સહન શકિત જોઇએ. શહેર કે ગામમાં નિવાસ કરતી વખતે અનેક

વસ્તુઓનો ઉપભોગ કરવાની ટેવ પડી હોય છે તે વસ્તુઓ જ્યારે જંગલમાં પ્રાપ્ત થતી નથી ત્યારે વિશેષ કષ્ટ થાય છે. મનના સંયમવાળા ધીર વીર પુરૂષ અને સ્ત્રીને કેટલીક વસ્તુઓની ગેરહાજરીથી દુઃખ થતું નથી, કારણ કે તેઓ શહેર-ગામના નિવાસ દરમ્યાનથીજ મનના સંયમવાળા હોય છે તેમણે અમુક વસ્તુઓની ગેરહાજરી ચલાવી લેવાની પોતાના મનને ટેવ પાડેલી હોયછે. તેમનું મન તેમને વશ હોયછે, તેથી તેમને અમુક વસ્તુઓની ગેરહાજરી દુઃખકારક-ક્લેશકારક થઈ પડતી નથી. તેવા સંયમવ્રતધારી મનુષ્યોને અમુક વસ્તુઓની ગેરહાજરી કદી પણ આઘાત કરતી નથી, પરંતુ કેટલાંક માણસો તો તે વસ્તુઓ વગર ચલાવી શકતાંજ નથી. તીર્થરામજીનાં પત્ની પણ અમુક વસ્તુઓ વિના ચલાવી શકતાં નહિ, એ વગેરે કારણોને લીધે તેઓ પથારીવશ થયાં તેજ થયાં. અંત પર્યંત તેમણે શય્યા છોડી નહિ. થોડા દિવસ પછી તીર્થરામજીએ પત્નીને બાળકો સહિત નારાયણ સ્વામી સાથે સ્વગૃહે મોકલી દીધાં. ત્યાં તેમની પ્રકૃતી સુધરવાને બદલે અધિક બગડતી ચાલી. સ્વામિજીએ શરીર છોડયું તે સમાચાર શ્રવણ કરતાંજ તેમને મૂર્છા થઇ હતી. તે દિવસથી વિશેષ માંદગી થઇ. અન્તે તે પવિત્ર સાધ્વી પતિવ્રતા સ્ત્રીએ તા. ૨૪મી મે ૧૯૦૭ ને દિવસે એટલે સ્વામિજીના સમાધિ થયા પછી સાત મહીને ઇશ્વરનું નામ સ્મરણ કરતાં કરતાં પંચભૂતાત્મક દેહનો ત્યાગ કર્યો. પત્નીદેવીને સ્વગૃહે મોકલી દીધા પછીના ચાર પાંચ મહિના તીર્થરામે નારાયણ સ્વામી અને તુલારામ સહિત ત્યાંજ નિવાસ કર્યો હતો. એ સમયે તેઓ આત્માનંદમાં જ નિમગ્ન રહેતા. તેઓ વારંવાર ૐ નો ઉચ્ચાર કરતા અને આત્મા સંબંધીજ વાર્તાલાપ કરતા. આત્મા સંબંધીજ જ્ઞાનદાન દેતા. તેમના મનમાં સંસારની જરા પણ ગંધ ન હતી. આ સમયે તેમના વિચાર કઇ સ્થિતિએ પહોંચ્યા હતા તેની કલ્પના નિચલા કાવ્ય ઉપરથી જણાઇ આવે છે.

## જ્ઞાનીનું ઘર.

### રાગ પહાડી-તાલ કુમાલી.

**सिरपर आकाशका मंडल है, धरती पै[1] सुहानी[2] मखमल है।**
**दिनको सूरजकी[3] महफल है,[4] शबको[5] तारोंकी सभा बाबा ॥१॥**
**जब झूमके[6] यहां घन[7] आते हैं। मस्तीका रंग जमाते हैं,।**
**चश्मे तंबूर बजाते हैं, गाती है मलहार[8] हवा बाबा ॥२॥**
**यां पंछी[9] मिलकर गाते हैं, पीतमके[10] संदेस[11] सुनाते[12] है।**

---

૧. પૃથ્વી પર. ૨. મનોહારક. ૩. સૂર્યની. ૪. ઘર, દંગલ. ૫. રાત્રીએ. ૬. એકત્ર થઈને. ૭. વાદળાં. ૮. મલ્હાર નામનો રાગ. આ રાગમાં સંગીત ગવાઇ હોય છે ત્યારે વર્ષાદ વર્ષે છે. ૯. પક્ષી, પોપટ. ૧૦. પ્યારાનાં પ્રેમનાં. (આત્મ રામના) ૧૧. સંદેશો. સમાચાર કહે છે ૧૨. સંભળાવે છે.

यों रूप अनूप दिखाते हैं, फल-फूल-और बगेंझा[1] बाबा ॥ ३ ॥
धन दौलत आनी जानी है, यह दुन्या राम कहानी है ।
यह आलम[2] आलमफानी[3] है, बाकी है जाते खुदा[4] बाबा ॥४॥

× × × ×

## જ્ઞાનીનું ભ્રમણ.

मैं सैरकरने[5] निकला,[6] ओढे अबरकी[7] चादर ।
पर्वतमें चल रहा था, हवाके बाज़ूवों[8] पर ॥१॥
मतवाला[9] घूमता[10] था, हरतरफ[11] घूमता था ।
झरने नदी-ओ नाले, पेहचान+ कर पूकारे ॥२॥
"नेचरसे"[12] गूंजे[13] उठी, उस वेदकी ध्वनी की ।
"तत्वमसि," "तत्वमसि" तूंही है जान सबकी ॥३॥
यह नजारा[14] प्यारा प्यारा, तेराही है पसारा ।
जो कुछ भी हम बने हैं यह रूप बस तो तू है ॥४॥
सीनोमें[15] फिर हमारे, है मुन अक्स[16] तो तू है ।
जो कुछ भी हम बने है, यह रूप बसतो तू है ॥५॥
यह सुन मैंने जो झांका, नीचे को सीधा बांका ।
हर आबशारो-चश्मा,[17] गुलो बर्गको[18] फ़शमा ॥६॥
अल्वाने[19]-नौ दर नौ, अशआसे[20] जिन्स हरनौ[21] ।
हर रंगमें तो मैं था,[22] हर संगमें[23] तो मैं था ॥७॥
माँ[24] ममताकी मारी,[25] जाती है वारी[26] न्यारी[27] ।
शौहरको[28] पाके[29] दुलहन[30], सौंपे है[31] अपना तनमन ॥८॥
मुद्दतका बिछडा बच्चा रोता[32] है माँको मिलता ।
बे इख्त्यार[33] मेरा, दिलो[34] जाँ बेह[35] ही निकला ॥९॥
बेह निकला जेबे-दिलसे,[36] बसले[37] ख़ामें बदले ।
मेंह[38] बरसा मोतियोंका, टपका आसुओंका[39]

झिम् । झिम् । झिम् ॥ ॥१०॥

---

૧. તૃણનાં પાંદડા, ઘાસના ટુકડા. ૨. સંસારદુનિયા જગત, ૩. ફોગટ વ્યર્થ. ૪. સત્યસ્વરૂપ પરમાત્મા. ૫. ભ્રમણ, ૬. નિકળ્યો. ૭. મેઘ મંડળ. ૮. પાંખો. ૯. મસ્ત. ૧૦. ફરતો હતો. ૧૧. બાજુ ઓળખીને. ૧૨. સૃષ્ટિમાંથી. ૧૩. ઉઠયો ૧૪. દ્રશ્ય. ૧૫. હૃદયમાં. ૧૬. ખરેખ઼ો પ્રતિબિંબ. ૧૭. ઝરો. પત્ર પુષ્પનો જાદુ. ૧૮. જૂદા જૂદા સ્થાને જૂદા જૂદા રંગ. ૧૯. પુરૂષ. ૨૦. પ્રત્યેક પ્રકારના. ૨૧. હતો. ૨૨. સાથમાં. ૨૩. માતા. ૨૪. મમતાને લીધે. ૨૫. વાંચી જવું. ૨૬. જૂદી તરેહથી. ૨૭. પતિને. ૨૮. પ્રાપ્ત કરતાજ. ૨૯. પત્ની ૩૦. સુમાવી. ૩૧. વિયોગી. ૩૨. રડે છે. ૩૩. અધિકાર બહારનું. ૩૪. અંતઃકરણ. ૩૫. બહાર નિકળવા લાગ્યું. ૩૬. અંતઃકરણરૂપી કોટડીમાંથી. ૩૭. દુખાઃદિકનુ રૂપાંતર આનંદમાં થયું. ૩૮. મેઘ. ૩૯. અશ્રુનું.

## અંતર્દર્શન.

(રાગ કલ્યાણ–તાલ ત્રિતાલા.)

बसा है दिलमें मेरे दिलबर+ है आयीनामें[१] खुद आयीनागर[२]।
अजब तहय्यर[३] हुआ यह कैसा, कियार मुझमें, मैं यारमें हूं ॥१॥

मुकाम पुछो तो लामका[४] था, न राम ही था न मैं वहाँ था ।
लिया जो करवट[६] तो होश[७] आया, कि राम मुझमें; मैं राममें हूं ॥२॥

अललत्वार[८] है पाक[९] जल्वा,[१०] कि दिल बना तूरे–बर्के सीना[११]।
तडपके दिल[१२] यूं पुकार उठा, कि राम मुझमें, मैं राममें हूं ॥३॥

जहाज[१३] दरयामें और दरया जहाजमेंभी तो देखिये आज ।
यह जिसम कशती है राम दरया,[१४] है राम मुझमें मैं राममें हूं ॥४॥

તીર્થરામજીની ભાવના "સર્વત્ર હુંજ (ઇશ્વરજ) ઓતપ્રોત થઇ રહ્યા છે" એની થઇ હતી તેથી તેજ આનંદમાં તેઓ હંમેશાં મગ્ન રહેતા. તેમણે પાછા લોકવસ્તીમાં જવું જોઇએ, એ વિચાર પણ તેમના મનમાં આવતો ન હતો. **જેણે એક વખત બ્રહ્માનંદની લહેજત ચાખી તેને જગતની દરકાર શી?** તેને તો એકાંત નિવાસજ પસંદ હોય છે. એકાંતમાંજ તે બ્રહ્માનંદમાં નિમગ્ન રહે છે. જ્ઞાનેશ્વર મહારાજે કહ્યું છે કેઃ જેને એકાંત ઉપર બહુ પ્રીતિ હોય છે અને જે લોકસમાગમનો જય કરે છે તેજ મનુષ્યાકારે ઇશ્વર–મૂર્તિ સમજવી." તીર્થરામજીની આવીજ સ્થીતિ થઇ હતી.



+પ્રાણપ્રિય જીવજાન, પરમેશ્વર. ૧. આરસીમાં. ૨. આરસી બનાવનાર. ૩. આશ્ચર્ય. ૪. દેશ રહિત ૫. ત્યાં. ૬. સ્થીતિ(પાસુ.) ૭. ઉત્સાહ, જુસ્સો. ૮. નિરંતર. ૯. શુદ્ધદર્શન. ૧૦. પ્રકટ. ૧૧. વિજળીના પર્વત જેવો. ૧૨. શરીર. ૧૩. નૌકા–હોડી. ૧૪. રામ વાનપ્રસ્થાશ્રમ લેવા અગાઉ અને નોકરી છોડયા પછી સમુદ્રદર્શન કરવાની ઇચ્છાથીજ કરાંચી ગયા હતા.

# પ્રકરણ ૬ ઠું.

## સન્યાસ અને કાર્ય.

**एकश्चरेन्महीमेतां निःसंग संयतेन्द्रिय : ।**
**आत्मक्रीड आत्मरत आत्मवान् समदर्शिन : ॥२०॥**

**( श्री. म. भा. स्कं. ११ अ. १८ )**

ઇન્દ્રિયોનો જેને સંપૂર્ણરૂપે નિરોધ થાય, તે સંપૂર્ણરૂપે જેને વશ થાય, કોઇપણ ઇચ્છા જેના અંતઃકરણમાં હોય નહિ, પૂર્ણ નિરાસક્તાથી જેનું અંતઃકરણ ભરપુર થાય, આત્મસ્વરૂપમાં જ જેને આનંદ જણાવા લાગે, જેને સર્વત્ર આત્મતત્વ જણાવા લાગે, કિંબહુના જે મનુષ્ય **अहं ब्रह्मास्मि**વત્ તેજ ખરો સન્યાસી થયો છે એમ સમજવું. સન્યાસી થયા પછી–સંસારત્યાગી થયા પછી–ઉદરપોષણની પ્રાપંચિક ખટપટમાંથી દૂર થયા પછી–કોઇ કાર્ય કરવાં કે નહિ અને કરવાં તો કેવાં કર્મ કરવાં, સન્યાસ એટલે કર્મસન્યાસ કે કર્મયોગ વગેરે ભાંજગડમાં નહિં પડતાં અને શાસ્ત્રોક્ત સન્યાસની મીમાંસામાં નહિં ઉતરતાં, **તીર્થરામજીના** આચારનું અવલોકન કરવાથી સર્વ પ્રશ્નોના ઉત્તર એની મેળે જ પ્રાપ્ત થશે અને વાંચકના મનનું સમાધાન થશે એમ સમજી અમે તે તરફ વળીએ છીએ.

આ સમયે રામની માનસિક સ્થિતિ ક્યા પ્રકારની હતી તે તેમના જ શબ્દોદ્વારા આપણને જણાઇ આવે છે. તેઓ કહે છે કે:—

मेरा मन लगा फकीरीमें । (टेक)
डंडा कूंडा लिया बगलमें, चारों चक जागीरीमें ॥ मेरा. ॥
भंग तंग के टूकडा खांदे, चाल चले अमीरीमें ॥ मेरा. ॥
जो सुख देखियो राम संगतमें, नहीं है वजीरीमें ॥मेरा. ॥

( રાગ–આનંદ ભૈરવી તા. ગઝલ એ દેલી. )

न गम[1] दुन्याका[2] है मुझको, न दुन्यासे किनारा[3] है ।
न लेना है, न देना है, न हीला[4] है, न चारा[5] है ॥ १ ॥
न अपनेसे मुहब्बत[6] है, न नफरत[7] गैरसे[8] मुझको ।
सभीकों[9] जातेहक[10] देखूं, यही मेरा नजारा[11] है ॥ २ ॥
न शाही में[12] मैं शैदा[13] हूं, गदाइमें[14] न गम मुझको ।
जो मिल जावे सोई अच्छा, वही मेरा गुजारा[15] है ॥ ३ ॥
न कुफ्र[16] इस्लामसे फारिग[17] न मिल्लत[18] से गरज मुझको ।
न हिंदु [19]गिबर–मुस्लीम हूं सभीसें पंथ न्यारा है ॥ ४ ॥

આ કાવ્ય ઉપરથી તીર્થરામજીની અંતરૂસ્થિતિ જણાઇ આવે છે. ઉપરોક્ત કાવ્યના પ્રત્યેક શબ્દો તેમનો આંતરૂધ્વનિ છે–તેમનો આત્મા જ બોલી રહ્યો છે. એ કાવ્યમાંથી તેમનો અદ્વૈતભાવ અને વૈરાગ્ય બંને જણાઇ આવે છે. દ્વારકામઠાધીશ શંકરાચાર્યજી **શ્રીમદ્ રાજરાજેશ્વર તીર્થ મહારાજે** તેમને પૂર્ણ વૈરાગ્ય થતાં જ સન્યાસ્ત ગ્રહણ કરવાનો ઉપદેશ દીધો હતો. તેમનો વિવિદિષા* સન્યાસ તો પૂર્વેથી જ થયો હતો, એટલે હવે જે સન્યસ્ત ગ્રહણ કરવાનું હતું તે વિદ્વત્સન્યાસ હતું. તપોવનમાં એક વર્ષ એકાન્ત સેવન કર્યાથી તીર્થરામજીના હૃદયમાં પ્રજ્વલિત વૈરાગ્ય અને સ્વરૂપસ્થિતિ સિદ્ધ થઇ હતી એ આપણે પાછળ જોઇ ગયા છીએ. તેજ કારણથી ઇ. સ. ૧૯૦૧ ના પ્રારંભમાં ( શકે ૧૮૨૨ ના માર્ગશીર્ષ માસમાં ) તેમણે પોતાની અઠ્ઠાવિશ વર્ષની વયે ગંગામાતાના પવિત્ર અને રમ્ય કિનારે બેસી શિખા અને ઉપવીતનો ત્યાગ કર્યો અને "ઓમ્ ઓમ્" શબ્દનો એક સરખો જપ કરતા કરતાં ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં ! એ વિધિ

---

૧. જરૂર, પરવાહ. ૨. જગત્‌ની. ૩. ઉદાસિનતા, જૂદાઈ. ૪. બહાનું. ૫. હુચ્ચાઈ. ૬. પ્રેમ. ૭. તિરસ્કાર. ૮. વિરૂદ્ધપણું, શત્રુત્વ. ૯ સર્વને. ૧૦ સત્‌-સ્વરૂપ. ૧૧. દ્દષ્યસ્વરૂપ. ૧૨. બાદશાહી વૈભવ. ૧૩. આસક્ત–મોહિત. ૧૪. ફકીરી. ૧૫ રહેણી.૧૬. ફકીર. ૧૭. જૂદું. ૧૮. મતમતાન્તર. ૧૯. પારસી.

* સંપૂર્ણ વૈરાગી, જ્ઞાનસાધનાર્થ વિચારક, શિખાસૂત્ર કર્મ ત્યાગ કરનાર, આત્મચિંતન કરનાર, એવા ત્યાગવિલાસનું નામ વિવિદિષા સન્યાસ. એવી નિષ્ઠાથી વર્તનારને હંસ અને પરમહંસ કહેવામાં આવે છે.

કરતી વખત તેમને એટલો બધો આનંદ થયો હતો કે: તેઓ કેટલાક કલાક પર્યંત સમાધિ-સ્થિતિમાં બેસી રહ્યા હતા. એ સર્વ સુખદ-પ્રસંગ નિહાળવાનું સદ્‌ભાગ્ય તેમના પટ્ટશિષ્ય **નારાયણસ્વામી**ને પ્રાપ્ત થયું હતું. **તીર્થ**રામજીને સન્યસ્ત દીક્ષા લેવા માટે ઉપદેશ દેનાર આચાર્ય તીર્થ-સન્યાસી હતા માટે **તીર્થ**રામજીનું સન્યસ્તાશ્રમનું નામ "**રામતીર્થ**" પાડવામાં આવ્યું. **રામ "તીર્થ" એટલે "સત્ય" થયા.** એકાન્તનું સુખ કાંઇ ઓરજ હોય છે. સન્યસ્ત ગ્રહણ કર્યાં પછી રામતીર્થજી પુનઃ પાંચ છ મહિના એકાન્તમાં રહ્યા હતા.

## તીર્થાટન.

એ પછી તેમણે ઉત્તરાખંડ (**હિમાલય પ્રદેશ**) ની યાત્રા કરી. **રામતીર્થજી**એ પ્રથમ અંતરબોધ ગ્રહણ કરી પછી આગળ પગલું ભર્યું હતું. પ્રથમ સંપૂર્ણરૂપે જ્ઞાન પ્રાપ્ત કર્યું અને **આત્મા**રૂપી **સત્**વસ્તુનો સાક્ષાત્કાર કર્યો-તેની પ્રાપ્તિ કરી, તે પછીજ સન્યસ્ત ગ્રહણ કર્યું, અર્થાત્ સત્ વસ્તુ સમજી લીધા પછીજ અસત્ વસ્તુ-જગત્ પ્રપંચનો-માયાનો-ત્યાગ કર્યો, અને તે પછી તીર્થયાત્રા કરવાનો આરંભ કર્યો એ ધ્યાનમાં રાખવા જેવું છે. આત્મદેવની પ્રાપ્તિને માટે તેમણે એકાન્ત સેવન કર્યું. ગુલાબ-કલિકા વિકાસ પામે છે એટલે તેનો સુગંધ આસપાસ પ્રસરે છે અને તેનો સ્વાદ લેવા માટે ભ્રમર આદિ પ્રાણીઓ તેની પાસે દોડતા આવે છે તેજ પ્રમાણે **રામતીર્થ**જીની સ્થિતિ થઈ હતી. તેમની જ્ઞાનગંગામાં સ્નાન કરવા અને તેમની આત્મજ્યોતિનાં દર્શન કરવા અનેક ભાવિકભક્તો તેમની સમક્ષ આવવા લાગ્યા. એ જોઇ સ્વામિજીએ પોતાનો મુકામ ચાર પાંચ માઇલ દૂર ખસેડયો. ત્યાં પણ અનેક ભક્તો આવવા લાગ્યા તેથી **નારાયણ** સ્વામી અને **તુલારામ**ને સાથે લઇ તેમણે જમ્નોત્રી તરફ પ્રયાણ કર્યું. ત્યાં તેમણે કેટલાક દિવસ એક ગુફામાં અને કેટલાક દિવસ પર્ણકુ-ટીમાં નિવાસ કર્યો.

એ સ્થળે નિવાસ હતો તે સમયે જમ્નોત્રીના જમણી તરફ હિમા-ચ્છાદિત **સુમેરૂ** નામક પર્વત શિખર ઉપર તેઓ ચઢયા હતા. ત્યાંથી એક મહિના પછી તેઓ આઠ-નવ કોસ ઉપરના **બંદર-પૂછ** (વાનર-પુચ્છ) નામક તીર્થમાં ગયા. ત્યાંથી આગળ વધી **વામસરૂ**ના **હિમાલય** માર્ગે ગંગોત્રી આવ્યા. એ માર્ગ એટલો બધો વિકટ છે કે: બીજાં મનુષ્યોને ત્યાં જતાં દસ-બાર દિવસ લાગે પરંતુ **રામતીર્થજી** ફક્ત ત્રણ દિવસમાંજ ત્યાં જઈ શકયા હતા. આ સ્થળે એક મહિનો નિવાસ કર્યાં પછી **વૃદ્ધકેદાર** અને **ત્રિજુગીનારાયણ** થઇને **બડાકેદાર** અને **બદરીનારાયણ**ની તેમણે યાત્રા

કરી. આ પ્રમાણે છ મહિના પર્યંત તીર્થયાત્રા કરી ઇ. સ. ૧૯૦૧ ના ડિસેમ્બર મહિનામાં તેઓ અલમોરા (રામકૃષ્ણ મિશન કાર્યાલયનું મુખ્ય સ્થળ) માં આવ્યા. ત્યાં થોડો સમય નિવાસ કરી તેમણે મથુરાં તરફ પ્રયાણ કર્યું.

## મથુરામાં રામ.

"ભારત ધર્મ મહામંડલ" ના આશ્રય નીચે ભરાયલા ધર્મ-મહોત્સવના અધ્યક્ષસ્થાન ઉપર સ્વામી શિવગણાચાર્યજીએ * રામતાર્થજીની યોજના કરી હતી. એ સભાની વ્યાસપીઠ ઉપરથી સ્વામીજીએ જે ઉપદેશ કર્યો તેનાથી શ્રોતાજનો એટલા બધા ખુશી થયા હતા કે વ્યાખ્યાન લાબો વખત થવા છતાં શ્રોતા જનોને સંતોષ થયો નહોતો. લોકોની ભીડ એટલી બધી થઇ હતી કે અંતે સર્વેને યમુનાના કિનારાપર—ખુલ્લા મેદાનમાં જવાની ફરજ પડી હતા. તે સમયે શરદ્ ઋતુ હોવાથી કિનારા પરની રેતી ભીની હતી તથાપિ રામ ત્યાં જઈ ઉભા રહ્યા કે તેજ ક્ષણે શ્રોતાજનોનું મોટું ટોળું શ્રીકૃષ્ણની પાછળ ગોપિકાઓ હોય તેમ તેમની પાછળ જઈ પહોંચ્યું, અને તે રાત્રે કડકડતી થંડીમાં રામના મુખમાંથી નિઃસરતાં મુકતાફળ સાંભળવા બેઠાં. રામતીર્થજીની વાણી એટલી બધી પ્રેમરસ પૂર્ણ હતી કે; જેને તે વાણુ-ગંગાનું અમૃત પાન કરવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત થયું તે એટલા બધા આનંદિત થયા હતા કે જેથી તેમાંનું કોઈ પણ ત્યાંથી ઉઠવા ચ્હાતું નહિ! સત્યછે. સચ્ચિતાનંદનું સ્વરૂપ પ્રત્યક્ષ દ્રષ્ટિ સ્હામે ઉભું હોય તેને મૂકી કોણ દૂર જવા ચ્હાય વારૂં?

આ સ્થળેથીજ સુર્જનલાલ પાંડે નામક એક સજ્જન રામતીર્થજીને ૧૯૦૨ના ફેબ્રુઆરીમાં "સાધારણ ધર્મ સભા" માં ફેજાબાદ લઈ ગયા હતા.

---

* સ્વામી શિવગણાચાર્ય;—એ પૂર્વે ટપાલખાતામાં નોકર હતા. તેમના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થતાં જ તેમણે સન્યસ્ત ગ્રહણ કર્યું. પંજાબમાં વેદાન્ત ધર્મ પ્રસારાર્થે તેમણે "શાંતિઆશ્રમ" નામક ધર્મસંસ્થા સ્થાપી. ઇ. સ. ૧૯૦૦ માં લાહોરમાં તેમની સાથે સ્વામી રામતીર્થનો મેળાપ થયો. તેમનાજ વિચારથી અને સહાયતાથી તેમણે ધર્મમહોત્સવ નામક સંસ્થા સ્થાપી. તીર્થરામજીની સાથે તેઓ દેવપ્રયાગ પર્યંત ગયા હતા. ત્યાંથી તેઓ પાછા ફર્યા હતા ત્યાર પછી ઈ. સ. ૧૯૦૦ માં તેમણે મથુરામાં "શાંતિઆશ્રમ" સ્થાપ્યું. ૧૯૦૧ માં મથુરામાં એક મહાન્ ધર્મસભા ભરવામાં આવી હતી ત્યાં સ્વામી રામતીર્થે અધ્યક્ષ સ્થાન સ્વિકાર્યું હતું. સ્વામિજીની સાથેજ તેમણે કેટલાક દિવસ ધર્મ-પ્રવર્તનનુ કાર્ય પણ કર્યું હતું. તેઓ ઈ. સ. ૧૯૧૪ ના અરસામાં બ્રહ્મીભૂત થયા.

ત્યારપછી સ્વામિજીએ લખનૌ, આગ્રા, ઈત્યાદિ શહેરોમાં પ્રવાસ કરી સનાતન વૈદિક ધર્મનો લોકોને ઉપદેશ કર્યો. એ અરસામાંજ સ્વામિજીએ પોતાના શિષ્ય **નારાયણસ્વામીને** સન્યસ્ત દીક્ષા આપી સનાતન ધર્મનો ઉપદેશ કરવા માટે સિંધ પ્રાંતમાં મોકલ્યા અને તેમણે પુનઃ **ટિહરી**-સંસ્થાનના ઘોર જંગલમાં પ્રવેશ કર્યો.

એક સમયે **ટિહરી**ના **મહારાજા**ની સ્વારી ફરતાં ફરતાં જંગલ નજીક આવી પહોંચી. ત્યાં તેમને **રામ** હોવાની ખબર મળી, એટલે તુરતજ તેઓ **રામતીર્થજી**નાં દર્શન કરવા પધાર્યા. પૂર્ણત્વને પહોંચેલા, અહંબ્રહ્માસ્મિના અનુભવી, મહાનુભાવ સાધુના દર્શનથી સામાન્ય રીતે નાસ્તિક મનુષ્યના સંશય કેવા રીતે છિન્ન થાય છે તેનું આ બીજું દૃષ્ટાંત છે. **ટિહરી**ના મહારાજા હર્બર્ટ સ્પેન્સરના જેવા તત્વજ્ઞાનપૂર્ણ નિરીશ્વર વાદી બન્યા હતા, પરંતુ રામતીર્થજી સાથે સમાગમ થયા પછી તેમના સર્વ સંશયો દૂર થયા અને તેઓ સંપૂર્ણરૂપે આસ્તિક બન્યા હતા; એટલું જ નહિ પણ તેઓ રામના ભક્ત બની ગયા હતા.

## દિગ્વિજયને માટે પ્રવાસ.

રામતીર્થજીની યોગ્યતા એટલે સાક્ષાત્ **અહંબ્રહ્માસ્મિ**, રામતીર્થજીની પાત્રતા એટલે કેવળ સત્યસ્વરૂપ, આત્મસ્વરૂપ ! અર્થાત્ રામતીર્થજી પરબ્રહ્મરૂપ, આત્મસ્વરૂપ, સતસ્વરૂપ બની ગયા હતા. તેમણે સત્ અસતને જાણી લીધું હતું. તેમણે અસત્, નાશવંત વસ્તુઓનો ત્યાગ અને આત્મારૂપી સત્ વસ્તુનો જ સ્વીકાર કર્યો હતો. તેમણે **આત્મારૂપી** પુરૂષને જાણ્યો હતો. એવું તેમના આત્યાર પર્યંતના ચરિત્ર ઉપરથી જણાઈ આવે છે. એવા સ્વરૂપનો તેજસ્વી સૂર્ય પશ્ચિમ તરફ પ્રયાણ કરે તો ત્યાં અંધકાર રહે જ કેમ ? ત્યાંની સર્વ વિદ્યા અને વિદ્યાવિભૂષિત સર્વ પંડીતોની સ્થિતિ, **રામતીર્થજી** જેવા જ્ઞાન-રવી સમક્ષ ખદ્યોત જેવી થઇ જાય તેમાં આશ્ચર્ય શું ?

ઈ. સ. ૧૯૦૨ ના જુલાઈ મહિનાના વર્તમાનપત્રોમાં, અમેરિકાના ચિકાગો શહેરની પેઠે જ જાપાનના ટોકિયો શહેરમાં "સર્વધર્મ પરિષદ્" ભરાવાની હોવાનું પ્રસિદ્ધ થયું હતું. વિશ્વવંદ્ય **સ્વામી વિવેકાનંદજી** જેવા તેજસ્વી મહાપુરૂષે ચિકાગોમાં દર્શાવેલી કર્મવીરતાની સ્મૃતિ ભારતવાસીઓના અંતઃકરણમાં તાજી જ હતી. અમેરિકામાં વિવેકાનંદજી જેવા મહાત્માએ રોપેલા આર્યતત્વજ્ઞાનના ધર્મધ્વજને બળવાન-મજબુત-કરવાનો યોગ્ય સમય સ્વામી રામતીર્થજી જેવા અધિકારી પુરૂષને અનાયાસે પ્રાપ્ત થયો.

ટિહરીના મહારાજાએ એ સંધિનો લાભ લીધો. તેમણે પોતાના મનોરથ રામને નિવેદન કર્યા. રામતીર્થજીએ પણ તુરત જ તે કાર્ય પ્રત્યે સમ્મતિ દર્શાવી. થોમસ કુક કંપની મારફતે રામતીર્થજીને જાપાન મોકલવાની તેમણે વ્યવસ્થા કરી. સ્વામિજી પણ જાપાન જવા કલકત્તે વિદાય થયા. ત્યાં શ્રેષ્ઠી સીતારામજી નામક સુપ્રસિદ્ધ વ્યાપારીને ત્યાં મુકામ કર્યો.

## જાપાનમાં સ્વામિજી.

કલકત્તે પધાર્યા પછી ત્યાંના ભકતો, મિત્રો અને ઓળખીતા સજ્જનોના આગ્રહથી **સ્વામિજીએ નારાયણ** સ્વામીને પોતાની સાથે લીધા. ઇ. સ. ૧૯૦૩ ઑગસ્ટ મહિનાની ૨૮ મી તારીખે, ઓગણત્રિશ વર્ષની વયે **વૈદિક ધર્મમાં પારંગત થઇને અને બ્રહ્માનુભવમાં રંગાઇને, વૈદિક ધર્મના પ્રતિનિધિ તરીકે આધુનિક શાસ્ત્ર-જ્ઞાન પ્રકાશમાં-વૈદિકધર્મની ઉજ્વળતા જગતને દર્શાવી આપવા માટે અને જગતના આધ્યાત્મિક જ્ઞાનભંડારમાં અમૂલ્ય વૃદ્ધિ કરવાના મહત્કાર્ય માટે સ્વામી રામતીર્થજીએ "વંદેમાતરમ્"**ના ઉચ્ચાર-**પૂર્વક પ્રયાણ કર્યું.** જાપાનમાં પ્રવેશ કરવા માટે તેમને બે મહિના વિત્યા. માર્ગમાં જતાં પિનાંગ, હૉંગકૉંગ, શંઘાઇ, નાગાસાકી, યોકોહામા વગેરે સ્થળે તેમને થોડા થોડા સમય થોભવું પડયું હતું. તે તે સ્થળના સિંધિ વ્યાપારીઓએ-હોંગકોંગમાં આઠ દિવસ સ્વામિજીના દર્શન સમાગમનો લાભ લીધો. સ્વામિજીએ પણ એટલે દૂર જઇ વસતા આર્યબંધુઓને પ્રેમથી ધર્મામૃતનું પાન કરાવ્યું. શ્રોતાજનો ઉત્સાહપૂર્વક, ભક્તિપૂર્વક, સ્વામિજીની પાસે આવજા કરતા અને ધર્મામૃત પાન કરતા. જાપાન પહોંચ્યા પછી ધર્મપરિષદ્ ભરાવાના સમાચાર તદ્દન જૂઠા હતા એવું ટોકિયોમાં જ તેમને જણાયું. તેમ હોવાથી રામતીર્થજી જાપાનમાં થોડા દિવસજ રહ્યા. તો પણ તેટલા થોડા સમયમાં પણ તેમણે ઘણું મહત્વનું કામ કર્યું હતું.

## વેદાન્તની ઉજ્વલ પ્રતિમા.

રામતીર્થજી જાપાનમાં નિવાસ કરતા હતા તે સમયે તેમના વ્યાખ્યાનો અંગ્રેજીમાં થતાં હતાં. અંગ્રેજી ભાષા જાણનારા મનુષ્યો ત્યાં બહુ થોડા હતા પરંતુ **સ્વામિજીના** શબ્દો "જ્વાલામુખી પર્વતમાંથી નિકળતી જ્યોતિ સમાન જણાય છે અને વિદ્યુત્-રેખાઓની પેઠે અંતઃકરણ ઉપર મજબૂત છાપ પાડે છે" એવા ઉદ્દગાર અંગ્રેજી નહિં જાણનારા લોકોના મુખમાંથી નિકળ્યા! એક વર્તમાનપત્રકારે તેમને "**વેદાન્તના ઉત્સાહી આચાર્ય**" કહ્યા તેમ જ એક જાપાની ચિત્રકારે કહ્યું કેઃ "સ્વામીજીના ભાલપ્રદેશ ઉપર ચળકતું તેજ, અમારા પવિત્ર "ફુશિમા" પર્વતના

બરફાચ્છાદિત શિખરોના જેવું મનોવેધક જણાય છે અને તેમના મુખમાંથી વહન થતા સ્ફુર્તિદાયક શબ્દો જાણે **ચૈતન્યમય** હૃદય હોય એમજ જણાય છે.”

ટોકિયોના બાદશાહી વિશ્વવિદ્યાલયમાં “ **યશની ગુરૂકુંચી** ” એ વિષય પર **સ્વામિજી**નું ભાષણ થયું. એથી ત્યાંના વિદ્યાર્થી અને અધ્યાપક વર્ગ ઉપર તેનું પરિણામ અતિ વિલક્ષણ અને ઉત્તમ થયું. એ વિશ્વવિદ્યાલયના સંસ્કૃતભાષાના મૂખ્ય અધ્યાપક પંડિત ટાકાકાત્સૂએ સ્વામિજી સંબંધી કહ્યું છે કેઃ–“ સંસ્કૃતભાષાના અભ્યાસ માટે મ્હારો ઈંગ્લાંડમાં નિવાસ હતો તે સમયે પંડિત મોક્ષમુલરને ગૃહે કિંવા જર્મનીમાં કેટલેક સ્થાને હિંદુસ્થાનના મ્હોટા મ્હોટા પંડિતોના કિંવા સાધુઓના સમાગમનો લાભ મ્હને થયો છે પરંતુ સ્વામી રામતીર્થ જેવો સત્પુરૂષ આજ પર્યંત મ્હને મળ્યો નથી. ટુંકમાં કહું તો **સ્વામિજી વેદાન્તની ઉજ્વલ પ્રતિમાજ છે.** ”

**જાપાનના બૌદ્ધ** વિદ્વાનો અને **ચિકાગોની** ધર્મપરિષદ્‌ના **બૌદ્ધ**-ધર્મના પ્રતિનિધિ કિન્ઝાહિરાઇને **ચીની** અને **જાપાની** ધર્મગ્રન્થમાં વર્ણન કર્યા પ્રમાણે **સ્વામી રામતીર્થ** બુદ્ધકાલિન મહાત્માના જેવાજ જણાયા. તેઓ તો રામતીર્થજીને “ **કેવલ જ્ઞાનીરામ** ” નામક ગૌરવ પૂર્ણ વિશેષણ આપી બોલાવતા.

## પૂરણનો સમાગમ.

**સ્વામી** રામતીર્થજી જાપાન ગયા તે સમયે અનેક ભારતીય તરૂણો કલા અને શાસ્ત્રનો અભ્યાસ કરવા ત્યાં વસતા હતા. સ્વામિજીના આગમન સમાચાર સાંભળ્યા કે તુરત જ તેમણે તેમનું ઉત્તમ પ્રકારે સ્વાગત કર્યું. એ વિદ્યાર્થીઓમાં પૂરણ નામક એક ઉત્સાહી શિખ વિદ્યાર્થી હતો. તેણે જાપાનમાં રહેતા હિંદી તરૂણ વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપવા અને મદદ કરવાની ઇચ્છાથી થોડા દિવસ ઉપર જ “ હિંદુ–જાપાની મંડળ ” ની સ્થાપના કરી હતી. તેના સેક્રેટરીનું કામ તે જ કરતો હતો. રામતીર્થજીનાં વ્યાખ્યાનો સાંભળી તેના મન ઉપર પરિણામ એ થયું કેઃ–પરોપકારી કાર્ય માટે પોતાનું શરીર ઉપયોગી થઈ પડે એ ઉદ્દેશથી તેણે સન્યસ્ત ગ્રહણ કર્યું અને વેદાન્તનો ઉપદેશ કરતો જાપાનને ગામડે ગામડે ફરવા લાગ્યો. વળી તેણે “ ચમકતો ઉષઃકાલ ” નામક માસિક પત્ર પણ શરૂ કર્યું. એમાં પ્રથમ સ્વામી રામતીર્થજી ઘણું લખતા, પરંતુ સ્વામિજી હિંદુસ્થાન પધાર્યા પછી પૂરણે પુનઃ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો, તેમ છતાં હજી પણ તે સ્વામિજીના ચુસ્ત ભક્ત છે. *

---

* આ ગૃહસ્થ હજી જીવિત છે. એમણે “ In the woods of god Realization નામક પુસ્તકના ભાગ ૪ થાની પ્રસ્તાવનામાં લખેલું “ રામચરિત્ર સમીક્ષણ ” વિભાગ સુપ્રસિદ્ધ છે.

આ અરસામાંજ પ્રો. છત્રેની સુપ્રસિદ્ધ સર્કસ મંડળી જાપાનમા હતી. તેના માલિક વિષ્ણુપંત છત્રે રામતીર્થજીના આનંદી મુખચંદ્રથી અને ઉપદેશામૃતથી એટલા બધા મોહ પામ્યા હતા કે તેમણે સ્વામિજીને પોતાની સાથે અમેરિકા લઇ જવા પ્રાર્થના કરી અને સ્વામિજીએ પણ ભક્તને આધિન ભગવાન એ સૂત્ર પ્રમાણે તેમની સાથે અમેરિકા ગમન કર્યું.

## અમેરિકા પ્રવેશ.

**સ્વામી રામતીર્થજી અમેરિકા** શા માટે પધાર્યા? ત્યાં તેમને કાંઇ કર્તવ્ય કરવાનું હતું? વગેરે પ્રશ્નો માનવ મનમાં ઉદય પામે એ સ્વાભાવિક છે, પરંતુ રામતીર્થજી કોઇપણ વિશિષ્ટ ઉદ્દેશ્ય ધારણ કરી ત્યાં ગયા ન હતા. તેમને ઇશ્વિરી-સંકેત પ્રમાણે જગત્ ઉદ્ધારનું કાર્ય કરવા માટે ત્યાં જવાની બુદ્ધિ સુઝી એજ ઉપરોક્ત પ્રશ્નનો યોગ્ય ઉત્તર જણાય છે. અર્થાત્ અમેરિકામાં એવા મહાત્માને જવાની આવશ્યકતા જ હતી એમ કહેવું પડશે; કારણ કે અમેરિકાને પ્રાપ્ત થયેલા વૈભવ અને શ્રીમંતાઇનો પ્રારંભ આ સમયે જ અર્થાત્ વિસમી સદીના પ્રારંભમાં જ થયો હતો. જડવિજ્ઞાનની પ્રયોગશાળામાં બેસી નાના પ્રકારના એહિક ઐશ્વર્યવર્ધક પ્રયોગ કરી જોવામાં તે ગુલતાન હતું. ત્યાં ધાર્મિક પ્રવૃત્તિ તદ્દન નષ્ટ થઇ અધાર્મિકપણું અને બહિર્મુખતા વૃદ્ધિ પામતી જતી હતી. લક્ષ્મીની ઉપાસનામાં જ સર્વ પ્રજાજનો ગરક થઇ ગયા હતા તેથી "ઇશ્વર છે" એવી ભાવના તદ્દન મંદ પડી ગઇ હતી. પુનર્જન્મ અને આત્માનું અમરત્વ, એ કેવળ કાલ્પનિક ગપાટા છે, એમાં બિલ્કુલ સત્ય નથી, એવું સર્વ પ્રજાજનોના સમજવામાં હતું તેથી "વેદાન્ત ઉર્ફે આત્માના રસાયન-શાસ્ત્ર" જેવું એકાદ પ્રયોગ કરવા જેવું અને અનુભવ પ્રમાણ શાસ્ત્ર હશે એવી કલ્પનાએ ત્યાંની પ્રજાના મનમાં સ્પર્શ કર્યો ન હતો! જ્યાં જડ-વાદનો વિસ્તાર થયો, શરીર એજ સર્વસ્વ અને તેને સુખમાં રાખવા માટે જ બનતા સર્વ યત્નો કરવા, એજ વિચાર જ્યાં પ્રસરી રહ્યા હતા ત્યાં આત્મચૈતન્ય અને ઇશ્વિરને ઓળખે કોણ? અમેરિકાની એવી સ્થિતિને સમયે વિશ્વબંધુ સ્વામી વિવેકાનંદજી મહારાજે વેદાન્તના કેટલાંક ભાષણો કરી અમેરિકા પ્રજાને જડવાદમાંથી દૂર કરવાનો યત્ન કર્યો. એ યત્નનું પરિણામ ઘણું જ સારૂં આવ્યું. સ્વામી વિવેકાનંદજીનાં જેમ જેમ ભાષણો થયાં તેમ તેમ અમેરિકાની જૂદી જૂદી પ્રજા **વેદાન્તધર્મ-આત્મધર્મ-ઇશ્વરધર્મ**-સમજવા પામી. તેમનામાંથી જડવાદ આછો થયો અને ઇશ્વર તેમ જ આત્માનું અસ્તિત્વ તેમને સમજાવા લાગ્યું. મોહનિદ્રામાં પડેલી અમેરિકન પ્રજાને વિવેકાનંદજીએ હાથ પકડી જાગૃત કરી.

તેમનું આળસ દૂર કર્યું. તેમનામાં ચૈતન્ય રેડયું. તેમને જ્ઞાનામૃતપાન કરાવી જાગ્રત કર્યા કેઃ જગતમાં કેવળ શરીર એજ સર્વસ્વ નહિ પણ આત્મા અને ઇશ્વર, પરલોક અને પુનઃર્જન્મ, એ ઉત્તમ વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ જ જીવનનું સાર્થકયછે એમ તેમને સમજાવી આપ્યું. બુદ્ધિમાન, વિલક્ષણ, ગુણ-ગ્રાહી અમેરિકનો જાગૃત થઇ ગયા. **વિવેકાનંદજી** વિતરિત જ્ઞાનામૃત રસભેર ઝીલવા લાગ્યા, અંતઃકરણમાં ઉતારવા લાગ્યા. તેમની એ પિપાસા ધીમે ધીમે શાંત થઇ. અનેક અમેરિકનોએ "વેદાન્ત જ્ઞાન" પ્રાપ્ત કરી **આર્યધર્મ**ની દીક્ષા લીધી. તેમણે અમેરિકામાં શિવાલય સ્થાપ્યું અને અનેક અમેરિકનોએ પોતાનાં અમેરિકન નામ બદલી **શિવાનંદ, ભૂમાનંદ,** આત્માનંદ, **બ્રહ્માનંદ,** **એવાં** નામ ધારણ કર્યા! પ્રખર વિદ્વાન, યોગેશ્વર મહાત્મા **વિવેકાનંદજીનો** **એ** પ્રયાસ **અતિ** સુફળ થયો કેટલાંક વર્ષો ત્યાં કામ કર્યા પછી ત્યાં એક મઠની અને વેદાન્ત સોસાયટીની સ્થાપના કરી પોતાના ગુરૂભાઇ પૂજ્યપાદ સ્વામી **અભેદાનંદજી**, પૂજ્ય સ્વામી પ્રેમાનંદજી અને પૂજ્ય સ્વામી બ્રહ્માનંદજી વગેરે સન્યાસીઓને ત્યા ધર્મ પ્રચારનુ કાર્ય સોંપી પોતે હિંદ પધાર્યા. અતિ પરિશ્રમને લીધે તેમનું શરીર શિથિલ થઇ ગયું, શક્તિ ઉડી ગઇ. પરિણામે તેમને પંચભૂતાત્મક દેહ છોડી દેવો પડયો. હજી **વિવેકાનંદજીના** ગુરૂ બંધુઓ અમેરિકામાં ધર્મ પ્રચાર ખુબ જોરથી કરી રહ્યા છે, પંરતુ એટલા મ્હોટાં વિશાળ પ્રદેશમાં સ્વામી **વિવેકાનંદજી** એકલા કેટલું કરે વારૂ? અમેરિકાના કેટલાક પ્રદેશમાં તેમનું અપૂર્ણ મહદ્ કાર્ય પૂર્ણ કરીને ભારત ભૂમિનું સ્વાભાવિક પ્રાપ્ત કર્તવ્ય કર્મ- સ્વામી **રામતીર્થ** દ્વારા પૂર્ણ કરાવવાનું વિધિએ આલેખ્યું હતું તે તેમણે નિર્દોષ અને આશ્ચર્યકારક રીતિએ કર્યું. કિં બહુના વેદાન્ત અને ભૌતિક શાસ્ત્રોની મર્યાદા નિશ્ચિત કરી અને વિશમી સદીની સાંસ્કૃતિક સ્થિત્યંતરની પ્રવર્તપ્રાય લહરીઓ દૂર કરી દેવાનું અ-લૌકિક કાર્ય તેમણે કર્યું! આવું મહાન્ અસાધ્ય કાર્ય કરનાર મહાત્મા કેવા મહાન્ ઓજસ્વી-તેજસ્વી હશે તેની કલ્પના થવા સાથે તેઓ સાચા જગદ્ઉદ્ધારક મહાત્માજ હતા એવી સર્વની ખાત્રી થશે.

સ્વામી **રામતીર્થ**જીના અમેરિકા-પ્રવેશનો થોડો વ્યાપક દૃષ્ટિએ વિશેષ વિચાર કરવો ઉચિત છે.

ઓગણીસમી સદીમાં ભૌતિક-શાસ્ત્રનો અતિશય ઉદય થયો અને તેની સ્થળે સ્થળે પ્રગતિ થઇ. પશ્ચિમનું સર્વ જગત્ તેનાથી પૂર્ણ થઇ ગયું. ગયા શતકના છેલ્લા વર્ષમાં અને વીસમી સદીના પ્રારંભથી તે પ્રગતિ-દ્વારા જન્મ પામેલી સંસ્કૃતિનું તોફાન એટલું બધું થયું કે તેને વિચરણ કરવાને ત્યાંનું જગત્ અપૂર્ણ જણાયું તેથી અંતે પૂર્વ દિશાના જગતમાં

તેણે પોતાની ધામધૂમ શરૂ કરી. તેને પણ તેણે ગળી જવાનો ઝપાટાબંધ આરંભ કર્યો. આ પ્રમાણે પૌર્વાત્યોના પૌર્વાત્યપણાને ખગ્રાસ ગ્રહણ લાગવાની શરૂવાત થઇ. એ સંસ્કૃતિ એટલે નિખાલસ માયા એવું જે આજે અનેક મનુષ્યોના સમજવામાં આવે છે તેવું તે સમયે ઘણાં થોડા મનુષ્યોને જણાયું હતું. એ માયાનો, એ સંસ્કૃતિનો સર્વ આધાર ભૌતિક અર્થાત્ પંચમહાભૂતના સામર્થ્ય ઉપર છે. એ સંસ્કૃતિએ પંચમહાભૂત ઉપર વિજય પ્રાપ્ત કર્યો નહિં હોવાથી તેના અસાધારણ સામર્થ્ય વડે આગગાડી, તાર યંત્રો વિગેરે વિવિધ પ્રકારે તેનો ઉપયોગ કરવો, તેમાંજ લીન થઇ જવું, અને એ પ્રકારે ભૌતિક ભાવના અને ભૌતિક અહંકારની વૃદ્ધિ કરવી એજ જીવાત્માની ઇતિ કર્તવ્યતા છે; એ કાર્ય તે સંસ્કૃતિએ કર્યું! "પંચમહાભૂત ઉપર નવીન સ્વરૂપનો વિજય" એવું સુમધુર અને મોહક નામ અપાયું અને તેનુંજ સર્વત્ર બજાર ભરાયું! એ માયાનું બજાર જોઈ પૂર્વનાં પુષ્કળ રાષ્ટ્ર ભૂલાવામાં પડ્યાં એ આશ્ચર્ય નહિં પણ પૌર્વાત્યોનું અંતઃકરણ તે અધ્યાત્મની ખાણ, એમ કહી ભારતવર્ષને પણ તેણે ભૂલાવામાં નાંખ્યાં! એનુંજ નામ માયા! ધન્ય પશ્ચિમની માયા! ત્હને અનેક નમસ્કાર! વેદાન્ત કહે છે કેઃ! "માયા માર ખવડાવે." એ સૂત્ર પશ્ચિમની માયા–લીલાથી મોહ પામનાર ભારતવર્ષને સત્ય નિવડ્યું! ભારતવર્ષે એ માયાથી ખૂબ માર ખાધો! પારકું તે સારૂં માનનાર ભારતીય પ્રજાને ખાત્રી થઈ કેઃ પારકું તે સારૂં નહિં પણ પોતાનું તેજ સારૂં. માયાથીજ મનુષ્યનો નાશ છે એ અસત્ય નથી!

એ માયા ચઢાઇ કરે છે એમ જણાતાંજ ભારતવર્ષનો " આત્મા " આળસ મરડી જાગૃત થયો. તેણે એ માયાને પોતાનો પ્રકાશ, પોતાનો પ્રભાવ **શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદજી** આદિ દ્વારાએ દર્શાવવાની શરૂવાત કરી, પરંતુ એ શરૂવાત, ભારત વર્ષના દિવ્ય પ્રભાવનો એ ઉપક્રમ, એસિયાના, અંતઃકરણમાંની તેજોરાશીનો ઉદય જગત્‌ના અધ્યાત્મ કેન્દ્રના આકર્ષણનો ઉપક્રમ, માત્ર સ્વસંરક્ષણના સંકુચિત સ્વરૂપનોજ નહિં પણ જગત્ રૂપી વિરાટ દેહ ઉપર પડેલા માયા–પડને અને તેની મોહીનીને તોડી નાંખવા જેના વ્યાપક સ્વરૂપનો હતો એમ કહેવું પડશે. કારણકે **ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ, પૂજ્ય સ્વામી વિવેકાનંદજી, પૂજ્ય સ્વામી રામતીર્થજી** આદિ મહાત્માઓ વ્યક્તિ વિષયક અથવા રાષ્ટ્ર વિષયક સંકુચિત ભાવનાની પેલે પાર હોવાથી **"अहंब्रह्माऽस्मि"** ના ઉત્તંગ શિખર ઉપરથી **आत्मवत् सर्व भूतेषु** જેવી દૃષ્ટિએ અખિલ માનવ જાતિ તરફ દૃષ્ટિપાત કરતા હતા. વળી પાશ્ચાત્ય સંસ્કૃતિએ પોતાના જે મોહિની સ્વરૂપથી જગત્ ભૂલાવામાં

નાંખી તેનું અધઃપતન કર્યું હતું અને હજી પણ કરે છે, તેની મોહ–જાળમાંથી પૂર્વની અને તેની સાથે જ પશ્ચિમની સમાજને મુક્ત કરવાનું વેદાન્ત, બૌધધર્મ, થિયોસોફી, બાહૈપંથ× અને ઇતર સંપ્રદાયો દ્વારા તેમના આચાર્યોએ જે પ્રયત્નો શરૂ કર્યા અને હજી શરૂ છે તે સર્વનો ઇતિહાસ જોતાં વેદાન્ત રૂપી જ્ઞાન ગંગાનું કાર્ય, તેની વ્યાપકતા, સમ્પર્કતા, ગાંભીર્ય ઇત્યાદિ અસામાન્ય ગુણ સમુચ્ચયને લીધે વિશેષ ફળદાયક છે એ નિઃપક્ષપાત બુદ્ધિના મનુષ્યો સહજે સમજી શકે એમ છે. એટલું તો સત્ય છે કેઃ જગત્ ઉપર પ્રસરેલું **માયા પટલ હજી** તદ્દન દૂર સરી ગયું નથી. આપણા ઉપર માયા પટલ છે એટલુંજ આજે આપણને જણાવા લાગ્યુ છે. એ **दुरत्यया माया** સહજે દૂર થાય એમ નથી. તેને માટે અનેક વર્ષોની આવશ્યક્તા છે. **વેદાન્તની છાપ સર્વ જગત્ ઉપર પડવી જોઇએ—સત્યની ધ્વજા સર્વત્ર ફરકવીજ જોઇએ!** એ **સ્વામી રામ**તીર્થજીની અમોઘ વાણીની સત્યતા હૃદયમાં ઠસાવા માટે કેટલોએ સમય વ્યતીત થશે અને "વૈભવ સૂર્ય પશ્ચિમ તરફ જાય છે ત્યાંથી સત્વર પૂર્વ તરફ ઉદય પામી ભારત વર્ષ ઉપર પ્રકાશિત થઇ રહેશે." એ તેમનાજ ઉદ્દગાર ઉપરથી સમજવા જેવું છે. સારાંશઃ **વેદાતજ્ઞાન એજ સત્યજ્ઞાન છે.** એ જ્ઞાન પાશ્ચાત્ય સંસ્કૃતિ રૂપી માયાના ઉદરમાં–અમેરિકા જેવા રાષ્ટ્રમાં–ઉત્પન્ન કરી તે માયાનેજ રોગ મુક્ત કરવા માટે, માયાને લાગનાર ખગ્રાસ ગ્રહણનો "વેધ" દૂર કરવા માટેજ, ઈશ્વરી યોજનાથીજ **રામતીર્થજી** ત્યાં પધાર્યા હતા. એમ કહેવું પડશે અને તે તેમના ઉદ્દગારથી પણ સાબિત થાય છે:—

---

× બાહૈપથઃ- શિરાઝ (ઈરાન)ના એક મુસલમાન વ્યાપારીના "બાબ" નામક પુત્રે ઈ. સ. ૧૮૪૪માં "જગત્‌ના સર્વ મનુષ્યોમાં બન્ધુત્વનો સંબંધ છે" એવા મતનો પ્રચાર કરવાની શરૂવાત કરી. પાંચ છ વર્ષમાં તેને દેહાંત દંડની શીક્ષા મળી પરંતુ ઈશ્વરની પ્રેરણાથી "મીર્ઝાહુસેનઅલી" નામક મનુષ્યે તેની ગાદી ચાલુ રાખી તે સમયથી તે પંથ "બાહા–ઓ — અલ્લા" (ઈશ્વરનું-ઐશ્વર્ય) નામથી ઓળખાયો. મીર્ઝાને પણ ૪૦ વર્ષ હદ્દપાર અને કારાગૃહવાસની શીક્ષા થઈ. તેની પછી તેનો પુત્ર "અબદુલ બાહા અબ્બાસ" ગાદી પર બેઠો. એને પણ કેદખાનું અને કષ્ટ સહન કરવું પડયું તે હમણાંજ ૧૯૨૧ના નવેબરમાં મરણ પામ્યો. એ અનુભવી આત્મજ્ઞાની હતો એવી તેની ખ્યાતી છે. એના અનેક અનુયાયી ભકતો—હિંદુસ્થાન, ઈરાન, અમેરિકા ઈત્યાદિ દેશમાં છે. ગયા મહાયુદ્ધ પૂર્વે કેટલાંક વર્ષ અગાઉ "**ભવિષ્યમાં મહાન યુદ્ધ થશે**" એવું તે મહાત્માએ કહ્યું હતુ. એમના પ્રયત્નથી **રાષ્ટ્રસંઘ** જેવી શાંતિ પ્રવર્તક સંસ્થાનો જન્મ થયો હતો એમ કહેવાય છે. એ તે પંથનો ત્રીજો આચાર્ય હતો. "સાર્વત્રિક શાંતતા અને બન્ધુ ભાવ" એજ એ પંથનો મુખ્ય ઉદ્દેશ્ય છે.

"તમારાં પ્રત્યેક કૃત્યમાં અને હિલચાલમાં ઇશ્વરત્વ વ્યાપી રહ્યું છે. જર્મની, ઇંગ્લેંડ, અમેરિકા, હિંદુસ્થાન, તેમજ ઇતર સર્વ દેશોને જાગ્રત કરી સ્વતંત્ર બનાવવાં એજ મ્હારૂં કર્તવ્ય છે......સ્વપ્નમાં ભટકનાર મનુષ્યો! મ્હારા તતુડાનો અવાજ તમારા કાન સુધી પ્હોંચ્યો નથી કે? હિમાલય જેવા મહાન્ પર્વતને હચમચાવી નાખનાર મેઘગર્જના તમારા કાન સુધી આવી અથડાઇ નથી કે? રામની તમારામાં રહેલા પરમાત્માને એજ આજ્ઞા છે. રામની આજ્ઞા ઉલ્લંઘન થાય એમ નથી."

વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનંદજીની ભવ્ય મૂર્તિ, તેમનો તેજસ્વી ચ્હેરો અને તેમણે બતાવેલું કર્તવ્ય કર્મ, એ સર્વનું સ્મરણ અમેરિકન લોકોના હૃદયમાં તાજુંજ હતું તેથી હિંદુ લોકો જેને "સાધુ" કહે છે તે એ તરફના સાધુઓ (પાદરીઓ) કરતાં તદન જૂદા પ્રકારના હોય છે. વિશેષતઃ હિન્દુસ્થાનના સાધુ પુરૂષો ખરેખર અસામાન્ય હોય છે એવો અનુભવ-જન્ય વિશ્વાસ તે લોકોમાં વિવેકાનંદજીએ ઠસાવી દીધેલો હોવાથી હિંદુસ્થાનના સાધુ સંબંધી તેમના મનમાં આદરભાવને સ્થાન મળ્યું હતું. એવે સમયે સ્વામી રામતીર્થજીના અમેરિકા ગમનથી હિંદુ સાધુ પ્રત્યેનો તેમનો આદર-ભાવ વૃદ્ધિ પામ્યો. એટલુંજ નહિં પણ હિંદુસ્થાન સંબંધી તેમના અંતઃકરણમાં સહાનુભૂતિ ઉત્પન્ન થઈ. હિંદુધર્મ પ્રત્યે, સનાતન વૈદિક ધર્મ પ્રત્યે તેમનો આદર-ભાવ વૃદ્ધિ પામતો ગયો અને હિંદુસ્થાનના સાધુઓ ખરેખર અદ્વિતીય સત્ પુરૂષ હોય છે એવી અમેરિકન લોકોના મનની ખાત્રી થઇ.

સ્વામી રામતીર્થજી કોઈ પણ ઉદ્દેશ્ય ધારણ કરી અમેરિકા ગયા ન હતા, તેમજ તે દેશમાં તેમની ઓળખાણ ન હતી. વળી ત્યાં તેમનો કોઇ મિત્ર પણ ન હતો, પરંતુ સ્વામિજી જેવા પ્રેમની મૂર્તિ, આનંદની સાક્ષાત્ મૂર્તિને માટે પ્રાણી માત્ર-જીવમાત્ર-તેમના મિત્રજ હતા. કારણ કેઃ રામતીર્થજીએ સર્વ જીવોની નજીક હોવાનો અનુભવ-આત્માનો સાક્ષાત્કાર-કરેલો હતો. એનું દૃષ્ટાંત સ્વામિજીએ અમેરિકામાં પગ મૂકયો તે પહેલાથીજ તેમને જણાઈ આવ્યું હતું. સ્વામિજી જે આગબોટમાં બેઠા હતા તે સાનફ્રાન્સિસકો (અમેરિકાના પશ્ચિમ કિનારા ઉપરનું એક મોટું બંદર છે ત્યાં) થોભવાની હતી. તે કિનારે આવી કે તુરતજ સર્વ ઉતારૂઓમાં એકદમ હિલચાલ શરૂ થઈ. પ્રત્યેક પ્રવાસી પોતાનો સરસામાન સંભાળવા લાગ્યા. પ્રત્યેક પ્રવાસી પોતાના સગાં વહાલાથી ઉભરાઇ જતા કિનારા તરફ જોઈ રહ્યા હતા, પરંતુ સ્વામિજી પોતાની જગ્યા ઉપરથી જરા પણ દૂર ગયા વગર તદ્દન શાંત અને ચિંતારહિત બેસી રહ્યા હતા. તેમનાં ભગવાં

વસ્ત્ર ધારણ કરેલી, તેજઃ પુંજ, આનંદી, શાંત, ગંભીર અને ચિંતારહિત મુખમુદ્રા જોઈ માત્ર કુતૂહળને ખાતરજ એક અમેરિકન સદ્‌ગૃહસ્થ તેમની સમક્ષ ગયો. ત્યાં બન્ને વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ.

ગૃહસ્થ : આપનો સરસામાન ક્યાં છે?

સ્વામીજી : મ્હારાથી ઉંચકી શકાય એટલોજ સરસામાન **રામ** સાથે જ રાખે છે.

ગૃહસ્થ : આપની પાસે કાંઈ દ્રવ્ય છે કે?

સ્વામીજી : ના. **રામ** દ્રવ્યને સ્પર્શ કરતો નથી.

ગૃહસ્થ : આપ અત્રેજ ઉતરવાના હશો?

સ્વામીજી : હા.

ગૃહસ્થ : ત્યારે આપને સહાયતા કરનાર મિત્રો અત્રે હશેજ?

સ્વામીજી : હા.

ગૃહસ્થ : તે કોણ છે વારૂ?

સ્વામીજી : (ગૃહસ્થને ખભે સ્પર્શ કરીને) તમેજ!

સ્વામીજીના તે શબ્દોનું તે ગૃહસ્થના મન ઉપર એવું કંઇક વિલક્ષણ પરિણામ થયું કેઃ સ્વામીજીએ અમેરિકામાં નિવાસ કર્યો ત્યાં સુધી તેમની બરદાસ્ત રાખવાનું કામ એજ ગૃહસ્થે કર્યું હતું. અહા! કેવો અદ્વૈતભાવ! કેવો આત્મ સાક્ષાત્કાર! એકજ આત્મા સર્વમાં વ્યાપક છે તેનું કેવું અપૂર્વ દ્રષ્ટાંત! સર્વમાં રામ હોવાનું કેવું અલૌકિક ઉદાહરણ? સર્વાત્મભાવ હૃદયમાં વ્યાપ્યા સિવાય આવા હૃદય-સ્પર્શી ઉદ્‌ગાર કેમ નિકળે? ધન્ય **આત્મદેવતા!**

સાન્ફ્રાન્સિસ્કોથી **સિયાટલવૉશ** પર્યંત સ્વામિજીનો પ્રવાસ પ્રો. છત્રે દ્વારા થયો, પરંતુ થોડા પ્રદેશમાં—થોડા સમયમાં સ્વામિજીનો પરિચય થતાંજ તેમણે અમેરિકન લોકોનાં મન એટલાં બધાં આકર્ષી લીધાં કેઃ તેમને સ્વામિજી "પોતાના"જ જણાવા લાગ્યા અને તે સમયથીજ સ્વામીજીના અમેરિકાના ભાવી પ્રવાસની અને લોકસમાગમની સર્વ વ્યવસ્થા પેલા અમેરિકન ગૃહસ્થેજ કરી. તે ઉદાર ગૃહસ્થનું નામ ડૉ. આલ્બર્ટ હિલર હતું. ધન્ય એની સાધુસેવા!

## અમેરિકાની રહેણી.

**સ્વામીજી** જન્મથીજ સન્યાસી હતા એમ કહીએ તો ચાલે, તેમાં વળી આ સમયે તેઓ લૌકિક દ્રષ્ટિએ સન્યાસી થયા હતા તેથી તેમની રહેણી તે આશ્રમધર્મને અનુરૂપજ હોય એજ યોગ્ય અને ઇષ્ટ હતું. અયાચિત વૃત્તિની રહેણી એ સન્યાસીનો ધર્મ સ્વામીજીને જન્મથીજ પ્રાપ્ત થયેલો હતો. તે સિવાય "અમે કોઇનું નથી ખાતા રે! છે રામ

અમારો દાતા." રામદાસ સ્વામીની એ ઉક્તિનો અનુભવ તેમને થઈ ચૂક્યો હતો, એટલુંજ નહિં પણ તેમણે વાનપ્રસ્થાશ્રમમાં પોતાની સાથેના ભક્તોને પણ એવોજ અનુભવ કરાવ્યો હતો તેનું સ્મરણ વાંચકોને હશેજ. એમ હોવાથીજ અમેરિકામાં એક ગૃહસ્થને ઉત્તર દેતાં સ્વામીજીએ કહ્યું હતું કે: "**હું પરમેશ્વર સાથે એકતાન થઈ જાઉં છું. ક્ષુધા સમયે અન્ન આપનાર અને તૃષા સમયે જળ આપનાર આ જગત્‌માં કોઈ એક પણ છે એવી મ્હને પૂર્ણ શ્રદ્ધા છે.** અન્ન અને જળ સિવાય મ્હને બીજી કોઇ પણ વસ્તુની આવશ્યક્તા જણાતી નથી તેથી મ્હને બીજા કશાની અડચણ પડતી નથી."

સ્વામીજીએ અઢી વર્ષ પર્યંત અમેરિકામાં નિવાસ કર્યો હતો, તથાપિ વ્યાખ્યાનોનો સમય બાદ કરતાં જે સમય રહેતો તે તેઓ કેલિફોર્નિયાના જંગલમાં આત્માનંદમાંજ ગાળતા. સ્વામિજી જેવા વિદ્વાન્ અને આત્માનુભાવી સન્યાસી પોતાના આનંદ-વિલાસી રાજમહેલોમાં આવી નિવાસ કરે એવી ત્યાંના કેટલાક શ્રીમંતોની ઇચ્છા હતી, પરંતુ સ્વામિજી સન્યાસી હતા. તેમણે આત્માનંદનો અનુભવ મેળવ્યો હતો. "તેમણે બાહ્ય દ્રશ્યો પ્રત્યેથી દૃષ્ટિમોહ દૂર કર્યો હતો. તેમણે માયાને અને તેના નાના પ્રકારના ઢંગને ઓળખી લઇ તેની પેલે પાર જઇ આસન માંડયું હતું."+ વળી તેઓ જીવનમૃત દશામાં હતા એટલે વિષયો રૂપી તૃષ્ણાને તેમણે મારી નાંખી હતી તેથી જે ભ્રમાત્મક આનંદનો આસ્વાદ લેવા માટે અમેરિકન શ્રીમંતો સ્વામિજીને પ્રાર્થના કરતા હતા તે તરફ જરા પણ દ્રષ્ટિપાત કરવાની તેમણે ના પાડી હતી. * સ્વામીજીએ સર્વની વિનતિ નહિં સ્વીકારતાં એક ટેકરી ઉપર પોતાનું આસન જમાવ્યું હતું. ત્યાંની તેમની રહેણીનું એક અમેરિકન ગૃહસ્થે વિવેચન કર્યું છે. તેમાં તે લખે છે કે: જે ટેકરી પર સ્વામીજી રહે છે તે ઉચ્ચ છે, તેની આસપાસ લીલીછમ ઘીચ ઝાડીની

---

+ **मारके फेकूं मैं इस पर दो जहांका मालो जार। (राम.)**
(આત્માનંદ ઉપરથી હું બે જગતની ધન દોલત ઓવારી ફેંકી દઉં છું.)

* સ્વામી વિવેકાનંદજી જ્યારે અમેરિકામાં વિચરતા હતા તે સમયે તેમને પણ અનેક શ્રીમંત અમેરિકનો પોતાના રાજમહેલોમાં રહી વિવિધ પ્રકારના ભોગવિલાસનો ઉપભોગ કરવા પ્રાર્થના કરતા એટલુંજ નહિ પણ એક અમેરિકન શ્રીમંત સુંદર યુવતીએ તો પોતાની સર્વ લક્ષ્મી સહિત સ્વામિજીની સેવામાં સ્વદેહ અર્પણ કરવા પ્રાર્થના કરી હતી, પરંતુ ભારતવર્ષના તે લાડીલા ધર્મ-પુત્રે વિલાસ વૈભવને તિલાંજલી આપી હતી તેથી તેમણે એવી કોઈ પણ પ્રાર્થના સ્વીકારી ન હતી. વિશેષ જાણવાની ઈચ્છા રાખનારે અમારું લખેલું "સ્વામી વિવેકાનંદ જીવન ચરિત્ર (પ્રથમ ભાગ) જોવો. લેખક.

મજ્જરદાનીઓ આવેલી છે. નજીકમાંજ સાક્રામેન્ટો નદી ધો ધો કરતી વહન થઇ રહી છે. વચમાં વચમાં સુંદર પક્ષીઓનાં ગાન અને આલાપ ચાલી રહ્યા છે. સ્વામીજીને ફરવાનો શોખ હોવાથી તેઓ ઘણે દૂર સુધી સ્હેલ કરે છે. જો કે તેઓ હંમેશાં વિચારમાં ગરક રહે છે છતાં તેઓ ઘણાજ આનંદી, સાદા, ચિન્તારહિત અને ઉત્સાહી હોય છે.

ક્વચિત તેઓ સાક્રામેન્ટો નદીના મધ્યમાં આવેલા ખડક ઉપર બેસી કલાકના કલાક ચિંતનમાંજ વ્યતીત કરે છે, અને કવચિત્ તેઓ દિવસ પર દિવસ અને અઠવાડિઆં પર અઠવાડિઆં ત્યાંજ વ્યતીત કરે છે. તે સમયે તેઓ કવચિત પુસ્તકો વાચે છે અને કવચિત્ ઉચ્ચ વિચારોથી ભરેલી કાવ્ય ગંગાનો પ્રવાહ અમારા તરફ વહેવડાવે છે. શાસ્તાથી આવનારા અતિથિઓનું તેઓ અતિ પ્રેમપૂર્વક સ્વાગત કરે છે જાણે ન્હાનું બાળક હોય તેમ તેઓ ખડખડ હાસ્ય કરે છે અને કુદે છે. ક્વચિત્ તેઓ દિવસ પર દિવસ ધ્યાનમાંજ નિમગ્ન હોય છે. સ્વદેશભક્તિ અને સ્વદેશોદ્ધાર માટે તેમના વિચાર અતિ ઉચ્ચ પ્રકારના છે.

એ સ્થળે નિવાસ કરતી વખતે સ્વામિજી પોતાને માટે કાષ્ટનો ભારો પોતાને મસ્તકે ઉચકી લઇ આવતા. ફળ, મૂળ, કંદ, દુધ અને વનસ્પતિ ઉપરજ તેઓ જીવન નિર્વાહ ચલાવતા. સ્વામિજીની એ આહાર-વિહાર-પદ્ધતિ ઉપરથી પરદેશમાં પ્રવાસ કરનાર હિંદી તરૂણ વિદ્યાર્થીઓને ઘણો બોધ મળે એમ છે. માંસાહારથી થતા ગેરફાયદા હિંદી તરૂણોના જાણવામાં જ છે. વળી વનસ્પતિના આહાર ઉપર આપણે ઉપવાસના દિવસોમાં રહી શકીએ છીએ તેમજ આપણા ઋષિ મુનિઓ પણ રહેતા અને રહે છે. હજી પણ અનેક સાધુ સંતો વનસ્પતિનો આહાર કરી જીવન નિર્વાહ ચલાવી રહ્યા છે છતાં તેમનું શરીર બળવાન અને નિરોગી જોવામાં આવે છે. એટલે ગમે તે દેશમાં હિંદી પ્રવાસીઓ માટે માંસાહારની આવશ્યક્તા નથી એ સિદ્ધ થાય છે, છતાં પણ જેઓ જીભના સ્વાદ પર મોહ પામ્યા છે તેમને માટે તો કહેવાનું હોય જ શું!

સ્વામીજી એક દિવ્યવિભૂતિ હતા એ સત્ય, કારણકે તેમના સત્સમાગમની ઇચ્છા ત્યાંના સર્વ ન્હાનામોટા મનુષ્યોના મનમાં ઉત્પન્ન થઇ હતી. ત્યાંનો પ્રેસિડેન્ટ[૧] પણ સ્વામીજીનાં દર્શને ગયો હતો. તેમના સમાગમમાં

* શાસ્તા સ્પ્રિંગ નામક અમેરિકામાં ઈશ્વરના અપૂર્વ સૌન્દર્યનું એક સ્થાન છે. ત્યાં શ્રીમંતો આવી હવાફેર કરે છે.

૧. રૂઝવેલ્ટના પ્રયાસથીજ ઇ. સ. ૧૯૧૩માં અમેરિકા અને જાપાનનું યુદ્ધ બંધ પડ્યું હતું.

આવવાથી કોઈ પણ ભક્તને યત્કિંચિત્ પણ દુઃખ-શોક રહેતો નહિ ! સૂર્ય-પ્રકાશ જેવું તેમના ઉજ્વલ મુખ કમળનું દર્શન કરતાંજ શંકાગ્રસ્ત મનુષ્યોના મનની શંકાઓ દૂર થઇ જતી. તેમની શંકાઓનું સંપૂર્ણ રૂપે સમાધાન થઇ જતું. પૂર્ણ અવસ્થાએ પહોંચેલા અર્થાત્ સ્વયં ઇશ્વર-સ્વરૂપ બનેલા મહાત્માઓના દર્શન થતાંજ ઉપરોક્ત સ્થિતિ થઇ જવાનો અનુભવ અનેક ભારત નિવાસીઓને થયો છે, તથાપિ પશ્ચિમ તરફની નાસ્તિક અને ભોગ પ્રધાન ભૂમિમાં નિવાસ કરતી પ્રજાને પણ તેવોજ અનુભવ થયાનાં એક બે ઉદાહરણો અત્રે પ્રકટ કરીએ તો તે અનાવશ્યક નહિં જણાય.

એક સમયે એક અમેરિકન સ્ત્રી સ્વામિજી સાથે વાદવિવાદ કરવાના ઉદ્દેશથી આવી હતી. તે સંપૂર્ણ નાસ્તિક હતી. તેના આગમન સમયે સ્વામીજી સમાધિ સુખમાં આનંદ કરી રહ્યા હતા. તેથી સમાધિ ઉતરતાં સુધી તે બાઈ સ્વામિજીના મુખ સ્હામે એકી ટશે જોઇ રહી. સ્વામિજીની સમાધિ ઉતરી. તેમણે ધીમે ધીમે નેત્રો ઉઘાડયાં. તેજ ક્ષણે તે બાઇ બોલી ઉઠી કે: "મ્હારાજ ! હું નાસ્તિક નથી. તમારા દર્શનથી મ્હારા સર્વ સંશયો ટળી ગયા છે."

બેલમન નામક એક બીજી અમેરિકન સ્ત્રીની સ્વામિજી પ્રત્યે એટલી બધી ભક્તિ અને શ્રદ્ધા હતી કે જેથી તેણે પોતાનો પાશ્ચાત્ય પોષાક ત્યાગ કરી સન્યાસિનીના જેવી ભગવી કફની ધારણ કરી. તેણે પોતાની પાસે એક પાઈ પણ સિલિક નહિં રાખતાં પરમેશ્વર ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી અનેક તીર્થ ક્ષેત્રોની યાત્રા કરી. અંતે સ્વામિજીની જન્મભૂમિનાં દર્શન કરવા હિંદુસ્તાન આવી. સ્વામિજીની જન્મભૂમિનાં દર્શન કરી પોતાને ધન્ય માનવા લાગી

સ્વામિજીના નિષ્કલંક ઉજ્વળ ચારિત્ર્યનું, અનુકરણીય આચરણનું, વિશ્વવ્યાપી પ્રેમનું, તેમના અંતઃકરણમાં દૃષ્ટિગોચર થતા પરબ્રહ્મત્વ સિવાય બીજા કશાનું એ પરિણામ નથી એમ કબુલ કરવું જ પડે છે. કારણ કે, સ્વામિજીએ જે જે સ્થળે ગમન કર્યું છે તે સ્થળે પોતાના વિશિષ્ટ મત-સમ્પ્રદાયના પ્રસાર કરવો, કિંવા પોતાનુંજ ગૌરવ વધારવું એ તેમનું ધ્યેય નહતું, એ સિદ્ધાંત સ્વામિજીના ઉદ્ગાર ઉપરથીજ સ્પષ્ટ થાય છે. તેમણે કહ્યું છે કે, "બુદ્ધ, મહંમદ, ખ્રિસ્ત, કિંવા ઇતર અવતારી પુરૂષોની પેઠે લાખો અનુયાયીઓની માત્ર ભરતી કરવી એ કાંઇ રામનું કર્તવ્ય નથી, પરંતુ સર્વ સ્ત્રી પુરૂષોમાં ઓતપ્રોત થયેલા રામ ( આત્મા ) ને ઓળખાવી આપવો એજ રામનું ઇતિ કર્તવ્ય છે." સ્વામિજીએ પોતે સર્વત્ર વ્યાપક, સર્વત્ર ઓતપ્રોત થઇ રહેલા આત્મારૂપી રામને સંપૂર્ણ રૂપે

ઓળખી લીધો હતો તેથીજ તેઓ બીજા મનુષ્યોને તેજ આત્મારૂપી સૂ-ર્યનાં દર્શન કરાવવાની હિંમત રાખતા હતા.

અમેરિકાની પ્રજા લક્ષ્મીદેવીની આરૂઢ ભક્ત હોવાથી પ્રત્યેક વિષય માટે તેમને મૂલ્ય આપવું–લેવું પડે છે. સુપ્રસિદ્ધ વક્તાઓનાં વ્યાખ્યાનો વિના મૂલ્યે સાંભળવાનું તેમને પ્રાપ્ત થતું નથી. તેમને વ્યાખ્યાનો સાંભળવા માટે મૂલ્ય આપવું પડે છે. વ્યાખ્યાન સ્થળનું ભાડું પણ અતિશય હોય છે. એવી પરિસ્થિતિ હોવા છતાં પણ સ્વામીજીએ પોતાનાં વ્યાખ્યાનો સર્વને વિના મૂલ્યે સંભળાવ્યાં હતાં તેથી વ્યાખ્યાન સંબંધીનો સર્વ ખર્ચ ત્યાંની પ્રજાનેજ સહન કરવો પડતો તેમ છતાં પણ અમેરિકનો સ્વામિજીના વ્યા-ખ્યાનો ઉપર એટલો બધો મોહ પામ્યા હતા કેઃ કવચિત્ તો સ્વામિજીને દિવસમાં ચાર ચાર, પાંચ પાંચ વખત વ્યાખ્યાનો આપવાં પડતાં. એ એકજ વિષય ઉપરથી કલ્પના થઇ શકશે કે તેમનો સ્વામીજી પ્રત્યે કેટલો પ્રેમ હતો અને તેમના ઉપદેશામૃતનું પાન કરવા તેઓ કેટલો વ્યયભાર સહન કરતા. સ્વામિજીનો વિશેષ પરિચય થયા પછી તો અમેરિકન લોકોને તેમના વ્યાખ્યાનો શ્રવણ કરી જ્ઞાન પ્રાપ્ત કરવાની લાલસા અપૂર્ણજ રહી ગઇ. તેથીજ સ્વામિજીએ વેદાંત–શિક્ષણ આપવા માટે એક વર્ગ શરૂ કર્યો હતો. આ પ્રમાણે જો કે સ્વામિજી સર્વદા ગુંચાયલા રહેતા હતા છતાં પણ બે અઢી વર્ષના અમેરિકા નિવાસ દરમ્યાન તેમણે ત્યાંનાં સર્વ સાહિત્યનું અવલોકન કરી લીધું હતું. ત્યાંના તત્વજ્ઞા-નીઓમાં વોલ્ટ વ્હિટમન,[1] ઈમર્સન,[2] ઇંગરસોલ,[3] અને થોરો

---

૧. વોલ્ટ વ્હિટમન એ પ્રસિદ્ધ તત્વજ્ઞ ૧૯ મા સદીમાં થઈ ગયો છે. એણે ઘણા દિવસ પર્યંત સૈન્યમાં નોકરી કરી છે. એનો મુખ્ય લેખ-સંગ્રહ કવિતા બદ્ધ છે અને તે "કુશપર્ણ" (Leaves of Grass) નામથી પ્રસિદ્ધ છે, એમાંનું My self નામક કાવ્ય સ્વામીજીને અતિ પ્રિય હતું તે ઉપરાંત "Democratic Vistas." નામક એક નિબંધ પણ તત્વ જ્ઞાનપૂર્ણ છે. સ્વામીજીએ એ તત્વજ્ઞ કવીની પદ્ધતિ પ્રમાણે "Drizzle, Drizzle." નામક તેની કવિતાનો અનુવાદ પણ કર્યો છે.

૨. ઇમર્સન–એ અમેરિકન તત્વજ્ઞ-વ્હિટમનનો સમકાલીન હતો, એનું સર્વ વાંઙ્મય ગદ્ય સ્વરૂપનું સર્વત્ર પ્રસિદ્ધજ છે. તેમાંનું "અધિકૃત–વ્યક્તિ" (Representative men) નામક નિબંધ સુવિખ્યાત છે. એના તત્વજ્ઞાનમાંથી ભારતવર્ષના વેદાન્તનો, વિશેષતઃ ઉપનિષદ અને ભાગવતનો ધ્વનિ વિશેષ રૂપે નિકળે છે.

૩. ઇંગરસોલ–એ એક પ્રખ્યાત ન્યાયાધિશ હતો. અધ્યાત્મ જ્ઞાન અને પ્રાણિ શાસ્ત્ર એ બે તેના પ્રિય વિષય હતા.

૧ની સ્વામિજી વિશેષ રૂપે પ્રશંસા કરતા.

## અમેરિકાનું કાર્ય.

સ્વામિજીએ અમેરિકામાં શું કાર્ય કર્યું અને ત્યાંની પ્રજા પર તેનું કેવું પરિણામ થયું તે " અમેરિકા ગયા સિંવાય સમજી શકાશે નહિં " એમ તેમનો શિષ્ય પૂરણસિંગ કહે છે. એ ઉપરથીજ તેમના કાર્યનું મહત્વ લક્ષ્યમાં આવશે.

સ્વામિજીનું અમેરિકાનું કાર્ય બે સ્વરૂપમાં જણાય છે. (૧) સંસ્થા સ્થાપન કરી ઉત્પન્ન કરેલી વિચાર ક્રાંતિ અને (૨) વ્યાખ્યાનો દ્વારા ઉત્પન્ન કરેલી વિચાર ક્રાંતિ. આ બન્નેનો વિચાર યથામતિ કરીએ.

(૧) વેદાન્તનો અભ્યાસ કરવા માટે પોર્ટ લેન્ડ, ડેન્વર, શિકાગો, મિનિઆપોલિસ, ઈત્યાદિ સ્થાનમાં કેટલીક "રામ સભા" સ્થાપન થઇ. તેમાંની Hermitic Brotherhood નામક સંસ્થા વિશેષ પ્રસિદ્ધ છે, તે ઉપરાંત આ દેશના ગરીબ હિંદુ વિદ્યાર્થીઓને સહાયતા આપવા માટે પુષ્કળ સંસ્થાઓ સ્થાપન કરવામાં આવી છે. એ માતૃભૂમિ પ્રત્યેનું મહત્વનું કર્તવ્ય સ્વામિજીએ કર્યું. દિલગીરીની વાર્તા એ છે કે સ્વામિજીએ દક્ષિણ-અમેરિકામાં ગમન કર્યું તે સંબંધી કશા સમાચાર ઉપલબ્ધ નથી!

(૨) સ્વામિજીએ તે પ્રદેશમાં આપેલા વ્યાખ્યાનોનું વર્ગીકરણ, એક અમેરિકન ગૃહસ્થે નિચે દર્શાવેલા શિર્ષક પ્રમાણે કર્યું છેઃ—

(૧) તમે કોણ ?
(૨) આનંદનો ઇતિહાસ અને સ્થાન.
(૩) પાપનું નિદાન, કારણ અને ઉપાય.
(૪) પ્રકાશ.
(૫) આત્માનો વિકાસ.
(૬) પ્રકાશનો પ્રકાશ.
(૭) યથાર્થવાદ, અને આદર્શવાદનું એકીકરણ.
(૮) પ્રેમ દ્વારા ઇશ્વરનો અનુભવ.
(૯) વ્યાવહારિક વેદાન્ત.

---

૧. થોરો-એ વોલ્ટ વ્હિટમનનો સમકાલીન તત્વવેત્તા હતો. એ અમેરિકાનો સુપ્રસિદ્ધ ગ્રંથકાર અને વિદ્વાન પુરૂષ હતો. એનો તત્વજ્ઞાનપર ગ્રંથ Walden (જંગલનો જીવનક્રમ) હતો. ઉપરાંત તેણે ન્હાના ન્હાના પાંચ છ ગ્રન્થો લખ્યા છે. મહાત્મા ગાંધીજીએ પોતાના લેખમાં જેનો ઉલ્લેખ કર્યો છે તે એજ થોરો છે.

(૧૦) ભારત.

ઉપરોક્ત સહ્યસ્થેજ સ્વામિજીનાં ઇતર વ્યાખ્યાનોનો સાર નિચે દર્શાવ્યા પ્રમાણે પ્રકટ કર્યો છે.

(૧) મનુષ્યનું ઇશ્વરત્વ.

(૨) જે મનુષ્યનું જગત્ શાથે તાદાત્મ્ય થાય છે તેની ઇચ્છાનુસાર સર્વ જગત્ વર્તે છે, અર્થાત્ તેની આજ્ઞા જગત્ માને છે.

(૩) શરીર વડે અવિશ્રાંત ઉદ્યોગ, અને મન શાંત તથા પ્રેમપૂર્ણ કરવું એજ જીવિત અવસ્થાની મુકિત છે, અર્થાત્ એજ જીવન્મુક્ત દશા છે.

(૪) સર્વ મનુષ્ય-પ્રાણી સાથે અભિન્નતત્વ અર્થાત્ ઐક્યનો અનુભવ સ્વતઃ કરવાથીજ સ્થિત પ્રજ્ઞતા પ્રાપ્ત થશે.

(૫) રસાયન શાસ્ત્રનો જેમ આપણે અભ્યાસ કરીએ છીએ તેજ પ્રમાણે સર્વ ધર્મ ગ્રંથોનો અભ્યાસ કરવો અને પ્રત્યક્ષ અનુભવ એજ મુખ્ય પ્રમાણ માનવું.

સ્વામીજીનાં ઉત્તર અમેરિકાનાં સર્વ વ્યાખ્યાનો, પ્રશ્નોતરો, અને સંવાદ વગેરે સર્વ સાહિત્ય આજે ઉપલબ્ધ છે. તે સર્વ પ્રત્યે દષ્ટિપાત કરતાં જણાય છે કેઃ તેમનો બોધ અને તેમનો અભિપ્રાય અતિશય વ્યાપક સ્વરૂપનો છે. તે કાંઇ અમેરિકનો માટે કિંવા પાશ્ચાત્યોને માટે જ છે એમ કદી કહી શકાશે નહિં, સ્થાવર જંગમાદિ અખિલ નિસર્ગ સ્વરૂપમાં ઓતપ્રોત વ્યાપી રહેલ રામ " ( આત્મા ) નાં સર્વ-મનુષ્યોને સાક્ષાત્ દર્શન કરાવવાં હતાં-આત્માના અસ્તિત્વની ખાત્રી કરી આપવી હતી, તેજ પ્રમાણે પ્રાણીમાત્રમાં વ્યાપી રહેલાં " રામ " ( આત્મા ) નો સર્વને સાક્ષાત્કાર કરાવવો હતો. એ કાર્ય તેમણે પોતાના અદ્વિતીય વ્યક્તિત્વ દ્વારા પ્રત્યક્ષ દર્શાવ્યું હતું. તેમનો વ્યાપક બોધ, તેમનું વિરાટ્ સ્વરૂપ, અને સર્વ વ્યાપક મન, એ વિષયો સર્વ જગતને કણ્ઠે ઉતારવાનું કાર્ય હજી અપૂર્ણજ રહ્યું છે. તે સમયે માત્ર તેમનું વિરાટ્ત્વ જગતની દૃષ્ટિએ પડ્યું છે. તેમણે જગતને આશ્ચર્ય ચકિત કરી નાંખ્યું હતું એટલુંજ કાર્ય તેમણે કર્યું છે. શ્રી કૃષ્ણ ભગવાનનું વિરાટ્ સ્વરૂપ જોઇ જેમ અર્જુન મુગ્ધ બની ભગવંતનું યથાર્થ સ્વરૂપ સમજવા અશક્ત બન્યો હતો તેવીજ સ્થિતિ અમેરિકન પ્રજાની થઇ હોય એમ સ્વામિજીએ તેમને અંતીમ સમયે જે શબ્દો સંભળાવ્યા છે તે ઉપરથી જણાઇ આવે છે.

વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનંદજીએ અમેરિકા ગમન કરી પૌર્વાત્ય તરફથી અને હિંદુધર્મ તરફથી કાર્યસિદ્ધિ સાધવાની હતી. તેમ રામને માટે

ન હતું. ભૌતિક શાસ્ત્રનો શોધ અને પ્રગતિ તેમજ લક્ષ્મીની ઉપાસનાના યોગવડે મનુષ્ય-મનનું સમાધાન થવું અશક્ય છે. ભૌતિક શાસ્ત્ર અને ધર્મ એ ઉભયની દ્વારગતિ થાય તો કાર્યસિદ્ધિ થાય નહિં. મિથ્યા ધર્માભિમાન વ્યર્થજ કહેવાય. સર્વ ધર્મ પ્રત્યે સમાનતા દર્શાવવી જોઇએ. વેદાંતમાં દર્શાવેલો વિકાસવાદ એજ સત્ય છે વગેરે પ્રકારનો વિશિષ્ટ બોધ પાશ્ચાત્યોને આપી પાશ્ચાત્ય-પૌર્વાત્ય સંસ્કૃતિનો ઉત્કૃષ્ટ સંયોગ કરાવી ઉચ્ચ પ્રકારની સંસ્કૃતિ તૈયાર કરવાનું કર્તવ્યકર્મ સ્વામી વિવેકાનંદજીને માટે નિર્માણ થયું હતું. એ કર્તવ્યકર્મનો મજબુત પાયો સ્વામિજીએ રોપ્યો હતોજ અને તેમ થવાથી જ ટાગોર[1] અને અરવિંદ ઘોષ[2] એ ઉભયને જે કાર્ય કરવાનું છે તે હવે સહેલું થઇ પડશે. જો સ્વામી વિવેકાનંદજીએ એ પ્રકારે ક્ષેત્ર તૈયાર કરી બીજ રોપ્યું નહોત તો સ્વામી રામતીર્થજીનો બોધ ગ્રહણ કરવાને, કિંબહુના તેમના પ્રત્યે લક્ષ્ય આપનાર પાશ્ચાત્ય જનસમાજ તદ્દન અશક્તજ થયો હોત. કારણ કેઃ સ્વામી રામતીર્થજીનો બોધ અખિલ માનવજાતિને ઉદ્દેશીને જ અપાયો છે. પ્રત્યેક મનુષ્યે દ્વેષમાંથી પ્રેમમાં, ક્રોધમાંથી શાંતિમાં, આકારમાંથી નિરાકારમાં, સાન્તમાંથી અનંતત્વમાં, વિવિધતામાંથી એકતાનતામાં, પરિચ્છિન્નતામાંથી અપરિચ્છિન્નતામાં, વ્યક્તિત્વમાંથી વિશ્વાત્મતામાં કેવી રીતે પ્રવેશ કરવો એ સ્વામી રામતીર્થજીએ જગત્ સમક્ષ દર્શાવી આપ્યું છે, એને જ તેઓ વ્યાવહારિક વેદાંત અને વ્યાવહારિક ધર્મ કહેતા, તેમનું એ કથન અનુભવજન્ય હતું. તેથીજ તેઓ જે વ્યાપક મનોભૂમિકા ઉપરથી ઉપદેશામૃત વિતરણ કરતા હતા તે ઝીલવા માટે, છેવટે તેમાંથી એક બિંદુ પણ ગ્રહણ કરવા માટે, બિંદુ ગ્રહણ કરનારની મનોભૂમિકા-હૃદય પાત્ર-વિશુદ્ધ હોવું જોઇએ. એ પાત્રતા-એ વિશુદ્ધતા-પૂજ્યપાદ સ્વામી વિવેકાનંદજીએ કરી રાખી હતી. અમેરિકનોને તે અમૃત પાન કરવાના અધિકારી બનાવી મૂક્યા હતા. સારાંશ એ છે કેઃ રામતીર્થજીએ વિવેકાનંદજીના કર્તવ્ય કર્મમાં સહાયતા કરી અથવા રામતિર્થજીના કાર્યની પૂર્વ ભૂમિકા વિવેકાનંદજીએ તૈયાર કરી હતી એ બેમાંથી જે કહીશું તે સત્યજ છે. જો કેઃ સ્વામી વિવેકાનંદજીના સમયથી જ વિવેકાનંદજીના ગુરૂબંધુઓ, અને શિષ્યો અમેરિકામાં નિવાસ કરી અધિકારી અમેરિકન પ્રજાને વેદાંતનું જ્ઞાન આપી રહ્યા છે છતાં રામતીર્થ-

---

૧. રવીન્દ્રબાબુ પૂર્વ અને પશ્ચિમનું અપૂર્વ સંમેલન ઈચ્છે છે, અને તે આપ લેના તત્વ ઉપર છે પરંતુ (૨) અરવિંદ ઘોષ એ સાર્વત્રિક ધર્મના પાયા પર (Universal religion) સર્વ જગતનું ઐક્ય જોવા ઈચ્છે છે.

જીએ પણ અનેક અમેરિકનોને વેદાંતનું જ્ઞાન આપી વેદાન્તવાદી બનાવ્યા છે એમાં સંશય નથી. સ્વામી વિવેકાનંદજીની પેઠેજ સ્વામી રામતીર્થ-જીએ પણ કેલિફોર્નિયામાં કહ્યું હતું કેઃ " હું ઉદ્દેશ્ય પૂર્ણ કરવા આવ્યોછું. નાશ કરવા માટે નહિં. " એ કથનનું રહસ્ય ઉપરોક્ત પ્રમાણેજ હોવું જોઇએ.

અમેરિકામાં વ્યાખ્યાનો આપવાને સમયે સ્વામીજીએ એક મહત્વની ક્રાન્તિ રચી હતી તે ખ્રિસ્તના ઉપદેશને આધારે જ. " **ખ્રિસ્તના ઉપદેશનો આજે અનર્થ થયો છે અને તેથ. જ ખ્રિસ્તના અનુયાયીઓમાં પરસ્પર અનર્થ-ઘાત-પ્રતિઘાત ચાલી રહ્યો છે.** એમ તેમને તુરતજ જણાઈ આવ્યું હતું. તેથીજ તેમણે પોતાના વ્યાખ્યાનમાં સ્થળે સ્થળે બાયબલનાં અનેક વાકયોનું રહસ્ય ખ્રિસ્તના અનુયાયીઓને સચોટ રીતે સમજાવ્યું હતું. તેમણે કહ્યું હતું કેઃ " કુરૂક્ષેત્ર, જેરૂસેલમ અને મક્કા એ સ્થળે મ્હેં ધર્મોપદેશ કર્યો છે, પરંતુ મ્હારૂં હૃદય પ્રજાજનો યથાર્થરૂપે સમજ્યા નથી, માટે હું પુનઃ ઉપદેશ આપી રહ્યોછું. " એ સ્વામીજીના ઉદ્‌ગાર સર્વથા સત્ય છે, એમ માનીને જ કે કોણ જાણે શા કારણથી અમેરિકાના વર્તમાન પત્રકારોએ સ્વામીજીની છબી સાથે " અમેરિકામાં જીવંત ખ્રિસ્ત. " નામક મથાળા નીચે તેમનું વ્યાખ્યાન પ્રસિદ્ધ કર્યું હતું ! એ ઉપરથી સ્વામીજીનું ત્યાંનું કાર્ય અને અમેરિકન પ્રજાપર થયેલાં પરિણામની કલ્પના વાચક વર્ગને થયા સિવાય રહેશે નહિ.

## ઈજિપ્તમાં સંચાર.

ઉપરોક્ત પ્રમાણે અમેરિકા ગમન કર્યાનો ઉદ્દેશ્ય પૂર્ણ કરી રામતીર્થજી સ્વદેશ પધારવા માટે અમેરિકાને પૂર્વ કિનારે આવી પહોંચ્યા. તેમને માર્ગમાં આવતા ઇજિપ્તમાં થોભવું પડ્યું હતું. થોડા અવકાશમાં પણ તેઓ ઈજિપ્તની રાજધાની કેરો શહેરમાં ગયા. તેઓના આગમનથી હિંદુમુસલમાન બન્નેને આનંદ થયો. ત્યાંની એક સુપ્રસિદ્ધ મસ્જિદમાં હિંદુસન્યાસી રામતીર્થજીએ પોતાના ઉપદેશામૃતના પાનથી સર્વને તૃપ્ત કરી દીધા. એ સમયે સ્વામીજીનું વ્યાખ્યાન પર્શિયન ભાષામાં થયું હતું, તેથી તેમનું એ ભાષાનું જ્ઞાન, અને અધિકાર સંપૂર્ણરૂપે શ્રોતૃવંદને સમજાયો અને સ્વામીજી આપણાજ છે એમ સર્વને લાગ્યું. કિંબહુના જાણે તેઓ પોતાના ધર્માચાર્યજ હોય એમ જણાયું હોય તો તેમાં આશ્ચર્ય શું ?

નિસર્ગ-આત્મા સાથે એકાત્મ-એકરસ-થઇ જવું એ તો સ્વામીજીનો સ્વભાવજ હતો. તેથી જો કે તેઓ સર્વત્ર ઉપદેશદાન દેતા વિચારતા હતા તથાપિ પ્રત્યેક સ્થળની સૃષ્ટિનું, માનવ સમાજની રહેણી અને કાર્યનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યાં જતા હતા. આ પ્રકારે સર્વત્ર ગમનાગમન કરવા સાથે

તેઓ અધ્યયન પણ કરતા હતા. " **सर्वं खल्विदं ब्रह्म** " નો અનુભવ **સ્વામીજીને** થયેલો હોવાથી નિસર્ગદેવતાનો કોયડો જેમ તેઓ તુર્તજ સમજી શકતા તેજ પ્રમાણે માનવ કૃતિનું રહસ્ય પણ તેઓ તુરતજ સમજવા શક્તિમાન હતા. એનો પૂરાવો, માતૃભૂમિ પાછા પધાર્યા પછી તેમણે પોતાના દેશબંધુઓ સમક્ષ જે કલ્પના નિવેદન કરી તેમાંથી અને તેમના કાવ્યોમાંથી સ્પષ્ટ જણાઈ આવે છે. આગળના એક પ્રકરણમાં એ સંબંધી મીમાંસા થવાની હોવાથી અત્રે એટલુંજ કહેવું યોગ્ય છે. ઇજિપ્તમાં સર્વ જગતની એક આશ્ચર્યકારક વસ્તુ એટલે ત્યાંના " મિનારા " છે. એ " મિનારા " સ્વામીજીએ જોયા ત્યારે તે ઉપરથી માનવ મનને કેવો બોધ ગ્રહણ કરવાનો છે તે સંબંધી નિચલા કાવ્યમાંથી જણાઇ આવે છે. તે વેદાન્તના **આલમગીર** કહે છે કેઃ—

**मिसरकी[1] खोद ले[2] जो[3] मीनारें[4] ।**
**हाये ! मुर्दों[5] भरीं वह[6] मीनारें ॥ १ ॥**
**ममी[7] मुर्दे उन्हीमें[8] रक्खे[9] थे ।**
**पसी तरकीबो[10]-अक ऽमन्दीसे[11] ॥ २ ॥**
**गो हजारों बरस[12] भी हों बीते[13] ।**
**मुर्दे आते नजर[14] हैं ज्‌ूं[15] जीते[16] ॥ ३ ॥**
**प्यारे भारतके हिन्दू बाशिन्दो[17] ।**
**गुस्सा[18] मत[19] करना[20] जाहिदो[21] रिन्दो[22] ॥ ४ ॥**
**जी[23] रहे होकि मर गये हो तुम ।**
**ममी मीनार बनगये[24] हो तुम ॥ ५ ॥**
**जीते[25] तुमथे[26] ऋषीमुनो थे जब[27] ।**
**ममी क्यों हो हजार सालके अब[28] ॥ ६ ॥**
***क्यों हो जिन्दा बदस्ते मुर्दा आप ।**
**नाम[29] रोशन डबोया उनका आप ॥ ७ ॥**

---

૧ ઇજિપ્તમાં. ૨. ખોદી કાઢો. ૩. જે. ૪. મિનારા. ૫. પ્રેતો વડે. ૬. તે. ૭. મસાલા ભરેલાં પ્રેત. ૮. તેમાં. ૯. મૂક્યાં હતાં. ૧૦. યુક્તિ. ૧૧. અજ્ઞાનથી. ૧૨. વર્ષો. ૧૩. વિત્યાં. ૧૪. નજરે પડે છે. ૧૫. જાણે. ૧૬. જીવતાં ૧૭. રહેવાસી. ૧૮. દ્વેષ ૧૯. નહિ. ૨૦. કરશો. ૨૧. કર્મ કાંડી. ૨૨. મસ્ત. ૨૩. જીવતા છો. ૨૪. બન્યાછો. ૨૫. જીવતા. ૨૬. હતા. ૨૭. જ્યારે. ૨૮. હવે. * તમે (આપ) જીવિત હોવા છતાં મડદાંના હાડકાં જેવા કેમછો ? ૨૯. તેમનું ઉત્તમ ગૌરવ તમે ડુબાવ્યું છે.

वह तो जीते थे, तुमभी जी उट्ठो ।
मुर्दा बचे न उनके हो बैठो ॥ ८ ॥
नाम तो ले रहे व्यासका तुम ।
काम करते हो अदना[1] दासका तुम ॥ ९ ॥
बेटा वही सपुत[2] होता है ।
बापसे बढके जो पूत[3] होता है ॥ १० ॥
छोड दो, नाम लेना ऋषियोंका ।
खुद ऋषी हो अगर न अब बनना ॥ ११ ॥

સ્વામી રામતીર્થજી જાપાનમાંથી નિકળી પૃથ્વી ઉપર એક સંપૂર્ણ પ્રદક્ષિણા કરી પુનઃ માતૃ ભૂમિ તરફ પધાર્યા, પરંતુ યુરોપના મુખ્ય દેશો તરફ તેઓ ગયા નહિં, તેથી તેમનું કર્તવ્ય કર્મ અપૂર્ણજ રહ્યું એમ જણાવાનો સંભવ છે. કારણ કે "જર્મની, ઇંગ્લેંડ, અમેરિકા, હિંદુસ્થાન, વગેરે સર્વ દેશોને જાગૃત કરી સ્વતંત્ર-સ્વાધીન-મુક્ત કરવા એજ મ્હારૂં કર્તવ્ય છે." એ તેમનું ધ્યેય તેમણે સર્વત્ર પ્રસિદ્ધ કર્યું હતું. તે કર્તવ્યની પૂર્તિને માટેજ જાણે તેમણે **નારાયણ** સ્વામીને જાપાનમાંથીજ પાછા મોકલી દીધા હતા.

**નારાયણ** સ્વામી જાપાનમાંથી નિકળી સિંગાપૂર, પિનાંગ, બ્રહ્મદેશ અને લંકામાં જઇ વેદાન્તનો ઉપદેશ કરતા વિચારવા લાગ્યા. ત્યાંથી આફ્રિકા જઇ પોર્ટ સૈયદ, કેરો, એલેકઝાંડ્રિયામાં જઇ ધર્મ પ્રચાર કરી આગળ વધ્યા. તેઓ ગોઝા, ટ્યુનિસ, અલ્જિઅર્સ, માલ્ટા, મોરોક્કો, જિબ્રાલ્ટર, વગેરે શહેરોમાં ફરી ધર્મ પ્રચાર કરી અંતે ઈ. સ. ૧૯૦૩ માં લંડન શહેરમા જઇ પહોંચ્યા. ત્યાં તેઓ પાંચેક મહિના રહ્યા હશે, પરંતુ આગળ જતાં કડકડતી ઠંડી પડતી હોવાથી તેમને લંડન શહેર છોડવા સલાહ મળી. એટલામાં ઇ. સ. ૧૯૦૪ ના જાનેવારી મહિનામાં હિંદુસ્તાન પાછા ફરવાનો સ્વામીજીનો આદેશ પણ તેમને મળ્યો, તેથી તુર્તજ તેઓ ત્યાંથી હિંદુસ્તાન આવ્યા. તે પછી છ મહિને મુંબઇ આવી પહોંચ્યા.



૧. અધમ. ૨. સુપુત્ર. ૩. પવિત્ર.

## પ્રકરણ ૭ મું.

### સ્વામીનું પ્રયાણ.

वासांशि जिर्णानि यथा विहाय ।
नवानि गृह्ण’ति नरोपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥ १ ॥

( भ. गी. अ. २-२२. )

### માતૃભૂમિમાં પછી પધાર્યા.

હજિસનું કાર્ય પૂર્ણ કરી સ્વામીજી ઇ. સ. ૧૯૦૪ માં મુંબઇના કિનારાપર આવી પહોંચ્યા. પોતાનો લાડકો-વ્હાલો-રામ, પૂર્વનો પ્રકાશ પશ્ચિમમાં લઇ જઇ, પોતાનું સ્વાભાવિક કર્મ કરી, પોતાનું જીવન કર્ત્તવ્ય કરી, જન્મભૂમિ પ્રત્યેની ફરજ બજાવી, પાછા પધાર્યો તે સમયે તેમની માતા-આર્ય માતા-તેમનું સ્વાગત કરવા કેટલી ઉત્કંઠાથી, કેટલા આનંદથી અને કેટલા ઉત્સાહથી તેમની સ્હામે આવી હશે તેનો વિચાર વાંચકોએજ કરી લેવો। આ સમયે સ્વામીજીનું સ્વાગત કરવા, તેમને અભિનંદન આપવા, ભારતભૂમિમાંથી સર્વ ધર્મ પંથના મનુષ્યો મુંબઇના દરિયા-કિનારા પર દર્શન દઇ રહ્યા હતા. તેજ પ્રમાણે પુનઃ સ્વામીજી એક વખત તપોવનમાં જાય તે પહેલાં તેઓ જે જે સ્થળે વિચરતા તે તે સ્થળે પણ એજ પ્રમાણે અપૂર્વ પ્રકારે તેઓશ્રીનું સ્વાગત થયું હતું. સ્વામી રામતીર્થજી સર્વત્ર પોતાનાજ આત્માને નિરખી રહ્યા હતા, અર્થાત

સર્વત્ર તેમની આત્મદૃષ્ટિજ થઇ રહી હતી. તેઓ સર્વમાં "**રામ**"નેજ જાણવા લાગ્યા તેથીજ સર્વ મનુષ્યો-સર્વ આત્માઓ, તેમના પ્રતે લોહ-ચુંબકની પેઠે આકર્ષાઈ જવા લાગ્યા. માતૃભૂમિમા પાછા આવ્યા તે સમયે પ્રથમ કેટલાક દિવસ તેમનો નિવાસ મુંબઈમા હતો. ત્યાંથી આગ્રા, મથુરા, લખનૌ થઇને પુષ્કરરાજ તીર્થ (અજમેર) ગયા. ત્યાંથી પુનઃ સંયુક્ત પ્રાંત અને બંગાળ તરફ વિચર્યા. અન્તે ઇ. સ. ૧૯૦૫ ના અકટોબર મહિનામાં હરિદ્વાર પધાર્યા.

એ પ્રવાસ સમયે તેમણે વેદાન્ત ધર્મનું રહસ્ય, પ્રવૃત્તિપર અને નિવૃત્તિપર વેદાન્ત, વગેરે વિષયોનું પોતાના દેશબાંધવોને જ્ઞાન દાન દીધું હતું, એટલુંજ નહિં પણ તેમના અંતઃકરણમાં વ્યાપી રહેલી દેશભક્તિને લીધે, માતૃભૂમિનું કલ્યાણ સાધવા, દેશની સદ્યઃ સ્થિતિ સુધારવા, કેવાં પગલાં ભરવાં તે સંબંધી વ્યવહારૂ સૂચનાઓ તેઓ પોતાના દેશબાંધવ સમક્ષ સાદર કરતા હતા. તેમાં તેમણે **સહકાર્ય** અને **સંઘટના** એ બે મુદ્દા ઉપર વિશેષ ભાર મૂકયો હતો. કારણ કે વ્યાવહારિક વેદાન્તનાં **એ** બે મુખ્ય તત્વો હોવાથી તેની ઉણપ—આપણા રાષ્ટ્રમાં—તેમને જણાતી હતી. વળી એ બન્ને તત્ત્વોનો, રાષ્ટ્રોદ્ધારના કાર્યમાં કેવો સતત્ ઉપયોગ થાય છે તેનો પ્રત્યક્ષ પુરાવો તેમણે જાપાન અને અમેરિકાના પ્રવાસ સમયે જોયો હતો. કિંબહુના, તે સર્વ દેશોના ઇતિહાસનું, ધાર્મિક, રાજકીય અને સામાજિક સ્થિતિનું, ગુણગ્રાહકની દૃષ્ટિએ તેમણે સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું હતું. વળી તેમણે ભારતવર્ષના વર્તમાન અને ભૂતકાળના સર્વ ઇતિહાસનું—ધાર્મિક, રાજકીય, અને સામાજિક સ્થિતિનું—અધ્યયન કેવી બારિક દૃષ્ટિએ કર્યું હતું તેની સાક્ષી પ્રાચીન આર્ય સંસ્કૃતિનો, યુરોપ અને અમેરિકા દેશની સંસ્કૃતિ ઉપર કેટલો ઉપકાર થયો છે તે માર્મિક રીતે સિદ્ધ કરતી વખતે અમેરિકામાં સ્વામીજીએ આપેલા વ્યાખ્યાન ઉપરથી સારી રીતે જણાઇ આવે છે.* આપણા હિંદુસ્તાન દેશનો ઉદ્ધાર કરવા માટે કયાં કયા પગલાં ભરવાં અને કયા કયા વિષયો હાથ ધરવા તેનું તેમને અલૌકિક જ્ઞાન હોવાથી યોગ્ય વિધિ વિધાન જનસમાજ સમક્ષ સાદર કરવા તેઓ શક્તિમાન થયા હતા. "ભારતવર્ષ સમક્ષ પ્રશ્ન." અને "સામ્પ્રત આવશ્યક્તા." એ નામક લેખોમાં સ્વામીજીએ લખ્યું છે કેઃ "હિંદુસ્તાનની ઉન્નતિ માટે અનંત શક્તિ કાર્ય કરી રહી છે. પરંતુ તે શક્તિમાં ઐક્યતત્વ ન હોવાથી

---

* વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ "ભારત તરફથી અમેરિકાને સદેશો." "સુધરેલા જગત્ પર હિંદુસ્તાનનું આધ્યાત્મિક ઋણ." "પ્રાચીન ભારતવર્ષનું આધ્યાત્મ." વગેરે વ્યાખ્યાનો વાંચવા કૃપા કરવી.

તેનું યત્કિંચિત્ પણ ઇષ્ટ પરિણામ જણાતું નથી! એક પ્રેરણા મનમાં ઉત્પન્ન થયા પછી તે કટાઇ જાય છે તેથી જ તેનું પરિણામ શૂન્યમાં આવે છે. કેટલીક પ્રેરણાને યોગ્ય સહાયતા, સહાનભૂતિ મળતી નથી. તેથી પણ તેનું ફળ ઇષ્ટજનક જણાતું નથી. હિંદુસ્થાનમાંના ક્રોટી ક્રોટી હાથ અને મસ્તક ગતિમાન થઇ રહ્યા છે, પરંતુ તે કઇ દિશામાં અને કયા સ્થળમાં વહન થઇ રહ્યાં છે તે કોને માલમ? અપરિપક્વ બુદ્ધિ પ્રમાણે હિંદુસ્થાનની હજારો સમાજ અને સંસ્થાઓ હિંદુસ્થાનની રાષ્ટ્ર નૌકા પોતાની ઈચ્છિત દિશામાં વહન કરી લઇ જવાનો યત્ન કરી રહ્યા છે, પરંતુ એ નૌકાને દૂરદર્શી નાવિક મળ્યો હોય એમ અદ્યાપિ જણાતું નથી! તમારા હાથમાં સુકાન છે તેમજ રહેવા દ્યો. તમે બેઠા છો તેમજ બેસી રહો. તમારા સ્થળ પરથી હાલવાનું કારણ નથી, પરંતુ તમારૂં સર્વનું સુકાન એક જ દિશામાં નૌકા વહન કરી જાય તો બસ છે. સંકેત સ્થળ નિશ્ચિત હોય અને ઉદ્દેશ્ય સંબંધી ઐકયત્વ હોય તોજ પ્રગતિ–ઉન્નતિ–થઇ શકે. ત્યાર પછી ઉપર ઉપરથી ગમે તેટલી ભિન્નતા હશે તોપણ તે પ્રગતિની વચમાં આવી અડચણ કર્તા થઇ પડશે નહિં. **ભેદમાં અભેદ એજ પ્રગતિનું બીજ છે.** માટેજ તમે તમારા સ્થાનમાં બેસી ગાયન ગાતાં ગાતાં રાષ્ટ્ર નૌકા આનંદપૂર્વક અને પ્રેમપૂર્વક ઝપાટાબંધ વહન કરી લઈ જાઓ. રાષ્ટ્રહિતની દ્રષ્ટિએ એવા પ્રકારની એકયતાની અત્યંત આવશ્યક્તા છે. **સર્વ રાષ્ટ્રના કલ્યાણ સાથેજ રાષ્ટ્રની જૂદી જૂદી વ્યક્તિનું કલ્યાણ થઇ શકે છે.** સમાજ ડૂબતો હશે તો તમે શી રીતે બચી શકશો? સમાજ ઉન્નત થશે તોજ તમારી ઉન્નતિ થશે. અપૂર્ણ સમાજમાં–અર્થાત્ **અધોગતિ પામેલા સમાજનો કોઈ એક મનુષ્ય પૂર્ણત્વ પ્રાપ્ત કરવાની હિંમત રાખતો હોય તો તે તદ્દન મૂર્ખપણુંજ કહેવાશે.** બુદ્ધિમાન તરૂણો! હિન્દુસ્થાનનો ભાગ્યોદય એજ તમારો ભાગ્યોદય છે. તેની સર્વ જવાબદારી તમારે શિર છે. **વિશુદ્ધ અને દેશાભિમાની આચરણ એજ ઇતિહાસોત્તલન દંડ છે.** સમાજમાં જેટલા પ્રમાણમાં ઉચ્ચશીલ પ્રકૃતિનાં કર્મનિષ્ઠ મનુષ્યો ઉત્પન્ન થશે તેટલા પ્રમાણમાં જ સમાજની અધોગતિ કિંવા ઉન્નતિ થશે. .....જનસમાજને અજ્ઞાનતામાં પડયા રહેવા દઈ ઐકય ઉત્પન્ન કરવું શકય હોય ખરૂં? અંધ ધર્મ શ્રદ્ધા અને અનિષ્ટ રૂઢીઓની ગુલામગિરિ કરવાની પ્રતિજ્ઞા કરવાથી રાષ્ટ્રમાં ઐકય ઉત્પન્ન થઈ શકશે ખરૂં?......રાષ્ટ્રીય ઐકય ઉત્પન્ન કરાવવાની ઇચ્છા રાખનાર વીરો! કેટલીક અમાનુષી–આસુરી–રૂઢીઓને તમારે પ્રથમ સમાજમાંથી દૂર ફેંકીદેવી જોઇએ. **મનુષ્ય જાતિના કલ્યાણ માટે, સત્યના ઉત્કૂર્ષને માટે અને રાષ્ટ્રની ઉન્નતિને માટે બહુજન સમાજ**

**પ્રત્યે યુક્તિપૂર્વક વર્તવામાં આવશે તો અડચણ નથી ઉલટું તેમ થવાથીજ રાષ્ટ્રની સાત્વિકતા જીવંત છે, અને રાષ્ટ્રની જીવનક્રિયા યોગ્ય પ્રમાણમાં ચાલી રહી છે એજ જોવામાં આવશે. ઉચ્ચ ધ્યેયને માટે મૃત્યુ સ્વીકારવું એના જેવું બીજું સુખ નથી..."** જે મનુષ્યો પોતાની કામવાસના પોતાને વશ રાખી શકે એમ નથી, અને જગતમા અત્યંત ગંભીર એવા પતિ પત્નીના સંબંધની જે મનુષ્ય મશ્કરી કરી રહ્યા છે, તે પોતે જ પોતાને હાથે પોતાના જીવન ઉપર કુહાડો મારી રહ્યા છે, તેમ છતાં તેના લક્ષમા તે આવતું નથી–તેને તે સમજાતું નથી! **દૈવી સામર્થ્યનો, ઓજસ્નો ( વીર્યનો ) ગેરવ્યાજબી રીતે વ્યય કરવો એજ સર્વ પાપનું બીજ છે. પાપ એ ગેરવ્યાજબી રીતે–નિરર્થક અને ગુમાવી દીધેલી દિવ્ય શક્તિજ છે..."** તમારા આરોગ્યને માટે, બુદ્ધિના ઉત્કર્ષને માટે, તમારા ધર્મના કલ્યાણને માટે, તમારા ઐહિક અને પારલૌકિક કલ્યાણને માટે, **તમારા પ્રિય ભારત વર્ષને માટે તમારે પવિત્ર બનવું આવશ્યક છે......સર્વ જનસમાજને સુશિક્ષિત બનાવો, એ માટ તદ્દન નજીકનો અને સહેલો ઉપાય એ છે કે: હિંદુસ્થાનનાં વર્તમાન પત્રોની સ્થિતિ સુધારવી જોઇએ. ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરે એવાં નવીન નવીન પત્રો પ્રકટ કરો, અને જૂનાં પત્રોમાં યોગ્ય સુધારણા કરો. એ પત્રો દેશી ભાષામાં પ્રકટ કરવાં જોઈએ.** તેમ થવાથી **સ્ત્રીઓને અને સર્વે જનસમાજને** તે ઉપયોગી થઈ પડશે......**પ્રાપંચિક, સામાજિક અને રાષ્ટ્રીય કર્તવ્ય એજ તમારૂં કર્મકાંડ છે.** જ્વલંત શ્રદ્ધા અને પ્રજ્વલિત જ્ઞાન એ **સર્વે પ્રકારની યશસ્વી ચળવળનું જીવનતત્વ છે."**

ઉપરોક્ત ઉદ્દગારો પ્રત્યે દ્રષ્ટિપાત કરવાથી સ્વામી રામતીર્થજીના અંતઃકરણમાં સ્વામી રામદાસના જેવીજ દૂર દ્રષ્ટિ, પરિસ્થિતિનું સૂક્ષ્માવલોકન, શિવાજી મહારાજના જેવી વ્યાવહારિકતા વગેરે ગુણો સ્પષ્ટ જણાઇ આવે છે. ઉપર પ્રકટ કરેલા લેખમાંથી * ( ૧ ) વ્યાવહારિક જ્ઞાનનું દારિદ્રય ( ૨ ) શિક્ષણ ( ૩ ) અન્ન ( ૪ ) અને ધર્મ, એ મુદ્દાના વિષયો પ્રત્યે સ્વામીજીએ જે અપૂર્વ પ્રકાશ પાડ્યો છે તે ઉપરથી તેમના અંતઃકરણમાં મેઝિનિ અને કાહૂર જેવા રાષ્ટ્રોદ્ધારકો–ચુસ્ત દેશ ભકતો–ના ગુણ

* વાંચક બંધુઓએ સ્વામીજીના એ અસલ લેખ વાંચવા.

૧. મેઝિનિનાં Duties of man અને From council to God. નામક પુસ્તકો વાંચવા.

હતા એમ કહ્યા વિના ચાલે એમ નથી. "લોક સંખ્યાની વિપુલતા" એ મુદ્દા ઉપર સ્વામીજીએ જે પ્રકાશ પાડ્યો છે તે વાચવાંથી ગાંધીજીએ લખેલા In confidence નામક લેખનું સ્મરણ કરાવે છે.

**"હૃદયો એકત્ર કરો અર્થાત્ પરસ્પર હૃદયોનું ઐકય કરો એટલે સર્વનાં મસ્તક અને હસ્ત એની મેળે એકત્ર થશે." "તમે તમો ગુણના વિરૂદ્ધ એટલી બધી ધામધૂમ મચાવી છે કે તેનો પ્રતિકાર કરવામાં જ તમે માંહોમાંહે ભયંકર વૃદ્ધિ કરી મૂકી છે." "સન્યાસી વૃત્તિનો અન્ત્યજોના હસ્ત પર્યંત સંયોગ આવવો જોઇએ." વગેરે.**

"રાષ્ટ્રીય **ધર્મના ઉદ્દગાર." "એકલાજ હોવ તો પણ સુસ્પષ્ટ રીતે આગળ વધો. પાછા હઠશો નહિં." તમે સન્માર્ગથી વિચલિત થશો નહિં તો સર્વ ભવિષ્ય-કાલ તમારેજ છે. દેશની બળ વૃદ્ધિ, સંકુચિત વિચારના શ્રીમંત લોકોથી વૃદ્ધિ પામતી નથી પણ ઉદાર-ઉચ્ચ-વિચારના સાદા લોકોથીજ વૃદ્ધિ પામે છે." "પવિત્રતા શિવાય શાંતિ નથી."** "દ્રઢ શ્રદ્ધા અને દિવ્ય જ્ઞાન એજ સર્વ કાર્યોને યશસ્વી બનાવવાનું ચિન્હ છે." "હિંદીને રાષ્ટ્ર ભાષા બનાવો." "સર્વત્ર શિક્ષણનો પ્રસાર કરો." "આત્મોન્નતિ અને રાષ્ટ્રોન્નતિ એજ ધ્યેય રાખો." "ખેતીમાં સુધારણા કરો." વગેરે "ભારત વર્ષ સમક્ષ પ્રશ્ન." નામક વ્યાખ્યાનના ઉદ્દગાર, અને "**યજ્ઞનું રહસ્ય**" નામક લેખ, એ સર્વ પ્રત્યે અવલોકન કરતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે: **ગાંધીજી** અને **બાબુ અરવિંદ** ઘોષ વગેરે રાષ્ટ્રીય આગેવાનો, કિંબહુના રાષ્ટ્રના પ્રાણાત્મા સ્વરૂપ બનેલા વ્યક્તિઓ આજે જે ઉપદેશ કરી રહ્યા છે તેજ ઉપદેશ **સ્વામીજીએ** પંદર વર્ષ પહેલાં આપવાનું શરૂ કર્યું હતું. **રાજદ્વારી વિષયોમાં ધર્મનું બળ ભેળવ્યા સિંવાય તે કાર્ય યશસ્વી થશે નહિં.** એ રામદાસ સ્વામીની રાજનિતિનું આદ્યસૂત્ર હતું. આજે આપણા રાષ્ટ્રે એજ સૂત્રનું અવલંબન કરેલું જણાય છે. એ તત્વ રાષ્ટ્રના અંતઃકરણમાં આજે ઠસેલું જણાય છે, એ તત્વ ગ્રહણ કરવા રાષ્ટ્રીય અંતઃકરણ સમર્થ થયાં છે, એ પરિસ્થિતિ જણાવાનું કારણ સ્વામીજી જેવા મહાત્માએ ઉપરોક્ત વિચારોનું વાયુમંડળ રચવાનો ઉપક્રમ પંદર વર્ષ પૂર્વે કર્યો હતો એજ જણાય છે.

પરદેશથી સ્વદેશમાં પધાર્યાં પછી સ્વામીજીને **જગતના ઉદ્ધાર માટે ભારત વર્ષનો ઉદ્ધાર કરવાનું ગાંડપણ લાગેલું હોય એવું**

**જણાય છે.** કારણ કે: તપોવનમાં જતાં પહેલાં સત્કાર્ય અને સંઘટના, એ ઉભય તત્વોનો સ્વીકાર અને સમર્થન કરી વ્યાવહારિક વેદાન્ત ઉપર તેમણે સ્થળે સ્થળે જે વ્યાખ્યાનો આપ્યાં છે, તેનું સૂક્ષ્માવલોકન કરતાં સમસ્ત ભારત વર્ષને તેઓ પોતાના આત્મામાંજ નિહાળતા હતા એમ જણાય છે. તેઓ કહે છે કે: " એક શૈવી જેમ શિવની, વૈષ્ણવ જેમ વિષ્ણુની, ખ્રિસ્તી જેમ ખ્રિસ્તની અને મુસલમાન જેમ મહંમદ સાહેબની જાજવલ્ય અંતઃકરણે ભક્તિ કરે છે તેજ પ્રમાણે શૈવ, વૈષ્ણવ, ખ્રિશ્ચન, મુસલમાન, પારસી, શીખ, સન્યાસી, અન્ત્યજ, અથવા હિંદ માતાના ઇતર સન્તાનો, એ સર્વ સ્વરૂપોમાં હું હિંદ માતાને નિહાળું છું અને તેને પૂજું છું." એ ઉદ્દગારોમાં જે ઐક્યતાનો અનુભવ આજે ભરતભૂમિ કરે છે તે ઐક્ય કેટલું ઉચ્ચ પ્રતિનું ધ્વનિત થાય છે ? ભારતોદ્ધાર માટેનો ટળવળાટ આટલે દરજ્જે પહોંચેલો હોવાથીજ **" દશ વર્ષની અંદર હિંદુસ્થાન વ્યાવહારિક વેદાન્તને માર્ગે પ્રવર્તવાનો આરંભ કરશે અને અંતે પ્રેમ દ્વેષને જીતી લઈ સર્વનાં અંતઃકરણ પરસ્પર પ્રેમ–બદ્ધ–ઐક્ય બદ્ધ–કરશે.** " એવા ઉદ્દગાર સ્વામીજીએ પ્રદર્શિત કર્યા છે. એ ઉદ્દગારનું રહસ્ય સ્પષ્ટપણે લક્ષમા આવે તે માટે લખનૌમાં (ઇ. સ. ૧૯૧૬ ) ભરાયલી **રાષ્ટ્રીય સભા**ની બેઠકનો અને **લોકમાન્ય તિલક** મહારાજે કરેલા કર્તવ્ય કર્મનો ઉલ્લેખ કરવો યોગ્ય જણાય છે+ .*

---

* **ઉપરોક્ત** ઉદ્દગાર **સ્વામી**જીએ ઈ. સ ૧૯૦૬ની આખરે દર્શાવ્યા હતા. ત્યાર પછી દશ વર્ષે લખનૌમા ભરાયલી અપૂર્વ **રાષ્ટ્રીય કોન્ગ્રેસ**ની હકિકત વાંચવા તસ્દી લેવી.

× **સ્વામી**જીની એ પ્રકારની દેશોદ્ધારની લાગણી જોઇ જનસમાજે તેમને પૂછેલું કે, તમારા અભિપ્રાય પ્રમાણે કાર્ય કરવા માટે એકાદ સંસ્થા સ્થાપન કરવાની આપને ઈચ્છા છે ? તેના ઉત્તરમાં **સ્વામી**જીએ અતિ મનનીય ઉત્તર દીધો હતો કે: **" નવીન સંસ્થા સ્થાપીને સંસ્થાની સંખ્યા વૃદ્ધિ કરવા કરતાં પ્રચલિત હોય એવી સંસ્થા દ્વારાજ** સંસ્થાને **હસ્તેજ–વિધાયક કાર્યની વૃદ્ધિ કરવી એજ અધિક શ્રેયસ્કર છે.** તેથી સામ્પ્રતમાં જે સંસ્થા છે તે દ્વારાજ હુ કાર્ય કરીશ. " નૂતન દેવાલયની સ્થાપના કરીને દેવાલયોની સંખ્યામાં વૃદ્ધિ કરવા કરતાં જીર્ણ દેવાલયોનો જીર્ણોદ્ધાર કરીને સુસ્થિતિમાં રાખવાં એજ અધિક શ્રેયસ્કર છે. ભારત વર્ષને હમણા કાર્યની આવશ્યકતા છે એજ એનો અર્થ છે. કારણ તેઓ કહે છે કે:

**सर्वाहि संस्था किल भारतस्थाः । जानीत यूयं हृदयं मदीयम् ।**
**आर्याः समस्ताः पथवर्णे भिन्नाः । न बांधवाः किंत्वहमेव तेस्युः ।**

## પુનઃ હિમાલયમાં.

આ પ્રમાણે દેશને જાગૃત કરીને **સ્વામીજી** હરિદ્વાર સિધાવ્યાનો પાછળ ઉલ્લેખ કર્યો છે. ત્યાં એક અઠવાડિઆ પર્યંત તેઓ ઘણા માંદા હતા. શરીર થોડું સુધરતાં જ હવા બદલવા માટે તેઓ **મુઝફરનગર** ગયા. પ્રકૃતિ સુધર્યા પછી સ્વામીજીને એકાન્ત સેવનની ઈચ્છા થવાથી તેમણે **નારાયણ** સ્વામીને લખનૌથી બોલાવી લીધા અને તુરતજ ઈ. સ. ૧૯૦૫ ના નવેમ્બર મહિનામાં હૃષીકેશને માર્ગે થઈને તે બન્ને મહાભારતના કર્ત્તા **વેદ વ્યાસ**ના તપ વડે પવિત્ર થયેલા અને તપોવનથી આસરે દશેક કોસ દૂર આવેલા **વ્યાસાશ્રમ**ના ઉગ્ર પણ મનમોહક જંગલમાં આવી પહોંચ્યા. ત્યાં તેઓ ન્હાનકડી સુંદર ઝુંપડીઓમાં એક બીજાથી અર્ધા મૈલના અંતરે નિવાસ કરવા લાગ્યા. એ સ્થળે **સામવેદ, પાતંજલભાષ્ય** અને **નિરૂક્ત**ના અધ્યયનમા સ્વામીજીએ પાંચ મહિના વ્યતીત કર્યા.

## વશિષ્ઠાશ્રમમાં.

આ પ્રમાણે સ્વામીજીએ સમસ્ત શિયાળો વ્યાસાશ્રમમાં વ્યતીત કર્યો. તે પછીનો સમય આત્મચિંતનમાં જ વિતાડવાના વિચાર-તરંગ વારંવાર તેમના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા, તેથી તેઓ **દેવ** પ્રયાગ અને ત્યાંથી **વશિષ્ઠ** મુનિના પવિત્ર આશ્રમમાં ગયા. આ સમયે **ભારત** ધર્મ મહા મંડળ વગેરે ધાર્મિક સંસ્થાઓ તરફથી વેદાન્તનો ઉપદેશ કરવા આવવાની તેમને પ્રાર્થનાઓ થઈ હતી પરંતુ **સ્વામીજીને તો આત્મચિંતન શિવાય સર્વ વિષયો વ્યર્થ ભાસતા હોવાથી તે સ્થાનનો ત્યાગ કરવાનો તેમની ઇચ્છાજ નહતી.** તેથી જે જે સ્થળેથી તેમને વિનંતિ કરવામાં આવી હતી તે તે સ્થળે તેમણે **નારાયણ** સ્વામીને જવા આજ્ઞા કરી.

**વશિષ્ઠાશ્રમ** એ ટિહરીથી આસરે પચિશ કોસ દૂર સમુદ્રની સપાટીથી આસરે આઠસો હાથ ઉંચાણ પર છે. જે વનમાં એ આશ્રમ છે તે એટલું રમણીય છે કે સ્વામીજી તેનું વર્ણન નીચે પ્રમાણે કરતાં તેને "વન દેવતાનું ઉપવન" કહે છે.

"વશિષ્ઠાશ્રમ-જૂન. ૧૯૦૬"

"આ સ્થળે વાયુ સમ્ સમ્ કરતો એક સરખો વહન થાય છે. આ ઉચ્ચ, રમણીય અને સપાટ મેદાન ઉપર રામે પોતાને માટે એક ઝુંપડી બાંધી છે. આ સ્થળે જાઈ, જૂઈ, કુંદ, મોગરો, મદન બાણ, ચમેલી, સોન જુઇ, ઇત્યાદિ પુષ્પ લતાઓ અતિશય છે. તેમજ જાંબુ અને જુદી જુદી

જાતિનાં બોરની આ સ્થળે સમૃદ્ધિ છે. પર્ણકુટીની એક બાજુએ એક તૃણાચ્છાદિત વિસ્તીર્ણ મેદાન છે. તેમાંથી કેટલાંક નાના મોટા ઝરણાં ખળખળ અવાજ કરતાં વહન થઇ રહ્યાં છે. ટેકરીઓ નૂતન પલ્લવથી જાણે પ્રફુલ્લિત થઇ ગઈ છે, તેના મધ્યમાંથી નાની ટેકરીઓ પોતાનું મસ્તક ઉંચું કરે છે. મોટા મોટા સ્વચ્છ ચળકતા પત્થર એજ રામને ભોજન કરવાના પાટલા છે અને વિસ્તીર્ણ શિલાપટ એજ રામને બેસવાનાં સિંહાસનો છે. છાયામાં જઈને બેસવાની ઇચ્છા થતાંજ રામનું સ્વાગત કરવા અનેક લતાકુંજ સર્વત્ર તૈયારજ છે. ”

આ સ્થળે જવાનો રસ્તો ટિહરીથીજ શરૂ થાય છે સ્વામીજી પોતાના ઇષ્ટ સ્થળે ગમન કરવા ટિહરીથીજ નિકળ્યા હતા. તેમના ભોજનની વ્યવસ્થા કરવાનું ટિહરીના મહારાજાએ પોતાની સ્વેચ્છાથી સ્વીકાર્યું હતું, પરંતુ તે સુખકર નહિં હોવાથી તેઓ માંદા પડયા તેથી તેમણે નારાયણ સ્વામીને બોલાવ્યા. આ સમયે જો કે તેમનું શરીર સુધરવા લાગ્યું હતું તો પણ શરીર શુષ્ક તો થઇ ગયું હતું. વશિષ્ઠ આશ્રમમાં આવ્યા પછી નારાયણ સ્વામી પણ માંદા પડયા, અર્થાત્ એ સર્વ પરિણામ મહારાજા તરફથી આવતા અન્નનું અને ત્યાંનાં ખરાબ હવા પાણીનું હશે એમ સમજી નારાયણ સ્વામીએ ત્યાંથી બીજે સ્થળે ગમન કરવાની સ્વામીજીને વિનંતિ કરી. આ સ્થાનમાં તાપ, પવન, વર્ષાદ અને વન્ય પશુઓનો પણ વિશેષ ઉપદ્રવ થવાનો વિશેષ સંભવ હતો. આવાં સર્વ કારણોને લીધે તેઓ ત્યાંથી નિકળી બે ત્રણ કોસ દૂર રહેવા ગયા. નારાયણ સ્વામી ત્યાંથી થોડે દૂર રહેવા લાગ્યા. આસપાસનાં ગામોમાંથી ભિક્ષા માંગી ઉદર પોષણ કરવા લાગ્યા ભૌતિક સુધારણાના અને નિરર્થક વાકવિતંડાના સમયમાં પણ પોતાના સદ્ગુરૂને માટે પોતાના શરીરના ટુકડા કરનારા સતશિષ્ય વિદ્યમાન છે એ ભારતભૂમિનો ભાગ્યોદયજ કહેવાય ! વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનંદજી જેવા અંગ્રેજી વિદ્યાના સંસ્કારી છતાં તેમણે સનાતન ધર્મને માન આપી પોતાના ગુરૂના આદેશને ખાતર જેમ સન્યસ્ત ગ્રહણ કર્યું હતું અને પ્રત્યેક સ્થળે પોતાના ગુરૂ દેવની મહત્તા વર્ણવી તેમના પ્રતિ મમતા બતાવી છે તેજ પ્રમાણે નારાયણ સ્વામીની ગુરૂ ભક્તિ જોવામાં આવી છે. સ્વામીજી તો ટિહરીના મહારાજા તરફથી જે અન્ન આવતું તેનોજ આહાર કરતા, તેથી તેમનું શરીર પ્રથમના કરતાં વિશેષ દુર્બળ અને કૃશ થવા લાગ્યું. પરિણામ એ આવ્યું કે સ્વામીજી અન્નનો ત્યાગ કરી કેવળ દુધ ઉપરજ રહેવા લાગ્યા. એથી પ્રકૃતિ થોડી સુધરી પરંતુ શરીરની કૃશતા વૃદ્ધિ પામવા લાગી. આ પ્રમાણે ગત

એ વર્ષમાં વારંવાર મંદવાડ આવવાથી સ્વામીજીને કંઇક માનસિક ત્રાસ થયો હોવો જોઇએ અને મંદવાડથી કંટાળેલા હોવા જોઇએ એવું તેમની નીચલી કવિતા ઉપરથી જણાઈ આવે છે:—

( ગઝલ-કવ્વાલી. )

बिठाकर[1] आप[2] पेहलूमें,[3] हमें[4] आंखें[5] दिखाता है।
सुना[6] बेठेंगे ह            फकीरोंको सताता[7] है ॥ १ ॥
अरे दुन्याको बाशिन्दो![8] डरो मत बीमको[9] छोडो।
यह शीरीरू[10] तो मिसरी[11] है, भवें नाहक[12] चढाता[13] है ॥२॥
है अंदरसे महाशीतल, वह उपरसे डराता    ॥ ३ ॥

## દર્શનજ માટે ભક્તોનું આગમન.

એ અરસામાંજ સ્વામીજીના શિષ્ય પૂરણસિંહજી, પં. જગતરામજી અને હરિશર્મા તેમનાં દર્શને આવી પહોંચ્યા. સ્વામીજીએ અતિથિઓનો યોગ્ય સત્કાર કર્યો. શિષ્યોએ સ્વામીજીને અન્ન ભોજન કરવાનો આગ્રહ કર્યો. તેમણે કહ્યું કે: "આપ અન્ન ભોજન નહિં કરો તો અમે પણ ભોજન કરીશું નહિં." શિષ્યોનો પ્રેમયુક્ત આગ્રહ જોઈ સ્વામીજી મોહ વશ થયા. તેમણે અન્ન-ગ્રહણ કરવા માંડ્યું. એમ રોજ ચાલવા લાગ્યું. પરિણામ એ થયું કે: સ્વામીજી માંદા પડ્યા, ત્યારેજ શિષ્યોના જાણવામાં આવ્યું કે: તેમણે અન્ન શા માટે ત્યજ્યું હતું. શિષ્યોએ પુનઃ આગ્રહ કર્યો નહિં. સ્વામીજી માંદા પડ્યા પછી થોડા સમયમાજ તેમના શિષ્યો પણ મરડો અને તાવના દર્દથી પિડાવા લાગ્યા. મંદવાડમાં સ્વામીજીની મન.સ્થિતિ કેવી હતી તે જોતાં તેઓ

---

૧. બેસાડીને. ૨. તમે. ૩. પોતાની નજીક. ૪. મ્હને. ૫. આંખો (આંખ બતાવવી-ભય બતાવવો.). ૬. કહી સંભળાવીશું. ૭. સતાવે છે. ૮. રહેવાસી. ૯. ભય. ૧૦ મધુર-મુખ. મીઠું બોલનાર. ૧૧. જાણે. ૧૨. નિરર્થક. ૧૩. ભવાં ચડાવવાં. ગુસ્સે થવું.

**અર્થ**:-રામ જ્યારે માંદા પડ્યા તે સમયે તે પોતાના પ્રેમાત્માને કહે છે કે: હે પ્યારે! તમારી પાસે બેસાડીને મ્હને ભય બતાવો છો કે? (ભય બતાવવા માટે રોગ અને વ્યાધીને ઇશ્વર મોકલે છે એ આશય.) પરંતુ યાદ રાખજો કે; અમારા જેવા ફકીરોને તું સતાવે છે એવું સર્વને જણાવી દઈશ. (૨) ઓ સંસારી લોકો! ભય પામશો નહિ! ભયનો ત્યાગ કરો, કારણ કે એ મીઠા બોલો (ઇશ્વર) જુદાજ સ્વરૂપનો છે. માત્ર તે ઉપરથી ગુસ્સાનો ઢોંગ કરે છે એટલુંજ.

(૩) તે અંદરથી મહાન્ શીતલ અને કૃપાળુ છે, પણ બહારથીજ માત્ર (રોગાદિક દ્વારા) ભય બતાવે છે.

વિદેહી હતા એમજ કહેવું પડશે. મંદવાડમાંથી સાજા થયા પછી એ સમયની સ્થિતિનું વર્ણન તેમણે નીચે પ્રમાણે કર્યું છેઃ—

( રાગ-ભૈરવી. તાલ-શૂલ. )

वाहवा, ऐ तप[1] व रवेश[2]! वाहवा ।
हब्बाजा[3], ऐ दर्दों-पेचश! वाहवा ॥ ॥
ऐ बलाये नागहानी[5]! वाहवा ।
वेलकम[6], ऐ मर्गे जवानी[7]! वाहवा ॥ २ ॥
यह भँवर* यह केहर[8] बरेपा[9]? वाहवा ।
बेहरे-मिहरे राम[10] में क्या वाहवा ॥ ३ ॥
पगडी पाजामा[11], दुपट्टा[12], अंगरखा ।
गौरसे[13] देखा तो सब कुछ सूत था ॥ ४ ॥
दामनो तोडी व माला को घडा[14] ।
पर निगाहे-हकमें[15] है वही तिला[16] ॥ ५ ॥
मोत्या बिन्द[17] दिलकी आंखोंसे हटा[18] ।
मर्जेसिहत[19], ऐन[20] राहते-राम था[21] ॥ ६ ॥

શરીર સ્વાસ્થ્ય બગડવાથી રામ અને તેમના શિષ્યો આશ્રમથી થોડેક દુર ગયા. અદ્યાપિ પર્યંત નારાયણ સ્વામી તો દર રવિવારે સ્વામીજી પાસે આવતા પરંતુ પૂરણસિંહજી આવ્યા ત્યારથી સ્વામીજીની આજ્ઞાથી તેમને ત્યાંજ રહેવું પડ્યું.

## દૈવ અર્પે છે પરંતુ કર્મ લઈ લે છે !

વશિષ્ઠાશ્રમ જેવા અતિ રમણીય અને પવિત્ર સ્થળે કોઇ પણ મનુષ્યનું ચિત્ત પ્રસન્ન થાય એમ છે. ત્યાંનું વિશુદ્ધ વાતાવરણ અને નૈસર્ગિક રમણિયતા એવી છે કેઃ સંસારથી કંટાળેલા મનુષ્ય મનને થોડો સમય પણ

૧. તાવ. ૨. દુઃખતું. ૩. ઘણો આનંદ. ૪. દુઃખતું અને મરડો. ૫. અકસ્માત્ આવેલું સંકટ. ૬. સ્વાગત કરૂં છું ( Wel come. ) ૭. તરૂણાવસ્થામાં મૃત્યુ. ૮. ઈશ્વરી કોપ. ૯. વર્ષાદ પડયો * ભ્રમર. ( તરંગો ) ૧૦ સૂર્યરૂપી રામના સમુદ્રમાં ( રામના પ્રકાશરૂપી સમુદ્રમાં એ સર્વ નામરૂપ પ્રપંચ જાણે ભ્રમરો અથવા લહરીઓ-તરંગો-છે. ) ૧૧. ઇજાર. સુરવાલ. ૧૨. ઉપરણો-ખેસ. દુપટો. ૧૩. વિચાર કરીને. ૧૪. બનાવી. ૧૫. તત્વ દષ્ટિએ. ૧૬. સોનું. ૧૭. સર્વ. ૧૮. દૂર થયો. ૧૯. રોગી અને નિરોગીપણું. ૨૦. ખાત્રી પૂર્વક. ૨૧. રામની આનંદાવસ્થામાં.

શાંતિ પ્રાપ્ત થાય, સંસારની ચિન્તા દુર થાય અને ચિત્ત પરમેશ્વર પ્રત્યે લાગે અર્થાત્ હૃદયમાં ઈશ્વર-ભક્તિ ઉત્પન્ન થાય. તેમાં વળી સ્વામીજી જેવા આત્માનુભવી સંત પુરૂષનાં દર્શન અને સમાગમનો લાભ થયો, પરંતુ "स्वभावस्तु प्रवर्तते" એજ સત્ય છે. પં. હરિશર્માને ત્યાં ઉદાસિનતા જણાવા લાગી, અને ગૃહ-સંસારનું સ્મરણ થવા લાગ્યું. તેઓ પોતાના ઘરની સ્થિતિ અને અનેક અડચણો સાથેના મિત્રોને કહેવા લાગ્યા ! પ્રારબ્ધની ગતિ! નારાયણ સ્વામીએ તેમને વારંવાર બોધ આપ્યો અને દૈવયોગે, પૂર્વના પુણ્ય બળને લીધે, અને પૂરણજીના આગ્રહને લીધે પ્રાપ્ત થયેલો સત્સંગતિનો અને ઉપદેશનો લાભ લેવા ભલામણ કરી પરંતુ પં. હરિ શર્માને ગૃહ—સંસારનો મોહ લાગેલો તે કેમે કર્યો છૂટેજ નહિં ! તેમને પોતાની સ્ત્રી સિવાય બીજું કાંઇ યાદજ આવે નહિં ! * અંતે પં. હરિશર્માએ પોતાની ફરિયાદ સ્વામીજી સમક્ષ નિવેદન કરી. તેને તો કોઇ પણ રીતે સ્વામીજીને મુખેથી એમજ કહેવડાવવું હતું કે: "ત્યારે તો ઘેર જા." થયું પણ તેમજ. ઇચ્છિત ફળ પ્રાપ્ત થયું. સ્વામીજીની આજ્ઞા મળી. ત્રીજે દિવસે તેમણે ત્યાંથી પ્રયાણ કર્યું ! **સત્સંગ પ્રાપ્ત થવામાં અને તે ઇષ્ટ ફળદાયક થવામાં જન્મ જન્માંતરના શુદ્ધ સંસ્કારોનો સંગ્રહ હોવો જોઇએ એ સત્ય છે.** પૂર્વ જન્મના અનેક શુદ્ધ સંસ્કાર, અનેક પુણ્ય-બળ સિવાય સત્સંગ પ્રાપ્ત થતો નથી. તેમજ ઇષ્ટ ફળ પણ પ્રાપ્ત થતું નથી. દેવર્ષી

---

* **સ્વામી રામતીર્થજી**એ "વેદાન્ત આલમગીર" માં ઉપરોક્ત સ્થિતિને લાગુ પડવા જેવું એક ઉત્તમ દૃષ્ટાન્ત આપ્યું છે, તેનું સ્મરણ થયા સિવાય રહેવુ નથી. તેઓ કહે છે કે:—

**"एक दफा देव ऋषी नारदने ।**
**रैहम कर खोकसे कहा उसने ॥ १ ॥**
**" चल तुझे ले चलेंगे हम बैकुंठ ।**
**लीला अद्भुत विचित्र है बैकुंठ ॥ २ ॥**
**खोक बोला गजबसे तबनादाँ ।**
**" क्या मुझे मिल सकेगा कीचडा वाँ ? ॥ ३ ॥**

**અર્થ:**—એક સમય દેવર્ષી નારદે એક ભૂંડને કહ્યું કે; હુ તને વૈકુંઠ લઈ જવા મ્હાગું છું કારણકે ત્યાં અદ્ભુત લીલા છે (તે ત્હને જણાશે.) ભૂંડે ઉતર દીધો કે:—" આતું તો ખરો પણ ત્યાં મ્હને કીચ્ચડ-કાદવ. (નરક) મળશે ?" (આ એક બોધક કથા વિસ્તારથી ભવિષ્યમાં લખવા ઈચ્છા છે—**ડા. શા. મ્હેતા.**)

નારદજીની ઇચ્છા હતી કે: એક વૈશ્ય કે જેને જન્માંતરે ભૂંડનો અવતાર પ્રાપ્ત થયો હતો તેને વૈકુણ્ઠમાં લઈ જવો પરંતુ તેની પૂર્વ જન્મની વાસનાઓ–તેનાં પૂર્વ જન્મનાં કર્મોને લીધે તેણે કાદવ–નરકની માંગણી કરી! એ પ્રમાણેજ પં. હરિશર્માની સ્થિતિ થઇ. હરિશર્મા સ્વગૃહે સિધાવ્યા. [illegible] શિષ્યોએ એક મહિના સુધી ત્યાંજ નિવાસ કરી ગુરૂદેવ રામના સત્સંગનો લાભ લીધો.

## ભવિષ્ય વાણી.

વશિષ્ઠાશ્રમમાં નિવાસ હતો તેજ સમયે સ્વામીજી, પૂરણજી અને જગતરામ, એ સર્વે માંદા પડ્યા અને સ્વામીજી વિશેષ અશક્ત થતા જતા હતા એ સંબંધી પાછળ આલેખવામાં આવ્યું છે. સ્વામીજીની એવી સ્થિતિ જોઇ સર્વેએ તેમને પ્રાર્થના કરી કે: “પ્રથમજ આવતું અન્ન બંધ કરો, અને પહાડ નીચેના પ્રદેશમાંથી ભિક્ષા લાવવાની અમને પરવાનગી આપો, કિંવા આ સ્થળનો ત્યાગ કરી ટિહરી ચાલો જેથી ત્યાં ભોજનની સર્વ વ્યવસ્થા થશે, અને આપની પ્રકૃતિ સુધરશે.” સ્વામીજીએ ટિહરી જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. તુરતજ સ્વામીજીનાં પુસ્તકો વગેરે ટિહરી લઇ જવાની વ્યવસ્થા કરવા નારાયણ સ્વામી ટિહરી ગયા. એ અરસામાંજ પૂરણજી પણ વિશેષ દિવસ ત્યાં રહેવાની સગવડ નહિ હોવાથી આશ્રમનો ત્યાગ કરી ટિહરી જવા નિકળ્યા. તેમને વિદાય કરવા સ્વામીજી આસરે અર્ધો કોસ પર્યંત ગયા હતા. માર્ગમાં મંદ સ્વરે તેમણે પૂરણને કહ્યું કે: “પ્યારા પૂરણ! રામ હવે કદાચ સત્વર શાંત થશે! રામ કેટલો અશક્ત થયો છે તે તો તમે જૂવોજ છો. કદાચ રામનું તમારી સાથે બોલવું, ચાલવું, મળવું, કિંવા પત્ર વ્યવહાર ચલાવવો પણ બંધ થઇ જશે! માટે હવે તમેજ રામ થાઓ, અને રામમય થઇનેજ લેખન વાચનાદિ સર્વ વ્યવહાર ચલાવો!” સ્વામીજીના મુખમાંથી આ શબ્દો નિકળતાંજ ગુરૂભક્તિ પરાયણ પૂરણજીના બન્ને નેત્રોમાંથી અશ્રુપાત થવા લાગ્યો. એ જોઈ સ્વામીજી તુરતજ ત્યાંથી પાછા ચાલ્યા ગયા. એમ થવાથી તો પૂરણજી ત્યાં બેસી પડ્યા અને ધ્રુસકે ધ્રુસકે ખૂબજ રડવા લાગ્યા. તેમના અંતઃકરણમાં પુષ્કળ દુઃખ થવા લાગ્યું. જેમ તેમ ત્યાંથી ઉઠી કેટલાક કલાક પર્યંત ભ્રમિષ્ટ–ચિત્તના મનુષ્યની પેઠે ગમે તેમ પગલાં ભરતા આગળ વધવા લાગ્યા. રામની અને તેમની એ છેલ્લી મુલાકાતજ હતી. ગુરૂનાં શિષ્યને છેલ્લાં દર્શનજ હતાં, એવું જો તેમના જાણવામાં આવ્યું હોત તો તેઓ ભાગ્યેજ ગુરૂ–સમાગમનો ત્યાગ કરી બીજે સ્થળે ગયા હોત! પણ ભાવી બન્યા સિવાય રહેતું

નથી. ભાવી આગળ મ્હોટા મ્હોટા દેવતાઓ ભૂલ્યા છે ત્યાં બિચારા પૂરણજીનું શું ગજું ?

## અંતિમ એકાન્ત.

**સ્વામીજી**નાં પુસ્તકો **ટિહરી** લાવવાનો સર્વ બન્દોબસ્ત કરીને **નારાયણ** સ્વામી વશિષ્ઠાશ્રમમાં પાછા આવ્યા. **સ્વામીજી**નાં પુસ્તકો અને સરસામાન નીચે તળેટીમાં રવાના કરીને **સ્વામીજી** તથા **નારાયણ** સ્વામી બન્ને **ટિહરી** ગયા. ત્યાં તેમનો નિવાસ **મહારાજા**ના **સિમલાસુ** બગિચામાં બે અઠવાડિયાં પર્યંત હતો. સર્વ ઋતુમાં ઉપયોગી થઇ પડે એવું એક પવિત્ર અને રમ્ય એકાન્ત સ્થાન શોધી, પુનઃ ત્યાંથી અન્યત્ર જવું ના પડે એવો તેમણે વિચાર કર્યો. **નારાયણ**સ્વામી પોતાની પાસેજ રહે એવી પણ તેમની ઇચ્છા હતી.

**સ્વામીજી**એ ઇચ્છાનુસાર એકાંત-રમ્ય સ્થાન પસંદ કર્યું. **ટિહરી**થી સુમારે બે કોસ ઉપર **માલીદેવલ** નામક ગામની નજીક **ગંગા** કિનારે એક વિશાળ મેદાન છે. એ સ્થળ રમ્ય અને ત્યાં **કેશવાશ્રમ** નામક પ્રસિદ્ધ સન્યાસીનો સાઠ વર્ષ પર્યંત એકાન્ત નિવાસ હોવાથી પવિત્ર થયલું છે. એ સ્થળે એક પાકી પર્ણકુટી બાંધવાની **સ્વામીજી**એ આજ્ઞા આપી. **ટિહરી**ના મહારાજાએ તુરતજ **સ્વામીજી**ની ઇચ્છાનુસાર પર્ણકુટી બંધાવી આપી. **સ્વામીજી** ત્યાંજ નિવાસ કરવા લાગ્યા.

આ સ્થળે આસરે એક કોસ દૂર **ગોદીસિરાઈ** નામક એક ગામ છે, અને તેની નજીક **બમરોગી** નામક એક પત્થરની ગુફા છે. એ ગુફા **નારાયણ** સ્વામીએ પોતાને માટે પસંદ કરી.

## સ્વામીજીની અંતઃ સ્થિતિ.

**વશિષ્ઠાશ્રમ**માં આવ્યા ત્યારથી તે સમાધિકાલ પર્યંત જેટલો એકાન્ત સમય પ્રાપ્ત થયો તેટલા સમયમાં **સ્વામીજી**એ ઘણાં કાવ્યો લખ્યાં. **વાનપ્રસ્થાશ્રમ**માં હતા તે સમયે, તેમજ **અમરનાથ, ગંગોત્રી, જમ્નોત્રી, સુમેરૂ** વગેરે સ્થળે યાત્રા કરતાં તેમણે જે કવિતાઓ લખી હતી તે અને આ સમયની કવિતાઓમાં ઘણું અંતર જોઇ શકાય છે. તે સમયની કવિતાઓમાં **સ્વામીજી** પોતાના નામનો ઉલ્લેખ કરતા અથવા સ્વાભાવિક રીતેજ તેમ થઇ જતું. પરંતુ આ સમયના એકાન્તવાસમાં તેઓ નિજાનંદમાં અતિશય મગ્ન થઇ જતા. સર્વ જગતમાં-અણુઅણુમાં-આત્મતત્ત્વ-**રામ**જ ઓતપ્રોત વ્યાપી રહ્યો છે એવો અનુભવ તેઓ લઇ રહ્યા હતા. એમ હોવાથી અનેક વખત તેઓ અચેતન થઇ સમાધિ સ્થિતિમાં રહેતા.

એક સમયે તો તેઓ અમરોગી ગુહા નજીક ગંગા કિનારે બે દિવસ પર્યંત તદ્દન અચેતન થઈ પડયા રહ્યા હતા. તેમને નારાયણસ્વામીએ સચેતન કર્યા. તેથી એ સર્વ સમયના તેમના કાવ્યમય ઉદ્દગાર વિદેહી સ્થિતિના, સર્વાત્મક ભાવનામય હોવાથી જ તેમના કાવ્યોમાં તેમનું નામ જણાતું નથી અર્થાત્ ને [illegible] રીતેજ તેઓ પોતાનું નામ પણ ભૂલી ગયા હતા. નિચે પ્રકટ કરેલા અંતીમ સમયના કાવ્ય ઉપરથી તેમની અંતઃસ્થિતિ અને આચાર-વિચાર સ્પષ્ટ જણાઇ આવે છે:—

## જંગલનો જોગી.

हर हर ओम्, हरहर ओम् ॥ धृ. ॥

जंगलमें जोगी बसता[1] है,
गह[2] रोता है, गह हंसता है।
दिल[3] उसका[4] कहीं न फंसता[5] है,
तनमनमें चैन बरसता[6] है ॥ १ ॥

खुश[7] फिरता नंग[8] मनंगा है,
नेनोंमें[9] बेहती[10] गंगा है।
जो आजाये[11] सो चंगा[12] है,
मुख रंग भरा मनरंगा है ॥ २ ॥ हरहर.

गाता मौला[13] मतवाला[14] है,
अब देखो भोला भाला है।
मन मनका उसका माला है,
तन उसका एक शिवाला[15] है ॥ ३ ॥ हरहर.

नहि परवाह[16] मरने जोनेकी,
है याद[17] न खाने पीनेकी।
कुछ दिनकी सुद्धि[18] न महिनेकी,
है पवनरुमाल पसीनेकी ॥ ४ ॥ हरहर.

पास इसके पंछी[19] आते हैं,
और हरया[20] गति सुनाते हैं।

---

૧. રહે છે. ૨. કવચિત્. ૩. મન. ૪. તેનું. ૫. ફસાતું નથી. લોભાતું નથી ૬. વર્ષાદ વર્ષે છે. ૭. આનંદ પૂર્વક. ૮. નગ્ન. ૯. નેત્રમાંથી. ૧૦. વહે છે. ૧૧. પ્રાપ્ત થાય. ૧૨. ખુશી થાય છે. ૧૩. બ્રહ્મજ્ઞાની. ૧૪. મસ્ત. ૧૫. શિવાલય. ૧૬ ચિંતા. દરકાર. ૧૭. સ્મરણ. ૧૮. શુદ્ધ. ૧૯. પક્ષી. ૨૦. પુષ્કળ સંગીત સંભળાવે છે.

बादल[1] अशनान[2] कराते हैं,
वृच्छ[3] उनके रिश्ते[4] नाते हैं ॥ ५ ॥ हर हर.
गुलनार[5] शफक[6] वह रंग भरी.
जोगीके आगे है जो खडी ।
जोगीकी निगाह[7] हैरान्-गैहरां[8]
तकती रहरहकर है परी[9] ॥ ६ ॥ हर हर.
वह चाँद चटकना गुल[10] जो खिला[11],
इस मिहरको[12] जोतसे फूल झडा ।
फव्वारह[13] फर इतका[14] उछला[15],
पुहारका[16] जगपर नूर झडा ॥ ७ ॥ हर हर.

ઉપરોક્ત કાવ્ય ઉપરથી જોઈ શકશે કે: સ્વામીજીની આત્મનિષ્ઠા, આત્મભાવ કેવો હતો? તેઓ સર્વત્ર આત્મતત્ત્વ ઓતપ્રોત થયેલું કેવા પ્રકારે અનુભવતા હતા કિંબહુના તેઓ પોતે પોતાનામાંજ કેવા વિરાટ સ્વરૂપનો અનુભવ કરતા હતા તેનું દૃષ્ટાંત નિચલા કાવ્ય ઉપરથી જણાઈ આવે છે.

( ગઝલ-તાલ-ત્રિતાલ. )

*हिप हिप् हुर्रे । हिप हिप् हुर्रे ॥ टेक ॥
खुश खुर्रम्[1] मिल गाते हैं, हिप् हिप ।
है मंगल साज[2] बजाते हैं, हिप् हिप्. ॥ १ ॥
सब क्वाहिश[3] मतालब हांसिल है, सब खूबोंसे[4] मैं वासिल[5] हूं ।
क्यों हमसे भेद छुपाते हैं, हिप् हिप्. ॥ २ ॥
हर इकका[6] अंतर[7] आत्म हूं, मैं सबका आका[8] साहिब हूं ।
मुझ पाये[9] दुःखडे जाते है, हिप् हिप्. ॥ ३ ॥
सब आंखोंमें मैं देखता हूं, सब कांनोमे मैं सुनता हूं ।
दिल बरकत[10] मुझसे पाते[11] हैं, हिप् हिप्. ॥ ४ ॥

---

૧. મેઘ. ૨. સ્નાન. ૩. વૃક્ષ. ૪. સગા સબંધી. ૫. દાડિમી રંગના. ૬. રતાશ (સૂર્યાસ્ત અને સૂર્યોદય સમયની રતાશ) ૭. દૃષ્ટિ ૮. ફુ. ૯ પંડકી છે. ૧૦. પુષ્પ. ૧૧ છે. ૧૨ સૂર્યનુ. ૧૩. ફુવારો ૧૪. આનંદના-ખુશાલીનો. ૧૫. ઉડ્યા-ઉડ્યા. ૧૬. તેજ પ્રકાશ.

* એ અંગ્રેજી શબ્દ આનંદ દર્શક છે. ૧ આનંદ. મસ્ત થઈને. ૨. મંગળ વાજીંત્ર. ૩. આવશ્યક. ૪. સુંદર મનુષ્યોથી. ૫. અભેદરૂપ-ઓતપ્રોત થયેલો. ૬. પ્રત્યેકનો. ૭. અંતઃકરણ. ૮. માલિક. ૯. પ્રાપ્ત કર્યાથી. ૧૦. સુખ. આબાદી. ૧૧. પ્રાપ્ત કરે છે.

**गह[1] दुम्दा[2] सीमों[3] बरका[4] हूं, गह नारा[5] शोर बबरका[6] हूं।**
**हम क्या क्या स्वांग बनाते हैं, हिप् हिप्. ॥ ५ ॥**
**मैं कृष्ण बना मैं कंस बना, मैं राम बना मैं रावण था।**
**हां अब बेद कसमें[7] खाते हैं, हिप् हिप्. ॥ ६ ॥**
**मैं अंतर्यामी साकिन[8] हूं, हर पुतली नाच नचाता हूं।**
**हम सूत्रधार[9] हिलाते हैं, हिप् हिप्. ॥ ७ ॥**
**जब ऋषियोंके आयीना[10] दिलमें, मेरा नूर[11] दरखशां[12] था।**
**मुझहीसे[13] शाइर[14] लाते हैं, हिप् हिप्. ॥ ८ ॥**
**मैं खालिक[15] मालिक दाता हूं, चशमकसे[16] दैहर[17] बनाता हूं।**
**क्या नकशे[18] रंग जमाते हैं, हिप् हिप्. ॥ ९ ॥**
**इक[19] कुनसे[20] दुन्या पैदाकर, इस मंदीरमें खुद रहता हूं।**
**हम तनहा[21] शैहर बसाते[22] हैं, हिप् हिप्. ॥ १० ॥**
**वह मिसरी[23] हूं जिसके दुन्याको अशरत[24] शीरीं[25] है।**
**गुल[26] मुझसे रंग सजाते है; हिप् हिप्. ॥ ११ ॥**
**मसजूद[27] हू किबला हूं, काबा[28] हू,माबूद[30] अजा[31] नाकूस[32] काहूं।**
**जब मुझको कूक[33] बुलाते हैं, हिप् हिप्. ॥ १२ ॥**
**कुल[34] आलम[35] साया[36] है, हरआन बदलता आया है।**
**जिल[37] कामत[38] गिर्द[39] घुमाते है, हिप् हिप्. ॥ १३ ॥**
**यह जगत् हमारी किरणें हैं, फैली हरसू[40] मुझ मर्कजसे[41]।**
**शां बुकलमू[42] दिखलाते हैं, हिप् हिप्. ॥ १४ ॥**

---

૧. કવચિત્. ૨. નખરાં. ૩. અદર. ૪. ચાંદીના તેજ જેવો. પ્યારી. ૫. ગર્જના. ૬. સિંહની. ૭. પ્રતિજ્ઞા. સોગન. ૮. સ્થિર. ૯. સૂત્રધારની પેઠે પૂતળાંની દોરી ખેંચું છું. ૧૦. તેજ. પ્રકાશ. ૧૧. પ્રકાશતો હતો. ૧૨. અંતઃકરણરૂપી આરસી. ૧૩. મ્હારામાંથી. ૧૪. કવી (મ્હારા આત્મસ્વરૂપમાંથીજ સર્વ કવિતાઓ થાય છે.) ૧૫. સૃષ્ટિ રચનાર. ૧૬. નિમિષ. ૧૭. યુગ-સમય. ૧૮. ચિત્રો. સૃષ્ટિરૂપી છબી.

૧૯. એક ૨૦. આજ્ઞા, સંકેત. ૨૧. વિસ્તૃત. ૨૨. વસાવું છું. ૨૩. નિશાળો, અક્ષર, કારણ, સબબ. ૨૪. વિષયાનંદ. ભોગ્ય પદાર્થ. ૨૫. મિષ્ટ. ૨૬. પુષ્પ. ૨૭. પૂજા કરેલું. ૨૮. મુસલમાનો જ્યાં મુખ ફેરવી ધ્યાન ધરે છે તે. ૨૯. મક્કાની મસ્જિદનું પૂજ્ય સ્થાન. ૩૦. પૂજનીય. ૩૧. ચમાર. શંખ. ૩૨. અવાજ. ૩૩. સર્વ. ૩૪. જગત્. ૩૫. છાયા. ૩૬. પ્રતિબિંબ. ૩૭. બિંબ. ૩૮. રૂપ. ૩૯. પ્રત્યેક દિશામાં. ૪૦. સૂર્યદ્વારા. કેન્દ્રમાંથી. ૪૧. રંગ, છાયા, સ્વરૂપ. ૪૨. નાના પ્રકારના.

सैन्सार तजल्ली[1] है मेरी, सब अन्दर बाहर मैं ही मैं हूं ।
हम क्या शोले[2] झडकाते हैं, हिप् हिप्. ॥ १८ ॥

जादूगार हूं, जादू हूं खुद, और आप तमाशा-बीं[3] मैं हूं ।
हम जादू खेल रचाते हैं, हिप् [हि]प्. ॥ १६ ॥

है मस्तपडा मैहमामे[4] अपनो, कुछभी गैर अजराम[5] नहीं ।
सब कल्पित धूम मचाते हैं, हिप् हिप्. ॥ १७ ॥

\+ + + +

## નારાયણ સ્વામીને ઉપદેશ.

ઉપરોક્ત લખેલી બમરોગી ગુહા પ્રત્યે જવા માટે નારાયણ સ્વામી નિકળ્યા, એટલે સ્વામીજીએ પણ કહ્યું કે: "ચાલો, હું પણ થોડે સુધી ફરવા આવું છું." એમ કહી ગુરૂ-શિષ્યે પ્રયાણ કર્યું. બન્ને થોડે દૂર સુધી ચુપચુપ ચાલ્યા, પછી સ્વામીજીએ કહ્યું: "બેટા! ક્વચિત્ રામ સત્વર શાંત થઇ જશે. રામનું શરીર નિત્ય કેટલું કૃશ અને નિર્બળ થાય છે તે તું જૂવે છે. રામને હવે જગતપર કંટાળો આવ્યો છે, તેથી કાંઇ પણ કરવાની આવશ્યક્તા જણાતી નથી. હવે રામની લેખણ પણ સત્વર બંધ થઇ જશે. શરીર જડ અને મૂક બની જશે, અને બોલવા-ચાલવાનું બંધ થશે એમ જણાય છે કે ભાગીરથીનો કિનારે છુટશે નહિં! જ્યા જ્યાંથી રામને આમંત્રણ આવે છે ત્યાં ત્યારેજ જવું પડશે, માટે હે પ્યારે! જા, ગુહામાં જા. ત્યાં આસન જમાવ. **ખૂબ એકાન્ત સેવન કર. પ્રતિદિન અસ્સલ રામમાં-નિજ સ્વરૂપમાં-લીન થઈ રામ બની જા** અને **સ્વયં સિદ્ધ રામ થઈ જા.** મૂર્તિમંત વેદાન્ત થઈ જગતમાં પ્રકટ થા. શોક-પ્રીતિ ઇત્યાદિકનો અંતઃકરણને સ્પર્શ થવા દઇશ નહિ. રામ સર્વત્ર વિરાજમાન છે એવો અનુભવ કર. રામનું તન, મન, ધન તુંજ છે એવું મનમાં ઠસાવ." આવો હૃદયવેધક ઉપદેશ શ્રવણ કરી નારાયણસ્વામીના નેત્રોમાંથી અશ્રુધારા વર્ષવા લાગી. સ્વામીજીના ચરણ ઉપર તેમણે મસ્તક નમાવ્યું. ગુરૂ-ચરણ શિષ્યનાં અશ્રુજળથી ભિંજાયાં. આ સમયે સ્વામીજીએ પણ ગદગદ કણ્ઠે નારાયણસ્વામીને ઉભા કરી હૃદય સાથે ચાંપ્યા, પછી તેમના મસ્તક ઉપર વરદ-હસ્ત સ્થાપન કરી કહ્યું: "બેટા! શાંત થા. ગભરાઇશ નહિ. એકાન્તમાં વેદાન્તનો અભ્યાસ કર. અહર્નિશ આત્મ-

---

૧. તેજ. ૨. તેજે-લહરી અગ્નિની રશ્મિઓ. ૩. તમાશો જોનાર. ૪. ઝુંપડીમાં. ૫. રામ સિવાય.

ચિંતન કર, અને સ્વસ્વરૂપમાં–પોતાના આત્મામાં–સ્થિર–ચિત્ત થા હમણાં લખવામાં આવતો "સ્વાનંદ–સામ્રાજ્ય"* નામક લેખ પૂર્ણ થશે એટલે તને તુરતજ બોલાવીશ. રામની પર્ણકુટી તૈયાર થયા પછી રામ ત્યાં નિવાસ કરે એટલે આઠ આઠ દિવસે ત્યાં આવતો જજે. રામથી દુર રહેવાથી વિયોગ દુઃખ થશે પણ તેથી ખોટું લગાડવું નહિં. રામની સેવામાં શિથિલતા થશે તે માટે પણ તું ખેદ માનતો ના. રામનું શરીર હવે સત્વર ઠંડું થઇ જશે ! હવે તું માત્ર આત્મોન્નતિનોજ વિચાર કર. બીજાની સહાયતા માટે વાટ જોતો ના. સ્વાવલંબી થા. તાત્પર્ય કે વેદાન્તની મૂર્તિ બની જા." પ્રિય વાંચક ! આ ઉપદેશ આપણે માટે જ છે.

## જલ સમાધિ.

ઉપર આલેખવા પ્રમાણે શિષ્યને અમૃતોપમ ઉપદેશ કર્યા પછી સ્વામીજી પાછા ફર્યાં, પરંતુ નારાયણના પગ આગળ ચાલતા નહિં ? કેટલીક વારે મહામહેનતે તેમણે પગલાં ભરવાનું શરૂ કર્યું, પરંતુ તે તેમને કેટલું કઠીન થઇ પડયું અને તેમના મનઃ સમુદ્રમાં કેવા કેવા વિચાર–તરંગો ઉત્પન્ન થયા હશે તેની કલ્પના વાંચકોએજ કરી લેવી. બ્રમરોગી ગુફામાં જઇ ચાર પાંચ દિવસ નિવાસ કર્યો હશે એટલામાંજ સ્વામીજી તરફથી સંદેશો આવ્યો કેઃ "સ્વાનંદ સામ્રાજ્ય" નામક લેખ ઘણો ખરો પૂર્ણ થયો છે, તેથી તું આવતે રવિવારે જરૂર આવજે. લેખની નકલ કર એટલે તે "જમાના"+ માસિકમાં કિંવા અન્ય કોઇ સ્થળે પ્રસિદ્ધ કરવા મોકલી શકાય." સંદેશો મળતાંજ તેઓ અધિક ઉત્સુકતાપૂર્વક રવિવારે જવાની તૈયારી કરી રહ્યા હતા, પરંતુ શનિવારે સંધ્યા સમયેજ ટિહરીના મહારાજાનો નોકર તેમની પાસે આવ્યો. તેણે સ્વામીજીનું શરીર ગંગાજીમાં વહન થઇ ગયાના સમાચાર નિવેદન કર્યા ! આ અશુભ સમાચાર શ્રવણ કરતાંજ નારાયણ સ્વામીની કેવી સ્થિતિ થઇ હશે તેની કલ્પના થવી કઠણ છે, પરંતુ મનના સર્વ વિચારોને એક બાજુએ ખસેડી દઇ નારાયણ સ્વામી ટિહરી તરફ દોડને પગે ચડ્યા. રાત્રિના આઠ વાગે ત્યાં પહોંચ્યા પછી નગરના સર્વ લોકો શોકાતુર જોવામાં આવ્યા ! પ્રથમતઃ નારાયણ સ્વામીએ સ્વામિજીના રસોયા ભોળાદત્તને બોલાવ્યો અને સત્ય હકિકત પૂછતાં તેણે કહ્યું કેઃ—

"હું અને સ્વામીજી બન્ને ગંગા ઉપર ગયા. હું સ્નાન કરી કિનારે

---

+ એ લેખ ઉર્દૂમાં છે. તેમાંના કેટલા ઉદ્ગારો આગળ પ્રસિદ્ધ કર્યા છે.
* એ લેખ "રામ ઉપદેશ" નામથી ઉર્દૂમાં સુપ્રસિદ્ધ છે.

આવ્યો. **સ્વામીજી** વ્યાયામ કરી ગંગાજીમાં ઉતર્યા. જે સ્થળે ગંગાજીનો વિશેષ પ્રવાહ વહન થાય છે ત્યાં તેમણે સ્નાન કરવા માંડ્યું. તેઓ પ્રથમ ગળા જેટલા પાણીમાં હતા. ડુબકી મારવી અને શરીર ચોળવું એ બે ક્રિયા કરતા હતા. એમ કરતાં કરતાં પુનઃ એક વખત ડુબકી મારી તે વખતે તેમના પગ નીચેનો પત્થર ખસી જવાથી તેઓ ઉંડા પાણીમાં વહન થતા ચાલ્યા. તેમણે ઉભા રહેવાનો પ્રયત્ન કર્યો પણ તેઓ ઉભા રહી શકયા નહિં. અંતે વહન થતાં થતાં એક મ્હોટા વમળમાં જઇ સપડાયા. એ સમયે મ્હેં મોટેથી બુમો પાડી મૂકી. [ટેહરીના મહારાજા ગંગોત્રીથી પાછા આવતા હોવાથી સર્વ નોકર-ચાકરો ગામમાં જઇ પહોચ્યા હતા. તેથી તેમણે મ્હારી બુમો સાંભળી નહિં અને કોઇ આવ્યું પણ નહિ. મ્હને ગભરાયલો જોઇ સ્વામિજી મોટેથી બુમ પાડી બોલ્યા કે: "ગભરાતો ના. હું બહાર નિકળવાનો પ્રયત્ન કરૂં છું. હમણાંજ ત્હારી પાસે આવ્યો જાણજે!" પરંતુ **સ્વામિજીના** પ્રયત્નને યશ મળ્યો નહિં. અન્તે કંટાળીને અને થાકીને તેમણે તે ભ્રમરમા-વમળમાંજ ડૂબકી મારી અને એકે સપાટે વિશ હાથ દુર જઇ નિકળ્યા. ત્યાં તેઓ શ્વાસ લઇ શકતા નહિં, મ્હોમાં પાણી પેશી ગયું હતું, તેથી મસ્તક આમ તેમ હલાવ્યાજ કરતા. અંતે તેઓ જળના ઉંડાણમા પાછા પ્રવેશ કરવા લાગ્યા. ૐનો ઉચ્ચાર બે વખત મ્હારે કાને પડ્યો! તેઓ હાથ જોડી આસન વાળી નીચુ મસ્તક નમાવી બેઠેલા હોય એવું મ્હારા જોવામાં આવ્યું."

**ભોલાએ** કહેલી હકીકત શ્રવણ કરી સર્વ શ્રોતાઓને પરમ દુઃખ થયું. **નારાયણ** સ્વામી **રામતીર્થજીના** પટ્ટ શિષ્ય 'તેમણે તેમની સેવા કરવાનું વ્રત ગ્રહણ કર્યું હતું' છતાં **સ્વામીજીની** અંતીમ દશા સમયે તેઓ હાજર નહિ હોવાથી તેમના અંતઃકરણમાં અતિશય વેદના થવા લાગી તેમને બેહદ દુઃખ થયું. ગુરૂ-શિષ્યનો સંબંધ એવોજ હોય છે. પિતા-પુત્ર કરતાં પણ અધિક પ્રેમમય **નારાયણ** સ્વામીના અંતઃકરણમાં નાના પ્રકારના શોક-તરંગ ઉત્પન્ન થવા લાગ્યા. તેઓ વિચારવા લાગ્યા કે: "**સ્વામીજીનું** ઇચ્છા મૃત્યુ થયું! **રામની** ઇચ્છા સિવાય તેમનો દેહ વહન કરવાનું ભાગીરથીમાં પણ સામર્થ્ય નથી, કારણ કે **રામની** આજ્ઞા અનુલ્લંઘનીય છે. **રામની** આજ્ઞાનું પાલન કરવાથી મૃત્યુને પણ મૃત્યુ આવે નહિં! આ પ્રમાણે **સ્વામિજીનાં** વચનો હતાં છતાં આજે આમ કેમ બન્યું?" વગેરે વિચાર તરંગ તેમના મન સાગરમાં પ્રચંડ રૂપે ઉછળતા હતા, એટલામા

+ કાનપૂરથી પ્રસિદ્ધ થતું માસિક.

તેમનું લક્ષ્ય સ્વામિજીના કમણ્ડલ અને પુસ્તકોની પેટીઓ તરફ ગયું ત્યારે તેમના નેત્રો અશ્રુજળથી ભરાઇ ગયા ! તેઓ ગાંડા માફક મ્હોટી બૂમ પાડી બોલી ઉઠયા કે: " આ બધા લેખ અને ગ્રંથોનું સંશોધન હવે કોણ કરશે ? રામના જેવું વેદાન્ત ઉપર ભાષ્ય હવે કોણ લખશે × ? "

ગુરૂદેવ ચાલ્યા ગયા ! જન્મ મરણના ભયંકર દુઃખથી વિમુક્ત કરાવનાર, વિકટ માયાજાળ વિચ્છિન્ન કરાવી, અક્ષય–અમર લોકમાં લઇ જનાર, વિષય–વિષને, વિષય–વિષનાં માયાવી ભયંકર રૂપને બરાબર સમજાવી–તેની મોહ જાળમાંથી છોડાવી બ્રહ્મ લોકમાં લઇ જનાર, ક્ષણિક સુખો તે સુખ નહિં પણ પરિણામે અનેક પ્રકારના કલેશ–દાયક દુઃખોજ છે તેનું જ્ઞાન દાન દઇ અક્ષય્ય સુખ ધામ પ્રત્યે ગમન કરાવનાર સદ્‌ગુરૂ ગયા ! ગુરૂદેવ વિના હવે કોણ નિત્ય જ્ઞાનામૃત પાન કરાવશે ? ગુરૂ દેવ વિના નિત્ય કોણ હવે સંસાર–મોહ ટાળશે ? ગુરૂ દેવ વિના નિત્ય કોણ હવે માયાની વિચિત્ર લીલા સમજાવી બ્રહ્મ જ્ઞાન આપશે ! ગુરૂદેવ વિના હવે કોનો અંકુશ રહેશે ? ગુરૂ દેવ વિના હવે કોનો ભય રહેશે ! ગુરૂ દેવ વિના હવે કોણ "આત્મ સ્વરૂપ" સમજાવશે ? અને ગુરૂ દેવ વિના હવે કોણ પ્રેમયુક્ત વચનો સંભળાવી અભય દાન દેશે ! આવા આવા અનેક વિચારોથી નારાયણ સ્વામીના હૃદયમાં ઉદ્વેગ અને નિરાશાનું તુમુલ યુદ્ધ ચાલવા લાગ્યું. તેઓ વારંવાર મનમાંજ બોલવા લાગ્યા:–" અહા ! કેવા વિદ્વાન્ ! કેવા મહાન સંત ! કેવા ત્યાગી–વિરાગી ! કેવા મહાત્મા ! કેવા સ્વસ્વરૂપ–અનુભવી પુરૂષ ! અહા ! કેવા અવતારી ! અહા કેવા દેવ ! " આમ બોલતાં બોલતાં નારાયણ સ્વામીને અતિ વેદના થતી. સ્વામીજીએ અકસ્માત સમાધિ લીધી તેથીજ તેમને અતિશય દુખ થયું. સ્વામીજી તેમના મોક્ષ-ગુરૂ હતા. સદ્‌ગુરૂ હતા, તેથીજ તેમને સદ્‌ગુરૂની સેવાનો અમુલ્ય લાભ પ્રાપ્ત થયો હતો. શિષ્યે ગુરૂને સર્વસ્વ અર્પણ કર્યું હતું. ગુરૂએ પણ શિષ્યની સદ્‌વૃત્તિ, ગુરૂ ભક્તિ, સેવાવૃત્તિ જોઇનેજ તેને પસંદ કર્યા હતા, અને તેમને સેવા કરવાનો લાભ આપ્યો હતો. એ અમુલ્ય લાભ નષ્ટ થવાથીજ

× સ્વામી રામતીર્થજી જેવા સરલ, સમર્પક, સુબોધક, અતિશય સાદાં અને વ્યાવહારિક દૃષ્ટાન્તોથી ભરેલાં વ્યાખ્યાનો અને ભાષણો પુનઃ વાંચવાનું અને સાંભળવાનું દુર્લભ્ય થઇ પડયું છે, પરંતુ ઉપર લખ્યા પ્રમાણે અંતઃકરણના ટળવળાટને લીધેજ અથવા તો નારાયણ રામ થવાથીજ રામતીર્થજી જેવી હાથોટી નારાયણ સ્વામીના લખેલા "भगवदाशयार्थ दीपिका માં જણાઈ આવે છે. વળી તેમનાં ભાષણો જેમણે સાંભળ્યાં હશે તેમને સ્વામી રામતીર્થજીનુંજ સ્મરણ થાય છે.

નારાયણના મનમાં ઉદ્વિગ્નતા ઉત્પન્ન થઇ હતી, એ ઉદ્વિગ્નતાને વાંચકો ગમે તે વિશેષણ આપે, કાં તો તે અપક્વ દશામાં ગણાય કિંવા તેને મોહવશપણું કહેવામાં આવે પરંતુ ઉદ્વિગ્નતાનું ઉપરોક્ત કારણ તદ્દન સત્ય છે એમાં તો સંશય નથીજ. ગુરૂ–શિષ્યના સંબધમાં ઘણી વખત એમ જોવામાં આવે છે. એ ઉદ્વિગ્નતાનું એક બીજું પણ કારણ છે. રામની વાણી કદી પણ મિથ્યા થાય નહિં એવો નારાયણને દઢ વિશ્વાસ હતો પરંતુ આજે તે વાણી મિથ્યા થયેલી હોવાથી જ તેમના મનમાં અતિશય ખેદ થયો હતો, કારણ કે સન્યસ્ત ગ્રહણ કર્યા બદલ "રામ બાદશાહ" નિત્ય કહેતા કે. "રામની ઇચ્છા થયા સિવાય રામના દેહને સ્પર્શ કરવાની મૃત્યુમાં પણ શકિત નથી." રામતીર્થજીનું આ વચન નારાયણ સ્વામીના અંતઃકરણમાં વારંવાર ઉદય પામતું હતું, તેમજ ઉદ્વિગ્નતાનું ખરૂં કારણ આ હતું."

નારાયણ સ્વામી બહુ ઢીલા થઈ ગયા હતા, એવી સ્થિતિમાં સ્વામીજીના નિવાસ સ્થળમાં જતાં પણ તેમના પગ ઉપડતા નથી. સિમલાસુ બગિચો છોડીને શહેરમાં જવાથી ત્યાંના લોકોની ઉદાસિનતા બમણી વૃદ્ધિ પામે ! તેથી પોતાના અંતઃકરણને શાંતિ મળે નહિં ! હવે શું કરવું ? આવી ભિષ્ટ સ્થિતિમાં સિમલાસુ બગિચાની આસપાસ તેઓ ફરતા હતા, એટલામાં પૂરણજીનો મેળાપ થયો. બન્નેનાં નેત્ર એક થતાજ પરસ્પર હૃદય ભરાઇ આવ્યાં ! રામનો આ પ્રમાણે અંત આવે એટલે તેમના અત્યાર સુધીના સર્વ લેખો ઉપર અને વચનો ઉપર હરતાલ લગાડવા જેવું થઇ પડે એમ પૂરણજીને સુદ્ધાં લાગ્યું ! स्निग्धजनसंविभक्तं हि दुखं सह्यवेदनं भवति ! એ સૂત્ર ખરૂં છે, પરસ્પર એક બીજાનાં દુઃખની આપ લે કર્યા પછી તેમનાં અંતઃકરણો કિંચિત્ હલકાં થયાં, મનનો ખળભળાટ કાંઇક શાંત થયો, દુઃખ અને ઉદ્વેગને લીધે નારાયણ સ્વામીનું લક્ષ અત્યાર સુધી રામનાં પુસ્તકો અને કાગળ પત્રો પ્રત્યે દોરાયું નહતું, પરંતુ હવે તેમણે ગુરૂ દેવના કાગળ પત્રો તપાસવાનો નિશ્ચય કર્યો. બન્ને શિષ્યો સિમલાસુ બગિચામાં સ્વામીજીના નિવાસ સ્થાનમાં ગયા. ત્યાં આવતાંજ પુસ્તકોની પેટી નજીક કેટલાક વિખરાયલા કાગળના કટકા તેમના જોવામાં આવ્યા. તે અવ્યવસ્થિતકાગળો પ્રત્યે તેમનું લક્ષ દોરાતાં તેમણે સર્વ તપાસવા માંડયા. તેમાંથી સ્વામીજીની લેખણીમાંથી ઉતરેલો "સ્વાનંદ સામ્રાજ્ય" નામક લેખ તેમની દૃષ્ટિએ પડ્યો. એ લેખને માટેજ સ્વામીજીએ નારાયણ સ્વામીને રવિવારે આવવાનું કહ્યું હતું. લેખનાં પૃષ્ટો ઉપર આંકડા નહતા, તેથી હાથમાં

આવેલાં પૃષ્ઠ તેમણે વાંચવા માંડ્યાં. વાંચતા વાંચતાં નિચલા લખાણવાળું પૃષ્ઠ તેમને મળી આવ્યું:—

## સંમોહ નિરસન અથવા મોહનો ક્ષય.

"બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇન્દ્ર, ગંગા, ભારત ! હે મૃત્યો ! આ શરીરની ઇચ્છા હોય તો બેલાશક લઇ જાઓ ! મ્હને તેની બિલકુલ પરવાહ નથી. બીજાં અસંખ્ય શરીરોનો મ્હને તોટો નથી ચંદ્રના સ્વચ્છ શીતલ કિરણ અને સૂર્યનાં સોનેરી કિરણ પરિધાન કરી હું અતિ આનંદ પૂર્વક દિવસો નિર્ગમન કરી શકીશ. પર્વતમાંથી વહન થનારા ઝરાઓ, અને સરિતાઓનાં ખળખળ વહેતા પ્રવાહ રૂપે હું સ્વચ્છંદપણે ફરી શકીશ. સમુદ્રની લહરીઓ રૂપે હું આનંદ પૂર્વક નૃત્ય કરી શકીશ. શીતલ, મંદ અને સુગંધી વાયુ તે હું જ છું. મ્હારાં સર્વ સ્વરૂપ નિત્ય નિત્ય બદલાય છે. પર્વતના શિખર ઉપરથી હું નિચે ઉતર્યો, દ્વાર ખખડાવ્યાં, મૃતકને સજીવ કર્યાં, નિદ્રાવશ થયેલાને જાગૃત કર્યાં, પુષ્પ કલિકાઓને હાસ્ય કરાવ્યું, ભુલભુલોને સુખ આપ્યું, કેટલાકનાં આંસુ લૂછ્યાં, કેટલાક ઉપર માયાના આવરણ નાંખ્યાં, કેટલાકનાં માયાવરણ દૂર કર્યાં, આને છેડ્યા, તેને છેડ્યા, આમ ફર્યો, તેમ ફર્યો, એમ કરતાં કરતાં હાથ ઉપર હાથ ઠોક્યો ! અરે ! આ ચાલ્યો ! તેણે પોતાની સાથે કાંઇ લીધું નહિં. તે કોઇના પણ હાથમાં આવ્યો નહિં–આવશે પણ નહિં ! ∴ ૐ ૐ ૐ"

બસ ! થયું ! ઉપરોક્ત લેખ વાંચતાંજ નારાયણ સ્વામી અને પૂરણજીના મનને સંતોષ થયો ! તેમની સર્વ શંકાઓ ટળી ગઇ ! સમાધાન થયું ! "રામ સત્વર શાંત થશે." સ્વામીજીના એ શબ્દોનું આ સમયે બન્ને શિષ્યોને સ્મરણ થયું.

લેખનું વાંચન થઇ રહ્યા પછી નારાયણ સ્વામીએ ઇતર કાગળ પત્રો અને પુસ્તકો તપાસ્યાં. તેમણે લેખ લક્ષપૂર્વક તપાસી વિષય પ્રમાણે તેના સાત વિભાગ પાડ્યા. તે સર્વ છપાવવા માટે તેમના શિષ્યો અને ભક્તોએ યોજના કરી છે. ×

---

∴ આ લેખ સ્વામીજીએ ઉર્દૂમાં સમાધિ પહેલાં થોડી ક્ષણ પૂર્વેજ લખ્યો છે.

× સ્વામી રામતીર્થજીના સર્વ લેખો અને કાવ્યો છપાવવા માટે લખનૌમાં રામતીર્થ પબ્લીકેશન લીગ નામક સંસ્થા સ્થપાઈ છે. ધન્ય છે એમના ભક્તોને અને શિષ્યોને ! લેખક.

## છેલ્લા લેખ સંબંધી.

સ્વામીજીના છેલ્લા લેખ સંબંધી નારાયણ સ્વામીએ ભોળાદત્તને પૂછતાંજ તેણે નીચે પ્રમાણે હકીકત કહી. તેણે કહ્યું કેઃ—

સ્નાન કરવા જતાં પહેલાં ઘણી વાર સુધી સ્વામી મહારાજ આ કાગળો ઉપર કાંઈક લખતા હતા. તે સમયે તેમની મુખમુદ્રા લાલ અને આનંદમય જણાતી હતી. નેત્રોમાંથી મોતી જેવાં અશ્રુબિંદુ ટપકતાં હતાં. તેમનું ચિત્ત એટલું બધું એકાગ્ર થયું હતું કેઃ શરીરનો એક વાળ પણ હાલતો જણાતો નહિં. લેખ લખવામાં તે એટલા બધા તન્મય થયા હતા કેઃ હું તેમની પાસે ઘણીવાર જઈને ઉભો રહ્યો પરંતુ મ્હારા તરફ તેમણે જોયું પણ નથી. અગિઆર વાગતાનો સમય હોવાથી ભિક્ષા તૈયાર હોવાનું કહેવા હું તેમની પાસે ગયો હતો, પણ જોઉં છું તો સ્વામીજી સમાધિમગ્ન હતા! કાગળ અને લેખણી પણ હાથમાંથી પૃથ્વી પર પડી ગઈ હતી. બ્હીનાં બ્હીતાં મ્હેં તેમની નજીક જઈ હાથ જોડી ભિક્ષા તૈયાર હોવાનું જણાવ્યું પણ કંઈ ઉત્તરજ નહિં! થોડી વાર પછી મ્હેં પુનઃ કહ્યું "ભગવન્! ભિક્ષા આપની વાટ જુવે છે." મ્હારો અવાજ સાંભળી સ્વામીજીએ નેત્રો ઉઘાડયાં. અને મ્હારા સ્હામે જોઈ હાસ્ય કરતાં કહ્યુંઃ— "બેટા! શું કહે છે?" મ્હેં પુનઃ હાથ જોડી કહ્યુંઃ "મહારાજ! ભોજન તૈયાર છે. સ્નાનને માટે ગંગા જળ અહિં લાવું કે આપ ગંગાજી ઉપર સ્નાન કરવા જવાના છો?" તેમણે ઉત્તર દીધોઃ "હે. હજી ખાધું પીધું નથી?" મ્હેં ઉત્તર દીધોઃ "મહારાજ! ના, ખાધું નથી. હું પણ આજ ગંગા સ્નાન કર્યા પછીજ ભોજન કરીશ." મ્હારો ઉત્તર સાંભળી, કોણ જાણે શા કારણથી સ્વામીજીને ખુબ હાસ્ય આવ્યું અને આશ્ચર્ય પામી કહ્યુંઃ "પ્યારે ભોલાદત્ત! કેમ? આજે તું ગંગા પર સ્નાન કરવા આવશે? આજે એવું વિશેષ કારણ શું છે!" મ્હેં કહ્યુંઃ "મહારાજ! આજે મહાન્ પર્વ દિવસ છે. આજે દિવાળી, વળી સંક્રાતિ, અનેઅમાવાસ્યા છે! તેથીજ કહું છું કેઃ ગંગા સ્નાન કર્યા પછીજ ભોજન કરવું." વ્યાયામ કરતાં સ્વામીજીને થોડું વાગેલુ હોવાથી સમાધિ પૂર્વે બે ચાર દિવસથી તેઓ પર્ણકુટીમાં ગંગા જળ મંગાવી નાન કરતા. મ્હારો ઉત્તર સાંભળી પર્ણકુટીમાં સ્નાન કરવું ઠીક નહિં જણાયાથી તેમણે કહ્યુંઃ "ઠીક છે. આજે રામ ગંગા પર જઈને જ સ્નાન કરશે. ચાલ, આપણે બન્ને સાથે જઈએ." આટલી વાતચિત થયા પછી અમે બન્ને ગંગાજી પર ગયા.

બોલાદત્તના ઉપરોક્ત શબ્દો સાંભળ્યા પછી તેજ નારાયણ સ્વામી અને પૂરણજીની તદ્દન ખાત્રી જ થઇ કે: સમાધિ લેવાનો સ્વામીજીનો પહેલાંથીજ વિચાર હતો. સ્વામીજીનું કોઈ પણ વચન અસત્ય ઠર્યું નથી એ સબંધી તેમના મનમાં યત્કિંચિત્ પણ શંકા રહી નહિં.

## સમાધિ પછી.

સ્વામીજીનું શરીર ગંગાજીમાં વહન થવા માંડ્યું તે પ્રવાહને લગતીજ એક ગુફા હતી ત્યાં જઇ અટક્યું. આ સમયે એવોજ એ: દૈવી સુયોગ થઇ આવ્યો કે: સ્વામીજીએ જળ સમાધિ લીધી તેજ સમયે તોપોના અવાજ સાંભળવામાં આવ્યા. એ તોપો ટિહરીના મહારાજાના સ્વાગત માટે ફોડવામાં આવની હતી, પરંતુ સ્વામીજીએ જળ સમાધિ પણ બરાબર તેજ સમયે લીધી, તેથીજ જાણે સ્વામીજી બ્રહ્મીભૂત થયાના સમાચાર સર્વ જગતને નિવેદન કરવા માટેજ તોપો ફુટતી ન હોય તેમ થયું !

સ્વામી રામતીર્થજી તા. ૧૭ અકટોબર ઇ. સ. ૧૯૦૬ ને દિવસે, ૩૩ વર્ષની વયે, દિપવાળીને પવિત્ર પર્વ-દિવસે બ્રહ્મીભૂત થયા ! સ્વામીજીનો જન્મ પણ દિપવાળીને દિવસેજ થયો હતો ! સ્વામીજીનું કૃષ્ણાર્પણ પણ દિપવાળીનેજ દિવસે ! અને સમાધિ પણ દિપવાળીનેજ દિવસે ! અહા ! કેવો આ વિલક્ષણ યોગ !

સમાધિ પછી સાતમે દિવસે તેમનો દેહ ફુલીને જળ ઉપર આવ્યો. એ દેહ ગંગાકિનારે આવ્યો તે સમયે પણ તે સમાધિ-સ્થિતિમાંજ હતો. બન્ને હાથ એક ઉપર એક છાતીપર મૂકી આસનવાળી બેઠા હતા. તેમના શરીરની એવી સ્થિતિ હતી. ૐનો ઉચ્ચાર કરતી વખતે મુખ જેટલું ઉઘાડું રહેવું જોઇએ તેટલું જ રહ્યું હતું ! આશ્ચર્ય એ હતું કે: આટલા દિવસ દેહ જળમાં રહેવા છતાં કોઇ પણ જળચર પ્રાણીએ તેને સ્પર્શ કર્યો નહતો. આ સમયે નામદેવ મહારાજના શિપ ( છીપ )માંથી થયલા જન્મ સંબંધી વૃત્તાન્તનું સ્મરણ થઇ આવે છે. નામદેવ શિપમાંથી જન્મ પામી ચંદ્રભાગા નદીમાં વહન થઇ રહ્યા હતા. તેઓ વિઠ્ઠલ, વિઠ્ઠલ નામનો ઉચ્ચાર કરતા હતા, એવું તેમના પ્રેમળ અને ભાવિક ભક્તોએ અંધ શ્રદ્ધાને લીધે જ લખ્યું છે, કારણ કે: એવી સ્થિતિમાં શિપમાં રહેવું શક્ય જ નથી શિપ કેટલી ન્હાની અને નામદેવ કેટલા મ્હોટા ! વગેરે અનેક તર્ક કરનારા નિંદાવાદીઓને જણાવવાની આવશ્યકતા છે કે: ભગવાનના રાજ્યમાં અશક્ય એવું શું છે ! ભગવાનની લીલા અકળ, અગમ્ય, અકથ્ય અને અલૌકિક

છે. તે સામાન્ય-માનવી-મનુષ્યોના કળવામાં શી રીતે આવે ? નિંદાવાદીઓ, તર્કવાદીઓ પોતે જ કહે છે કેઃ ભગવાનની લીલા અકળ, અલૌકિક છે તેમ છતાં તે લીલાની ચર્ચા કરવા અને તેમાં શંકાઓ ઉઠાવવા તેઓજ તૈયાર થઇ જાય છે ! એ જ જગતમાં મ્હોટું આશ્ચર્ય છે ! એવી શંકા ઉઠાવનારાઓએ સ્વામીજીના શરીર સંબંધી પંદરેક વર્ષ ઉપર બનેલા બનાવ પ્રત્યે વિચાર કરવો જોઇએ કે જેથી અધિકારી પુરૂષોની સ્થિતિ સંબંધી તેમના મન ઉપર પ્રકાશ પડ્યા સિવાય રહેશે નહિ. અસ્તુ, સ્વામિજીનો મૃતક દેહ જળ બહાર કાઢયા પછી એક પેટીમાં મૂકી તેને વિધિપૂર્વક ભાગીરથીમાં મૂકી દેવામાં આવ્યો.

પુણ્ય પવિત્ર સ્વામી રામતીર્થજી જેવા અવતારી પુરૂષનો પંચભૂતાત્મક દેહ આ પ્રમાણે જળમાં વહન થઇ ગયો ! અર્થાત્ તે મહાન્ વિભૂતિએ મર્ત્યલોકનાં માનવીઓ સાથેનો શરીર-સંબંધ છોડી દીધો. જે મહદ્-પવિત્ર કાર્ય કરવા અવતાર ગૃહણ કર્યો હતો તે કાર્ય તેમણે કર્યું. ભવસમુદ્રમાં પ્રવાસ કરનાર નર-નૌકાઓને યોગ્ય-માર્ગ દર્શાવવાનું, ખડક અને પ્રચંડ વમળોમાંથી બચાવી લેનાર દીવાદાંડીનું કામ તેમણે કર્યું. એવા અલૌકિક-દિવ્ય શક્તિ સમ્પન્ન મહાત્માઓ પોતાનું અવતાર કાર્ય સત્વર સમાપ્ત કરી ચાલ્યા જાય છે, પરંતુ તેમના જીવનક્રમનું એક સ્ફુલિંગ સૂર્યનાં એકજ તેજસ્વી કિરણની પેઠે-અગ્નિની એકજ તીક્ષ્ણ ચિણગારીની પેઠે-સર્વ જગતમાં જ્ઞાનાગ્નિ-જ્ઞાન-રવિ-પ્રસારવા કારણભૂત થાય છે. ભગવાન આદ્ય શંકરાચાર્ય, પૂજ્ય જ્ઞાનેશ્વર મહારાજ, પૂજ્ય સ્વામિ વિવેકાનંદજી, વગેરે સ્વામિ રામતીર્થજીની પેઠે જ અતિશય પરિશ્રમ કરતા હતા, તેથી તેમનું દેહાવસાન અલ્પ વયમાંજ થયું હતું, એમ માનસશાસ્ત્ર કહે છે; કારણ કેઃ એ મહાન્ પુરૂષોએ રાત દિવસ સતત્ શરીરશ્રમ કરી લોકકલ્યાણ કાર્ય કર્યું છે. તેમણે શરીરના સંરક્ષણ તરફ દષ્ટિપાતજ કર્યો નહતો. શરીરને સુરક્ષિત રાખવું, શરીર હૃષ્ટપુષ્ટ રાખવું અને લોકકલ્યાણ કરવું. એ બે કાર્યો એક સાથે બનતાં નથી એ તેઓ સારી પેઠે જાણતા હતા. તેથી જ તેમણે શરીરનાં સર્વ હાડ, રક્તમાંથી પોતાનું જ્ઞાન-ઓજસ્ શોધી શોધીને લોકકલ્યાણ માટે વિતરણ કરી દીધું હતું-બલિદાન દઇ દીધું હતું. કોઇ પણ ઉત્તમ કાર્ય માટે સંપૂર્ણ બલિદાન આપવું જોઇએ એ સૂત્ર તેમને રૂંવે રૂંવે વ્યાપેલું હતું. તેઓ સારી પેઠે સમજતા હતા કેઃ લોકકલ્યાણ માટે જન્મ ધારણ કર્યો છે ત્યાં પછી બસ, સર્વસ્વ લુંટાવી જ દેવું એજ ધર્મ. અવતારી મહાપુરૂષો એ ધર્મનું યથાર્થ પાલન કરતા જોવામાં આવ્યા છે.

લોકકલ્યાણ માટે દેહ છે. સુરક્ષિત રાખવા માટે દેહ નથી. એ સૂત્ર પણ તેમનાથી અજાણ નહતું.+ તેથી જ તેમણે દેહનું સંરક્ષણ કરવા શ્રીમંત વિદ્વાનોની પેઠે કિંવા મઠધારી કે ગાદીપતિ સાધુ, સન્યાસી કે આચાર્યોની પેઠે શરીર હૃષ્ટપુષ્ટ રાખવા સાથે ધર્મોપદેશ કરવો ઉચિત ધાર્યું નહતું. જો કે કેટલાક મહાપુરૂષો એવા પણ હોય છે કે: જેઓ ઘણાં વર્ષ પર્યંત જીવન ધારણ કરી જગતને ધર્મોપદેશ આપે છે, પણ તે માત્ર અપવાદ તરીકેજ! એવા મહાત્માઓ પોતાની અદ્દભુત શક્તિના આકર્ષણથી જનસમાજનાં અંતઃકરણ પોતાના તરફ ખેંચી લે છે, પછી તેમને સ્વાવલંબનનું શિક્ષણ આપવાની ઇચ્છાથીજ તેઓ સ્વલીલા સંકુચિત કરી લે છે, મહાત્માઓની અદ્દભુત લીલા, ભગવાનની અલૌકિક સૃષ્ટિની અલૌકિક દિવ્ય લીલા, તે ભગવાનજ જાણે!

સ્વામીજી સમાધિસ્થ થવાથી આપણા જેવા માયાબદ્ધ જીવોને તેમજ ધર્મામૃતના લોભી જીવોને અંતર દુઃખ થાય એ સ્વાભાવિક છે, પરંતુ મનના સંતોષને માટે રામના ઓજસ્વી ઉપદેશનો આશ્રય ગ્રહણ કર્યા સિવાય છુટકો નથી. મહા પુરૂષો તો ગયા પણ તેમની ચૈતન્યમય અમરવાણી, તેમના ઉપદેશામૃત તેમના ભક્તોને માટે હજી અમરજ છે. હજી તેમની જ્ઞાન ગંગા વહન થયાજ કરે છે. ઇચ્છા હોય તેણે તે અમૃતનું પાન કરી અમર થવું અને ઇચ્છા હોય તેણે તે ગંગામાં સ્નાન કરી મન, વાણી, કર્મ પવિત્ર કરવાં, પણ જેને માત્ર વાતો કરવાનીજ ટેવ પડી હોય તેણે દૂર ઉભાં ઉભાં માત્ર પવિત્ર તીર્થોનાં નામ સ્મરણ કરીનેજ સંતોષ માનવો!

+ભગવાનશ્રી રામકૃષ્ણપરમહંસદેવને કણ્ઠે ક્ષત્ થયો હતો, બોલાતું નહિં, ડૉક્ટરોએ બોલવાની મના કરી, પૂજ્ય સ્વામી વિવેકાનંદજી વગેરે શિષ્યોએ પણ ના કહી, તે સમયે પરમહંસદેવે કહ્યું કે: "ધર્મનું જ્ઞાનદાન દેવા માટેજ જન્મ ધારણ કર્યો છે, શરીર બચાવવા માટે નહિં લોકોને ધર્મનું જ્ઞાન આપતાં આથી પણ વિશેષ દુઃખ ભોગવવું પડશે અથવા આવા અનેક જન્મો લેવા પડશે તો પણ અડચણ નહિં, પરંતુ હું ધર્મનું જ્ઞાન તો વિતરણ કર્યાજ કરીશ. આ શરીરનું ગમે તે થાઓ, તેની ચિંતાજ નથી." પરમહંસદેવે દેહત્યાગ કર્યો તે ક્ષણ સુધી સાવચેત રહી જે કોઈ આવતું તેને ધર્મોપદેશ કરતા. દેહત્યાગ પૂર્વે બે મિનિટ આગમચ સ્વામી વિવેકાનંદજીએ મનમાંજ સંકલ્પ કર્યો કે: "જો પરમહંસદેવ ઈશ્વરાવતાર હોય તો આ સમયે મ્હને તે સંબંધી ખુલાસો કરે." પરમહંસદેવને ઈચ્છાપૂર્વક શરીર ત્યાગ કરવાની થોડીક ક્ષણ બાકી હતી, તેજ ક્ષણે તેમણે નેત્રો ઉઘાડી વિવેકાનંદજીને કહ્યું કે: "હજી પણ શંકા! હું ઈશ્વરાવતાર છું. શંકા એજ અનિષ્ટનું મૂળ છે." સ્વામીજીએ તુરતજ ચરણ સ્પર્શ કરી મસ્તક નમાવી અનેક પ્રણામ કર્યા:—લેખક.

કરણી તેની પાર ઉતરણી. પ્રસ્તુત પ્રકરણને મથાળે પ્રારંભમાંજ આલેખાયલી ભગવદ્ ઉક્તિનોજ જાણે અનુવાદ સ્વામીજીએ કર્યો હોય તેમ નિચલા કાવ્ય પરથી સ્પષ્ટ જણાય છે. તથાપિ તે ઉપર રામત્વનો સિક્કો હોવાનું સ્પષ્ટ જણાય છે, તેથી તે પ્રત્યે વળીએ છીએઃ—

( ગઝલ. )

जाने मन[1] ! जिस्म[2] एक खिलता[3] है ।
इसके उतरे न कुछ बिगडता है ॥ १ ॥

याद रख, तूं नहीं यह जिस्मे-कस्तीफ[4] ॥
और हरगिज[5] नहीं तूं जिस्मे-लतीफ[6] ॥ २ ॥

जिस्म तेरा कसीफ ओवर-कोट[7] ॥
जिस्म तेरा लतीफ[8] अंडर-कोट[9] ॥ ३ ॥

जिस्म[10]-बेरूनी झट बदलता है ॥
जिस्म अंदरका देरपा[11] सा है ॥ ४ ॥

देहस्थूल मर गया जिस[12] वक्त[13] ॥
देहसूक्ष्म चल गया उस वक्त ॥ ५

देहसूक्ष्म फिरे है आवागमन[14] ॥
तू तो हरजा[15] है, आना जाना कौन ! ॥ ६ ॥

ભાવાર્થ:—અરે પ્યારા મન ! દેહ એ એક અંગરખો છે એમ સમજી એક અંગરખો કાઢી દુર મૂકવાથી મૂળ રૂપમાં કાંઇ બિગાડ થતો નથી, તેથીજ તું લક્ષ્યમાં રાખ કેઃ તું તે સ્થૂલ દેહ નથી અથવા સૂક્ષ્મ-દેહ પણ નથી. સ્થૂલ દેહ એ ત્હારો "ઓવર-કોટ" છે અને સૂક્ષ્મ દેહ છે તે ત્હારો અંદરનો અંગરખો છે. બાહ્ય શરીર ઝટ બદલાઈ જાય છે પરંતુ અંદરનો દેહ ( સૂક્ષ્મદેહ ) પુષ્કળ કાળ પર્યંત રહે છે, તથાપિ સ્થૂળ દેહ ગમન કરે છે તે સાથેજ સૂક્ષ્મદેહ પણ અદૃષ્ય થાય છે, અને એજ સૂક્ષ્મદેહ જન્મ મરણનો ફેરો ફરે છે, પરંતુ તું ( સ્વયં પ્રકાશ આત્મા ) પ્રત્યેક સ્થળે વિદ્યમાન-ઓતપ્રોત છે, તેથી જન્મ મરણ કેવું અને કોને?*

---

૧. ઓ પ્યારા મન. ૨ દેહ. ૩. કોટ, અંગરખો. ૪. સ્થૂલ શરીર. ૫. નિત્ય. ૬. સૂક્ષ્મ શરીર. ૭. ઉપરથી પહેરવાનો મોટો ઝબ્બો. ( Over coat. ) ૮. સૂક્ષ્મ. ૯. અંદરનો અંગરખો. ૧૦. બાહ્ય શરીર અર્થાત્ "ઓવર કોટ." ૧૧. પુષ્કળ કાળ પર્યંત ટકી રહેનાર. ૧૨. જે. ૧૩. વખત. ૧૪. આવવું જવું. ( આવાગમન. ) જન્મ મરણ. ૧૫. પ્રત્યેક સ્થળે.

સગુણમૂર્તિ, સગુણ ઉપાસના અને સગુણ ભક્તિની લ્હેજત કાંઇ ઓરજ છે. તેમાં પણ બ્રહ્માવસ્થાનું જ્ઞાન જેને સંપૂર્ણ રૂપે થયું ન હોય એવા મનુષ્યોને તો તેનું મહત્વ અધિક જ જણાય એ સ્વાભાવિક જ છે. સ્વામિ રામતીર્થજી સાકારરૂપે-સગુણરૂપે-અદૃષ્ય થયા, પૂર્વે જે શરીરરૂપે હતા તે સ્વરૂપ અમને હવે જણાતું નથી તેથી જ દુઃખ થાય છે અને તેજ કારણને લીધે "મ્હારા રામને કોઇએ દીઠા હોય તો કહો." એમ રામભક્તો કહે

---

* ઉપરોક્ત કવિતામાં દર્શાવેલી સ્થિતિ અધિક સ્પષ્ટ કરવા માટે વૈદિક ધર્મનું કેટલુંક સ્પષ્ટિકરણ ઉપયુક્ત જણાયાથી તે નીચે સાદર કરવામાં આવે છે.



છે, પરંતુ રામે એવા ભક્તોને તુરત જ ઉત્તર દીધો છે કેઃ "રામ અત્યંત સુખી છે. જીવન-સાગરની ભરતીમાં અને કર્મના તોફાનમાં નૌકા માફક તે ઉપર-નીચે આવ-જા કરી રહ્યો છે. पुनरपि जननं पुनरपि मरणं એ પ્રમાણે આજે આ સ્થળે તો કાલે અન્ય સ્થળે એમ કરોળિયાની પેઠે હું એક અનન્ત જાળ પ્રસારી રહ્યો હતો. ક્ષણે ક્ષણે ક્ષુબ્ધ થનાર ઉત્સાહી જીવનનો જાણે સમુદ્ર જ! એ પ્રમાણે **કાળના ફરતા ચક્ર-ભાગમાંથી હું ચૈતન્યની દિવ્ય-કણિકાઓ વિણતો હતો. ૐ!"**

આ પ્રમાણે વિચારતાં સ્પષ્ટ થાય છે કેઃ આત્મારૂપી રામ સર્વત્ર ઓતપ્રોત થઈ રહ્યો છે.-સર્વત્ર પ્રકાશી રહ્યો છે. તે પ્રત્યેક અંતઃકરણમાં વિલસી રહ્યો છે. એમ હોવાથી તે પ્રાણપ્રિય રામને (**આત્મારામને**) શોધી તેનાં **દર્શન** કરવાં એજ મનુષ્યમાત્રનું કર્તવ્ય છે. મ્હોટા મ્હોટા સાધુ સંતો-મહાપુરૂષોએ એજ કાર્ય કર્યું છે. તેમણે **આત્મજ્ઞાન પ્રાપ્ત કરી આત્મ-દર્શન (આત્મ સાક્ષાત્કાર)** કર્યો છે તેથી જ તે સામાન્ય માયાવી-સંસારી જીવો કરતાં મહાન પૂજનીય, વંદનીય ગણાય છે. તેથી જ તેમને આપણે ગમે તેટલે દૂર જઈને પણ પૂજીએ છીએ અને તેમનાં સમક્ષ આપણાં દુઃખ નિવેદન કરીએ છીએ. એ મહાન્ પવિત્ર સંતોના મન, વાણી, કર્મ-અરે! તેમની ક્ષણે ક્ષણ પવિત્ર અને સત્ હોવાથી તેમની સમક્ષ જનાર દુઃખી દરિદ્રીઓનાં દુઃખ ક્ષણમાં દૂર થઇ જાય છે. તેમની દૃષ્ટિ માત્રથી અનેક ભયંકર વ્યાધિ-વિઘ્નો નાશ પામે છે. સંસારમાં એવાં આપણે અનેક દૃષ્ટાંતો જોયાં છે કેઃ અમુક સંતની કૃપાથી અમુક દરિદ્રી મનુષ્ય શ્રીમંત બન્યો કિંવા અમુક મનુષ્યને ઘેર પારણાં બંધાયા તેમજ અમુક મનુષ્યનો ભયંકર વ્યાધિ નાશ પામ્યો.

એવી દિવ્ય શક્તિ પ્રાપ્ત કરવી, આત્મ સાક્ષાત્કાર કરવો, એજ જીવ માત્રનું અંતીમ કર્તવ્ય છે. કોઇ આજે, કોઇ કાલે તો કોઇ એક જન્મે કિંવા કોઇ અનેક જન્મે, પણ તેને માટે એજ પવિત્ર કર્મ નિર્માણ થયું છે. પૂજ્યપાદ **સ્વામી રામતીર્થજીની** એજ મહાન્ ઇચ્છા હતી કેઃ મુમુક્ષ જીવોને આત્મ સાક્ષાત્કાર કરાવી આપવો. તેમને વેદાંતનું જ્ઞાન આપવું અને તેમને સત્-માર્ગે ચઢાવવા. અમેરિકાથી પાછા આવ્યા પછી તેમનાં દર્શને જવાની ઇચ્છા તેમના વડીલે દર્શાવી ત્યારે સ્વામીજીએ એવા આશયનો વિજ્ઞપ્ત સંદેશો મોકલ્યો હતો કેઃ **"તેમણે પોતાના અંતઃઆત્મામાંજ મ્હને નિહાળવો."** (અર્થાત્ હું અને તમારો આત્મા એકજ છીએ એવો અનુભવ કરવો." પિતાની પેઠેજ પ્રત્યેક મનુષ્યને સ્વતઃનો અંતર્યામી પોતાને દર્શન દે એવીજ

સ્વામીજીની ઇચ્છા હતી. સર્વત્ર તેજ—રામ—આત્મારામ જ ઓતપ્રોત ભરેલો હોવાથી એ ઇચ્છા પૂર્ણ કરવાનું કામ પણ તેમનુંજ છે. તે કલ્પતરૂ છે. તે મનવાંચ્છિત ફળ અર્પે છે. માનવ મન તે દિશામાં હોવું જોઇએ. સંસારનાં અનેક કાર્યોમાં લેપાવા છતાં પણ માનવ-મન તે દિશામાં હશે તો અવશ્ય ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થશેજ થશે. મનુષ્ય મનને ચિંતા કેવી ? ભગવાન ઉપર સર્વ ભાર મૂકી દઇ, પોતાની ઇચ્છા તેજ પરિપૂર્ણ કરશે એવો દૃઢ વિશ્વાસ રાખી નિશ્ચિંત રહેવું એજ જ્ઞાનીનાં લક્ષણ છે, અને એજ ઉત્તમ માર્ગ છે. સ્વામીજીએ કહ્યુ છે કે: "**અતિશય વિશ્વાસ અને દૃઢ શ્રદ્ધા, એજ ઉત્કૃષ્ટ જીવનકલા છે.**"

એ જીવનકલા સર્વ મનુષ્યોને પ્રાપ્ત થાઓ, અને જગતના કલ્યાણ માટે ભારતવર્ષ ચિરાયુષ્યમાન થાઓ એવી સર્વ શક્તિમાન્ પરમાત્માની પ્રાર્થના પૂર્વક તે-**આત્મારામ**-નાં દર્શન માટે પણ અમે યાચના કરીએ છીએ. સદ્ગુરૂદેવ અમારી પ્રાર્થના-અમારી યાચના પરિપૂર્ણ કરે.
**ॐ तत्सत् रामकृष्णाय नमः ॥**

( પ્રથમ ભાગ સમાપ્ત. )



# ભાગ ૨ જો.

## પ્રકરણ ૮ મું.

### સ્વામીનાં વિવિધ દર્શન.

**यद्यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जित मेव वा ।**
**तत्त देवावगच्छ त्वं मम तेजोंशसंभवम् ॥ ४१ ॥**

**भ. गी. अ. १०.**

* * * *

**सर्व देशी हूं, ब्रह्म हमारा, एक जगह अस्थान[1] नहीं,**
**रमा हूं सबमें, मुझसे कोई भिन्न वस्तु इन्सान्[2] नहीं ॥**

**रामतीर्थजी ।**



હિમાલયસ્થિત નંદનવનને સૌંદર્ય અને ચૈતન્ય અર્પનાર ચૈતન્ય ઘન, સર્વ પ્રકારના વૈભવ અને સૌંદર્યનું આદિ કારણ, ભેદાભેદ રહિત જ્ઞાનપૂર્વક સર્વ જીવોને એકજ ચૈતન્યસાગરમાં સ્નાન કરાવનાર દિવ્ય શક્તિ, ઉષાના ગાલ ઉપરનું રૂચિ રહસ્ય, વિકસિત પુષ્પ કલિકાઓનું પ્રફુલ્લિતપણું, મધ્ય રાત્રિએ ચમકતા તારાઓનું અતુલરૂપ, જગતની પ્રત્યેક સૌંદર્યવાન વસ્તુ, ગ્રહનક્ષત્ર આદિ કુટુંબ પરિવાર સહિત સુશોભિત થઇ રહેલો નિશાનાથ શશાંક, પ્રાતઃકાલનો હિમતુષાર, ભૂતમાત્રનો નાના પ્રકારનો ચરિત્ર વિલાસ, જગતના પ્રત્યેક વીર પુરૂષ, સાધુ, કવી અને ચિત્રકારના નેત્રમાં પ્રકાશિત થઇ રહેલો જ્યોતિ, ઇત્યાદિ અનંતરૂપે વેષ

ધારણ કરનાર અને વિહાર કરનાર "વિશ્વવિહારી" રામ (આત્મા-બ્રહ્મ-ઇશ્વર)નાં દર્શન કરવાનું કામ અતિ દુર્ઘટ છે. પૂર્વના અનેક પુણ્યબળ પ્રભાવવડે ક્વચિત્ તેનાં દર્શન થાય તો તેને યથાર્થરૂપે જાણવાનું-ઓળખવાનું કામ તો અતિ દુર્ઘટ છે. તથાપિ અનંત આકાશમાં પ્રવાસ કરી રહેલા ગૃહ-ગોલકોને યોગ્યરૂપે નિહાળવા માટે જેમ દુર્બિન્ જેવા ઉપનેત્રની સહાયતા લેવી પડે છે અને તેવી સહાયતા લેવા છતાં પણ તેનું યથાર્થ દર્શન થવું અથવા દિગ્દર્શન થવું એ જેમ દુર્બિનની શક્તિ ઉપરજ આધાર રાખે છે તેજ પ્રમાણે વિશ્વવિહારી રામનાં દર્શન કરવા માટે પ્રયત્ન કરવાથી અનુભવ સિદ્ધ થશે એવી શ્રદ્ધા છે, પરંતુ એ વાઙ્મનસાતીત, અમર્યાદિત રામનાં, મર્યાદિત એવાં વાઙ્મનસાદિક સાધનદ્વારા દર્શન કરવાનો પ્રયત્ન અયશસ્વી કિંબહુના હાસ્યાસ્પદ થાય તો પણ પ્રયત્ન રહિત થવું એ પુરૂષત્વ ન કહેવાય. **મનુષ્યે કદી પણ નિરાશ ન થવું.** આશાવાદી થવું. આપણાં શાસ્ત્રકારો આપણને દૃઢ શ્રદ્ધાન્વિત થવા આજ્ઞા ફરમાવે છે. તે જરા પણ અસત્ય નથી. **ઉચ્ચ ધ્યેયની પ્રાપ્તિને માટે દૃઢ શ્રદ્ધા સહિત સતત્ પ્રયત્ન કરવો. ઈશ્વર અવશ્ય યશ આપશે.** આપણા ઋષિ-મુનીઓએ જે સત્યનું દર્શન કર્યું છે, જે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે તે આપણને પણ અવશ્ય પ્રાપ્ત થશે. તે આપણને પણ દર્શન દેશે જ દેશે. પૂજ્યપાદ સ્વામી વિવેકાનંદજી પોતાના ગુરૂદેવ ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવને શ્રી મુખેથી નિત્ય સાંભળતા કેઃ "**જગતમાં ઈશ્વર છે અને તે આપણી સાથે સારી પેઠે વાતચિત કરી શકે છે.**" ગુરૂદેવને મુખેથી સાંભળેલા આ વાક્યની સત્યતા તપાસવાનો એક દિવસ આવ્યો. વિવેકાનંદજી પિતૃ શૂન્ય થયા. ઘરમાં અન્ન-વસ્ત્ર ન મળે. એ સમયે ગુરૂદેવનું વચન અજમાવ્યું. ઇશ્વરને અન્ન-વસ્ત્ર માટે ખૂબ પ્રાર્થના કરી પણ કાંઈ શુભ ફળ ન મળ્યું. અંતે તેમણે કહ્યું કેઃ "જગતમાં ઇશ્વર છેજ નહિ. હોય તો મ્હારી અરજ કેમ ના સાંભળે?" તેમનું આ કથન ગુરૂદેવને કાને ગયું. એક દિવસ એવો આવ્યો કેઃ જે દિવસે વિવેકાનંદજીને ગુરૂદેવે **ઇશ્વર-દર્શન** કરાવ્યાં. પાષાણમયી કાલીમાતા ચૈતન્યમયી થઇ વિવેકાનંદજી સમક્ષ આવી બોલ્યાઃ! "વર માગ." બસ, એ ક્ષણે જ વિવેકાનંદજીની ખાત્રી થઇ કેઃ "**જગતમાં ઈશ્વર છે અને તે આપણી સાથે વાર્તાલાપ કરી શકે છે.**" આપણા નિર્લોભી, નિરાભિમાની, તપસ્વી ઋષિ મુનીઓએ તપસ્યાદ્વારા જાણેલું અને પ્રસિદ્ધ કરેલું સત્ય આપણે કેમ

---

૧. સ્થાન. ૨. સત્ય.

અસત્ય કહીએ ? સત્યનો સાક્ષાત્ અનુભવ કરવા આપણા પ્રયત્નમાં ખામી રહે ત્યાં તેમનો વાંક શો ? **પ્રયત્ન કરો. રામ દર્શન દેશે**, જેવો પ્રયત્ન, તેવાં દર્શન. જેવું તમારૂં હૃદય મંદિર તેવો **રામ**, જેટલું તે પવિત્ર તેટલી તેની તેમાં સ્થિતિ. તે મંદિરમાં જરા પણ મલિનતાનો પ્રવેશ થયો કે તુરતજ તે અદૃષ્ય ! **રામ દર્શન કરવાં છે ?** હૃદય મંદિર પવિત્ર કરો. ત્યાં ઉત્તમ મણિ-મુક્તા ખચિત ભદ્રાસન માંડો. રામની પ્રાર્થના કરો. સતત્ ! એક ચિત્તે રામ આવ્યા વિના કેમ રહેશે ? પરંતુ સ્મરણમાં રાખજો કે જેવું તમારૂં રામ પ્રત્યે મન તેવાં જ તે રામનાં દર્શન ! કોઇને સંપૂર્ણ રામ તો કોઇને રામની ઝાંખી જ માત્ર ! જેવાં દર્શન મળે તેમાં સંતોષ જ માનવો એજ શ્રેષ્ઠ. જેવા પ્રકારનાં ઉપનેત્ર તેવાં પ્રકારનાં **રામ-દર્શન**, ગોસ્વામી તુલસીદાસજીને કયે પ્રકારે કઇ સ્થિતિમાં **રામદર્શન** થયાં હતાં તે કોનાથી અજાણ્યું છે ! **રામ-દર્શન** માટે એટલી તૈયારી જોઇએ બાપુ ! અંતઃકરણ, મન, વાણી, કર્મ, નેત્ર, ઉપનેત્ર, સર્વ **રામમય** કરવું જોઇએ ! તો પછી રામ ક્યાં દૂર છે ? **રામ, આત્મારામ, જગત્ આરામ, બ્રહ્મ, ઈશ્વર,** એ એકરૂપે અનેક નામ સર્વ તમારાં જ છે. આટલા કથનની અત્રે આવશ્યકતા છે.

ઉપરોક્ત કથનથી સ્વામીજીનાં કિંવા ઇષ્ટ દેવનાં-આત્મારામનાં દર્શન કરવાની ઇચ્છાવાળા પુરૂષોના સમજવામાં આવ્યું હશે કેઃ તે દર્શન શી રીતે થાય ? હવે રામની કઇ સ્થિતિનાં દર્શન કરવા આવશ્યક છે તેનું સ્પષ્ટિકરણ કરીએ.

આકાશસ્થ ગૃહ-ગોલકોમાંના ન્હાના ન્હાના ગોલકોનો વેધ કિંવા દર્શન કરવા કરતાં આપણે જેમ મ્હોટા ગોલકોનાં દર્શન પ્રથમ કરીએ છીએ તેજ પ્રમાણે "વિશ્વવિહારી" રામના અનંત સ્વરૂપમાંના કોઈ એક મ્હોટા સ્વરૂપનાં યથાશક્તિ દર્શન કરવાનો વિચાર રાખવો. આ પ્રમાણે ક્રિયા કરતાં જે દર્શન થવાનાં છે તેમાં ક્યાંય દોષ કિંવા વિકૃત સ્વરૂપ દ્રષ્ટિએ પડે તો તેનું કારણ ઉપાધિ દોષ છે એમજ સમજવું. આટલો ખુલાસો કર્યા પછી દર્શન સંબંધી ઉલ્લેખ કરવામાં આવે છે.

## ( અ ) બ્રહ્મચારી અથવા વિદ્યાર્થિ રામ.

**સ્વામી રામતીર્થજીનો** વિદ્યાર્થિ દશાનો સમય અથવા બ્રહ્મચર્યાશ્રમ કેવો વ્યતીત થયો તેની સવિસ્તર હકિકત વાંચકો સમક્ષ સાદર કરવામાં આવીજ છે. તે ઉપરથી જે સિદ્ધાંત સમજાય છે તે સ્વામીજીના "બ્રહ્મચર્ય"

નામક વ્યાખ્યાન દ્વારા પ્રકટ કરેલા વિચાર સાથે અને તેમની વર્તણૂંક સાથે સરખાવી જોવાનું કામ હવેજ કરવાનું છે. એમ કરવાથીજ વિચાર, ઉચ્ચાર અને આચાર, એ ત્રણેની એકયતા સ્વામીજીમાં કેટલી હતી તે જણાઈ આવશે.

"બ્રહ્મચર્ય" વિષય ઉપર વ્યાખ્યાન આપનાર વ્યક્તિનો,–રાષ્ટ્રની અને સમાજની ઐહિક, અને પરમાર્થિક ઉન્નતિ થવાના કાર્યમાં "બ્રહ્મચર્ય"–નો–કેવો શ્રેષ્ઠ ઉપયોગ થાય છે એ ભારતવર્ષને સ્પષ્ટપણે દર્શાવી આપવાનો સ્વામીજીનો હેતુ હતો એમ જણાય છે. **ઉન્નતિને માટે અમોઘ વીર્યની આવશ્યકતા છે, અને બ્રહ્મચર્ય–પાલન સિવાય બીજાં કોઇ પણ સાધન દ્વારા અમોઘ વીર્ય સંપાદન કરી શકાય એમ નથી.** * કારણ કે: "**ब्रह्मचर्य प्रतिष्ठायां वीर्य लाभः**" બ્રહ્મચર્ય–પાલન કરવાથીજ અમોઘ વીર્ય પ્રાપ્ત થાય છે. પાતંજલ મુનિનું એ આદ્યસૂત્ર છે. માનવ–શરીર વૃદ્ધિ પામવા યોગ્ય ભર યુવાવસ્થામાંજ અમોઘ વીર્ય પ્રાપ્તિ કરી લેવી જોઇએ અને તે સંપાદિત બ્રહ્મચર્યનું મરણ પર્યંત સંરક્ષણ કરવું જોઇએ એજ મનુષ્ય ધર્મ છે. એ ધ્યેય પર દૃષ્ટિ રાખીનેજ આપણા શાસ્ત્રકારોએ ચાર આશ્રમ સંસ્થા નિર્માણ કરી છે. **મનુષ્યના સર્વ સામર્થ્યનો ઝરો તેની વીર્ય શક્તિમાંજ છે.** વીર્યનું ક્રમે ક્રમે માનસિક શક્તિમાં અને અંતે આધ્યાત્મિક શક્તિમાં રૂપાન્તર કરવું એજ મનુષ્યનું કર્તવ્ય છે. જે સૂત્ર–જે ઉપદેશ–વ્યક્તિને ઉપયોગી થઇ પડે એમ છે તેજ સમષ્ટિ–રાષ્ટ્રને અને સમાજને ઉપયોગી થઈ પડે છે. કેટલાક મનુષ્યો અવિવાહિત રહેવાનો પક્ષપાત કરી રહ્યા છે. એ એક દૃષ્ટિએ ઉત્તમ માર્ગ છે પરંતુ કેવલ અવિવાહિત રહેવું એ બ્રહ્મચર્યનો અર્થ નથી, પરંતુ જો અવિવાહિતપણાનો અથવા બ્રહ્મચર્યનો, સ્વતઃની ઉન્નતિ અથવા રાષ્ટ્રની ઉન્નતિ કરે એવા વ્યાવહારિક શાસ્ત્રનું કિંવા વેદાન્તનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઉપયોગ થઇ શકે તોજ તે અવિવાહિત–બ્રહ્મચર્યનો અર્થ–સહિત ઉપયોગ કરી શકાય. એવી દૃષ્ટિપૂર્વક રાષ્ટ્રમાં ઉત્પન્ન થયેલા અવિવાહિત–મંડળની પ્રવૃત્તિનો સદ્ઉપયોગ થતો જાય તો નિઃસંશય રાષ્ટ્રનું–સમાજનું કલ્યાણ થાય. ઉપરોક્ત પ્રમાણે

---

* અનેક શ્રીમંતો એમજ સમજે છે કે: દૂધ, ઘી, ઉત્તમ પ્રકારની ઔષધીઓ, યાકુતિઓ, ભસ્મો, કેશર, કસ્તુરી, અંબર, બરાસ આદિ વસ્તુઓ–ધાતુ–ભસ્મો–મિશ્રિત ઔષધોનો ઉપયોગ કરવાથી વીર્ય પ્રાપ્ત થાય છે, પરંતુ ઔષધો કરતાં બ્રહ્મચર્ય–પાલનથી જે વીર્ય–પ્રાપ્ત થાય છે તેજ મહાન તેજસ્વી બને છે. તેજ મેધા વૃદ્ધિ કરે છે.–લેખક.

ઉત્પન્ન થયેલી પ્રવૃત્તિ અનિષ્ટકારક અથવા નિરૂત્સાહકારક નહિં જણાવતાં તેનો યોગ્ય સદઉપયોગ કરવાની સદઇચ્છાથીજ સ્વામીજીએ ઉપદેશ કર્યો છે કેઃ-**તમારા સર્વ સામર્થ્યને-વીર્યનો ઓઘ-બ્રહ્માનંદ પ્રત્યે વાળી દઇને તેનું ઓજસમાં-આધ્યાત્મિક બળમાં-રૂપાન્તર કરી દયો.**" અર્થાત્ એ ઉપદેશ વિધાયક સ્વરૂપનો છે. પ્રત્યેક મનુષ્યને મનન અને નિદિધ્યાસ કરવા જેવો છે. વળી તેઓ કહે છે કેઃ-"**લગ્ન થયાં ન હોય ( અવિવાહિત રહ્યા હોય ) તો પણ બુદ્ધિનાં કિંવા આધ્યાત્મિક કાર્યમાં જેનો સમય વ્યતીત થતો નથી તેને બ્રહ્મચારી કહી શકાય નહિં.** આ ઉપરથી અવિવાહિત રહેવાની ઇચ્છાવાળા હોય તેમને માટે પણ એજ ઉપદેશામૃતમાંથી એક અમૃત-બિંદુ પ્રાપ્ત થાય છે, અર્થાત્ અવિવાહિત રહેવું હોય તેણે પોતાનો સમય આધ્યાત્મિક કાર્યમાંજ વ્યય કરવો જોઇએ, એવો આજ્ઞારૂપક સિદ્ધાંત જોવામાં આવે છે. આ પ્રમાણે સ્વામીજીએ વ્યકિતગત કિંવા સમષ્ટિગત ચંચલ મનને બાંધી દેવામાં કેવી અમૂલ્ય અને દૂરદર્શિતાનો ઉપયોગ કર્યો છે તે ઉપર ઉપરથી સહજ અવલોકન કરનારને પણ જણાઇ આવશે. બ્રહ્મચર્યથી આયુષ-મર્યાદા અલ્પ થાય છે. એ આક્ષેપનું સ્વામીજીએ ખંડન કર્યું છે તે કેટલું સયુકિતક છે તે તો સ્વામીજીનો બ્રહ્મચર્ય-વિષય વાંચ્યા સિવાય સંપૂર્ણ રૂપે સમજાય એમ નથી માટે અધ્યાત્મ જ્ઞાન પ્રવાસી સજ્જનોએ તે વાંચવાનો પરિશ્રમ લેવો. "બ્રહ્મચર્ય અને રાષ્ટ્રની લોક સંખ્યા-વૃદ્ધિ" એના પરસ્પર સંબધનું સ્વામીજીનું વિવેચન એટલું શાસ્ત્રીય અને સૂક્ષ્મ છે એ વાંચકોએજ વિચારી લેવું. મ. ગાંધીજીના વિચાર, સ્વામીજીના એ વિષયના વિચાર સાથે કેટલા મળતા આવે છે તે તો અમે પાછલાં પ્રકરણમાં દર્શાવ્યું છે.

"**જે મનુષ્યને જગતનાં નખરાં અને પ્રેમ કટાક્ષ ચલાયમાન કરી શકતાં નથી તે મનુષ્યજ જગતને અવશ્ય હચમચાવી શકે છે.**" સ્વામીજીના એ ઉદગારોમાં બ્રહ્મચારીઓની વર્તણુક, બ્રહ્મચારીઓને-પછી તે કોઇ પણ આશ્રમમાં હોય તો પણ તેણે કરવું જોઇતું આત્મ સંયમન અને તેના શરીરમાં ઉત્પન્ન થતી શકિતનો ઉપદેશ કેવી ખુબીથી અને સૂક્ષ્મ દ્રષ્ટિથી સ્વામીજીએ કર્યો છે તે એ ઉદગારોનું નિરીક્ષણ કર્યા સિવાય લક્ષ્યમાં આવે એમ નથી. પોતાના વીર્યનું આધ્યાત્મિક તેજસૂમાં રૂપાંતર કરીને જે મનુષ્ય આત્મનિષ્ઠ બને છે અર્થાત્ જગતના કોઇ પણ બાહ્ય સૌન્દર્યમાં લોભાય નહિં એવો મનુષ્ય સર્વ જગતને હચ-

મચાવી નાંખે છે એવોજ અર્થ ઉપરોક્ત ઉદ્દગારો પરથી સમજાય છે. **આર્કિમિડિઝ્** જે અવલંબન શોધતો હતો તે અવલંબન, વીર્યથી યુક્ત હોય એવા વેદાન્તિ મનુષ્યને સહજે પ્રાપ્ત થાય છે એમ **સ્વામીજી**નું કથન છે. એ પ્રકારનું વેદાન્ત પાશ્ચાત્ય રાષ્ટ્રનાં કેટલાંક મનુષ્યો શીખ્યાં અને એજ જ્ઞાનને લીધે, એજ સામર્થ્યને લીધે, આજે તેઓ સર્વ જગતને ચકિત કરી રહ્યાં છે, એ જોઇ વેદાન્તના ઉત્પત્તિ સ્થાન નજીકના મનુષ્યોને–**ભારતીય** તરૂણોને–અવનત સ્થિતિમાં જોઇ **સ્વામીજી**ને બહુ કલેશ થયો અને કહ્યું કેઃ–"**ભારતવર્ષનો વિદ્યાભ્યાસ કરી, પરદેશી લોકો પોતાની ઉન્નતિ કરી લે છે અને આપણે ભારતવાસીઓ કોરાને કોરાજ રહી જઇએ છીએ એ કેટલું કષ્ટદાયક !**" **સ્વામીજી**ના મુખેથી નિકળેલા એ ઉદ્દગાર આ દેશની વસ્તુ સ્થિતિ પરત્વે છે એમાં સંદેહ નહિં.

આ પ્રમાણે બ્રહ્મચર્યનો સર્વ દૃષ્ટિએ વિચાર કરીને આધ્યાત્મિક વીર્ય-માં રૂપાંતર થયેલા બ્રહ્મચર્યના સુખી પરિણામનો વિચાર મસ્તકમાં આવતાં એજ પ્રકારના બ્રહ્મચર્યના બળ ઉપર તેમણે જે યોગ્યતા પ્રાપ્ત કરી લીધી હતી તેનું દિગ્દર્શન તેઓ નિચલા કાવ્યમાં કરે છેઃ—

**( રાગ–આનંદ ભૈરવી; તાલ–ધુમાલી. )**

**बादशाह दुन्याके हैं मोहरे मेरे शतरंजके ![1]**
**दिल लगी[2] की चाल[3] है सबरंग सुलह-ओजंग[4]के ॥**
**रक्से शादीसे[5] मेरे जब[6] कांप उठती है जामीन ।**
**देखकर मैं खिल खिलाता कह कहाता तूं वहीं ॥**
**खुश खडा दुन्याकी छत्त पर हूं तमाशा देखता ।**
**गहगहां* देता लगाहूं, वैह शिया[7]कीसी [8] सदा ॥**

**ભાવાર્થ:**—પૃથ્વી પરના રાજાઓ તે મ્હારા "બુદ્ધિબળ" (શેતરંજ) ના (મોહરાં) રાજા (જેવા) છે. તહ કિંવા યુદ્ધ, એ તો મરજી પ્રમાણે ચાલવાનું છે. મ્હારા આનંદ–તાંડવથી જ્યારે પૃથ્વી કમ્પવા લાગે છે ત્યારે તે દેખાવ જોઇને મ્હને ખડખડાટ હસવું આવે છે ! (એ પ્રકારે) જગત્ રૂપી મહાલયની અગાશીમાં પ્રસન્ન ચિત્તે ઉભો રહીને કવચિત કવચિત

૧ ગાલીચા ઉપરનાં. ૨ મન માને તે. ૩ વર્તણૂંક. ૪ તહ કિંવા લઢાઇના. ૫ પ્રસન્નતાના નાચને લીધે. ૬ જ્યારે. ૭ વન પશુના. ૮ જેવી. * અવાજ શબ્દ ધ્વનિ.

નીચે ચાલી રહેલી આનંદની રમત હું નિહાળી રહેતો, ક્વચિત્ ક્વચિત્ તો જંગલી પશુઓની પેઠે હું નવા પ્રકારના શબ્દ ધ્વનિ પણ કાઢતો."

એ પ્રકારની આત્મસ્થિતિ નિવેદન કરી સ્વામીજી પ્રત્યેકને નિચે આલેખેલો ઉપદેશ દે છેઃ—

**मैं खुदा हूं, मैं खुदा हूं, राज[1] जांमे[2] फूंक दे।**
**हर रगो-रेशो में[3] घुसकर मस्तो-ओ-मुल[4] झोंक दे॥**
**गैरबीनी,[5] गैरदानो और गुलामी बंदगी (को)**
**मार गोले दे धडाधड, एक ही कूक[7] दे॥**
**रौशनी[8]पर कर स्वारी, आँखसे कर नर[9]-बारी।**
**हर-दिलो-दीदा[10]में जाझंडा अलाफ[11] का ठोंक दे॥**
**॥ बादशाह दुन्याके॥**

**ભાવાર્થ:**—"अहं ब्रह्मास्मि" "अहं ब्रह्मास्मि" આ ગુહ્ય સર્વ પૃથ્વી પર પ્રસરાવી દો (અર્થાત્ સર્વને સમજાવી દો) અને પ્રત્યેક નસેનસમાં નિજાનંદ અને જ્ઞાનામૃત ભરી દો દ્વૈત દૃષ્ટિ અને દ્વૈત ભાવ તથા ગુલામીને ધડાધડ ગોળા મારી એક મોટો અવાજ થવા દો. બહિર્મુખતા ઉપર સ્વારી કરો, અને નેત્રમાંથી આનંદરૂપી પ્રકાશનો વર્ષાદ વર્ષાવી પ્રત્યેક અંતઃકરણમાં પરમેશ્વરનું નિશાન ફરકવા દો. બ્રહ્મચર્યનું આધ્યાત્મિક વીર્યમાં રૂપાંતર કર્યા સિવાય આવું બળવત્તર સામર્થ્ય શી રીતે પ્રાપ્ત થાય?

એ પ્રકારના ઉપદેશનું પ્રતિબિંબ સ્વામીજીના આચારમાં કેટલા પ્રમાણમાં મળી આવે છે તેનું અવલોકન કરી આ દર્શન પૂર્ણ કરીશું.

સર્વ જગત્ના અવલંબન સ્વરૂપ જે આત્મા તેમાંજ સ્વામીજી સ્થિર થયા હતા. અર્થાત્ તેમણે તેનો સાક્ષાત્કાર કરી દૃષ્ટિ તે તરફજ વાળી દીધી હતી. જગત્ની બાહ્ય દૃષ્ટિનું કોઇ પણ નખરૂં-કોઇ પણ લટકાં-ચટકાં તેમના ચિત્તને ચલાયમાન કરે એમ ન હતું. તેઓ માયાજાળમાં બિલ્કુલ સપડાયા ન હતા, તેથીજ તેમણે જગત્‌ને હચમચાવી મૂક્યું હતું. अहं ब्रह्मास्मिનો તેમણે અનુભવ કર્યો અને વેદાન્તની ત્રિકાલાબાધિત સત્યની, પરમેશ્વરની ધ્વજા તેમણે પ્રત્યેક અંતઃકરણમાં ફરકાવી દીધી. તેમણે ઉપદેશ

---

૧ ગુહ્ય. ૨ પૃથ્વી પર. ૩ પ્રત્યેક નસ અને સ્નાયુમાં. ૪. મસ્તક (નિજાનંદ) અને શરાબ (જ્ઞાનામૃત) ૫ દ્વૈત દૃષ્ટિ. ૬ દ્વૈત ભાવના. ૭ અવાજ. ૮ બહિર્મુખતા. તેજ. ૯ નેત્રમાંથી આનંદની વૃષ્ટિ. ૧૦ પ્રત્યેક અંતઃકરણ અને નેત્ર. ૧૧ પરમેશ્વરનો-અલ્લાનો.

કરેલો પ્રત્યેક વિષય તેમના આચરણમાંજ તાદૃષ્ય થતો હતો એ સર્વને વિદિતજ છે.

**સ્વામીજી** વિદ્યાર્થી દશામાં હતા તે સમયે તેમણે પોતાના બ્રહ્મચર્યનું–વીર્યનું રૂપાંતર આધ્યાત્મિક–બલમાં ધીમે ધીમે કેવી રીતે કર્યું એ જોવાનું આપણે અવશેષ રહ્યું છે, તે માટે આપણે તેમના સ્વહસ્તલિખિત પત્રોનોજ આશ્રય લેવો ઉચિત્ છે. બ્રહ્મચર્યનું આધ્યાત્મિક–બળમાં રૂપાંતર કરવું અર્થાત્ ક્રમે ક્રમે પગલે પગલે ચિત્ત શુદ્ધિની નિઃસરણી પર ચઢવું એજ છે. ચિત્ત શુદ્ધિમાં ( ૧ ) ગુરૂ અને પરમેશ્વર ઉંપર અચલ શ્રદ્ધા. ( ૨ ) દૃઢ નિશ્ચય. (૩) શમ અને દમ. (૪) પરમેશ્વરની ભક્તિ. (૫) સત્સંગ અને સદ્ગ્રંથવાંચન ઇત્યાદિ વિષયોનો સમાવેશ થાય છે. એ સર્વનો વિકાસ તેમણે પોતાના અંતઃકરણમાં કેવી રીતે કરી લીધો હતો તેનો સ્પષ્ટ ઉલ્લેખ **સ્વામીજીએ** પોતાના ગુરૂ દેવ ધન્ના ભગતને લખેલા પત્રોમાંથીજ મળી શકે છે તે જોઇએ. તેમણે પોતાના ગુરૂ દેવ ઉપર લખેલા પત્રોમાંથી અગત્યનો વિભાગ નિચે આપ્યો છે:

**( ૧ ) ગુરૂ અને પરમેશ્વર ઉપર અચલ શ્રદ્ધા**–ગુરૂ ઉપર લખાયલો પત્રઃ—

" ૧૪ નવેમ્બર ૧૮૮૮..............વય આસરે ૧૫ વર્ષ.

**શ્રી સર્વજ્ઞ વિભૂજી !**

**હું આપનાં ચરણમાં સર્વસ્વ અર્પણ કરૂં છું.**

............સેવક તીર્થરામ. "

" ૨૮ નવેમ્બર ૧૮૮૮. હું આપનાં ચરણ ઉપર આ શરીર અર્પણ કરૂં છું.........**આપની આજ્ઞા સિવાય કાંઇ પણ કરવાની મ્હને ઇચ્છા નથી.**

............સેવક તીર્થરામ. "

" ૨૩ જુલાઈ ૧૮૮૯.

.........**મ્હારૂં ચિત્ત શુદ્ધ કરો. કારણ કર્તા હર્તા આપજ છો. મ્હારા પિતા આપ. ભાઇ પણ આપ, અને સર્વ સગાં–સંબંધી પણ આપજ છો**......હું આપનો દાસ છું.........

સેવક તીર્થરામ. "

× × × × ×

સ્વામી રામતીર્થજી જેવા મહા સમર્થ વિદ્વાને પોતાના ગુરૂ દેવ ઉપર જે પત્રો લખ્યા છે તેમાંના ઉપરોક્ત વાક્ય વાંચતાં જણાયા વિના રહેતું નથી કે તેઓ વિદ્યાર્થી દશામાં હતા તે સમયેજ ગુરૂ દેવ પ્રત્યે તેમની ભક્તિ અને શ્રદ્ધા અચળ હતાં. તેઓ ગુરૂને અનન્યરૂપે ચરણ-શરણ હતા. સ્વામીજીને આત્મ-સાક્ષાત્કાર, સ્વસ્વરૂપ સિદ્ધિ થઇ તે સમયે પણ તેઓ ગુરૂ ભક્તિ પરાયણજ હતા. સાક્ષાત્કાર થયા પછી માત્ર તેઓ સર્વત્ર આત્મતત્વને જ નિહાળી રહ્યા હતા.

(૨) **પરમેશ્વર શ્રદ્ધા**—ગુરૂ ઉપર લખાયલા પત્રો.

" ૨૬ જૂન. ૧૮૯૦ ..........................( વય આસરે ૧૭ વર્ષ. )

......મહારાજ.........મનુષ્ય પ્રયત્નને ઇશ્વર-કૃપાની આવશ્યકતા હોય છે......"

" ૧૨ જુલાઈ ૧૮૯૦

.......રજાના દિવસોમાં મ્હારો અભ્યાસ સારો થાય એજ હે દેવ ! આપની પાસે પ્રાર્થના છે. તેમાં તું મ્હને યશ આપશે એવો મ્હને વિશ્વાસ છે !

સેવક તીર્થરામ."

**" હે પરમાત્મન્ ! મ્હારૂં મન અભ્યાસમાં નિમગ્ન રહો."**

" ૧૭ જુલાઈ ૧૮૯૩

......પરમેશ્વરની ઇચ્છા પ્રમાણે હું વિચાર નક્કી કરીશ......**મ્હારો પ્રત્યેક શ્વાસોશ્વાસ પરમાત્માની સેવા નિમિત્તે ઉપયોગમાં આવે એવું કાર્ય કરીશ."**

" ૧૦ મે ૧૮૯૪

**......આપને સુખની ઇચ્છા હોય તો સર્વ કાર્ય કરતી વખત આ શરીર કેવળ પરમાત્માનું છે એમ સમજી સર્વ વ્યવહાર કરવો જોઇએ.**

સેવક તીર્થરામ."

\+ \+ \+ \+ \+

રામતીર્થજીને સગુણ સાકાર-સાક્ષાત્કાર કેવી રીતે થયો હતો તે સંબંધી વૃતાન્ત પાછળ આલેખવામાં આવ્યો છે:

## (૨) દ્રઢ નિશ્ચય.

" ૧૪ મે ૧૮૯૦.

આ જગતમાં દ્રઢ નિશ્ચયના જેવો બીજો કોઇ પદાર્થજ નથી.

" ૨૬ જાન ૧૮૯૦

......કાર્યની સિદ્ધિને માટે હું સતત પરિશ્રમ કરી રહ્યો છું પરંતુ આપની પણ કૃપા જોઇએજ."

" ૧૯ જુલાઇ ૧૮૯૦,

**......આજે પરિશ્રમ નહિં કરો તો પાછળથી પરિશ્રમ કરવાનો અવસર ક્યારે મળશે ?......**

સેવક તીર્થરામ."

## (૩) શમ-દમ.

" ૨૯ મે ૧૮૮૯................................વય આસરે ૧૬.

......હે પ્રભો ! મ્હારૂં ચિત્ત શુદ્ધ કર. તે પાપી છે. સંભાળવા છતાં હાથમાં રહેતું નથી......"

" ૧૬ એપ્રિલ ૧૮૯૦

......તાવ આવ્યો છે તે અતિશય ચઢયો છે. **મહેરો-મહેશદાસે** પુનઃ મુખ બતાવ્યું નથી, તથાપિ હું ખોટું લગાડતો નથી."

" ૨૬ જૂન ૧૮૯૦

**......ઉત્તમ પુરૂષ બાહ્ય સન્માનને એટલું મહત્વ આપતા નથી,** તેથીજ આપનું એ મહાન્ કાર્ય કરવા છતાં મ્હારૂં મન સદા શુદ્ધ છે."

" ૧૯ જુલાઇ ૧૮૯૦

......કોઇ કથનની સત્યતા યુક્તિ પ્રયુક્તિપૂર્વક સિદ્ધ કરવી એ એક સ્વતંત્ર વાત છે, પણ " સદ્ સદ્વિવેક બુદ્ધિ " એ એક ભિન્ન વસ્તુ છે.......જે વિષય મ્હારી " સદ્ સદ્વિવેક બુદ્ધિ"ને સારો લાગશે તે મ્હારા કલ્યાણની દૃષ્ટિએ સારોજ છે, અને તે હું કરીશ......સામાન્ય મનુષ્યોના સંસર્ગથી ચિત્ત ઘણું દૂષિત થાય છે......અભ્યાસ એજ એક મ્હારૂં ધ્યેય છે."

" ૨૩ મે ૧૮૯૧

લોક-સમુદાયમાં અભ્યાસ કરવાની હું ટેવ નહિ પાડું તો પ્રત્યેક સ્થળે મ્હારૂં મન હું એકાગ્ર કરી શકીશ નહિ. ભવિષ્યમાં એવા પ્રકારનો અભ્યાસ શક્ય નથી. સેવક તીર્થરામ."

* * * *

શમ દમની સિદ્ધિને માટે ગૃહસ્થાશ્રમમાં રામ કેવી રીતે વર્તતા તેનું ચિત્ર વાંચકો સમક્ષ સાદર કર્યુંજ છે. એનો સ્પષ્ટ ઉલ્લેખ રામે " ૧૧, ડિસેમ્બર ૧૮૯૮ના પત્રમાં કર્યો છે. (" ગૃહસ્થાશ્રમી રામ " પ્રકરણ જુવો.)

## ( ૪ ) પરમેશ્વર ભક્તિ.

એ સબંધી પ્રથમ અંકમાં વિચાર કરવામાં આવ્યો છે, ઉપરાંત પાછલા પ્રકરણ ( બ્રહ્મચર્યાશ્રમ )માં સર્વ હકિકત દર્શાવી છે, તેથી પુનઃ લખવાની આવશ્યક્તા નથી.

## ( ૫ ) સદ્ગ્રંથવાંચન અને સત્સંગ ઈત્યાદિ.

સ્વામીજીનું એમ. એ. પર્યંતનું શિક્ષણ ઉર્દુ ભાષામાંજ થયું હતું એ પૂર્વ લખ્યું છે. તેઓ બાલ્યાવસ્થાથી જ ઘણા વિદ્યાવ્યસની હતા, તેથી પ્રાથમિક શિક્ષણ પૂર્ણ થતાં જ તેમણે ગુલિસ્તાન અને બોસ્તાન નામક બે સુરસ ગ્રંથ કંઠાગ્ર કર્યાનું વાંચકોના સ્મરણમાં હશે. તેમણે પોતાના પંદરમા વર્ષથી ગુરૂદેવ ધન્ના ભગતને જે પત્રો લખ્યા છે તેમાના ઘણા પત્રોમાં શેખ સાદી, હાફીઝ, શમ્સતબ્રેજ, મૌલાના રૂમ, મગરબી, ઉમર ખય્યામ વગેરે ફારસી, સુફી કવીઓના અને તત્વવેત્તાઓના ગ્રંથમાંથી લીધેલાં વાક્યો મળી આવે છે. ઉપરાંત વળી કવચિત્ સંસ્કૃત તો કવચિત સુરદાસ, નાનક, કબીર, ગુરૂ ગોવિંદસિંગ, તુલસીદાસ, વગેરે મહાન પુરૂષોનાં ગ્રંથોમાથી બોધક વાક્યો લીધેલાં જોવામાં આવે છે. પ્રત્યેક વિષય ઉપર લખાયલાં ચાર ચાર-પાંચ પાંચ પુસ્તકો તેઓ વાંચતા. કેટલાંક સારાં અંગ્રેજી પુસ્તકો તેમને તેમના મિત્રો અને અધ્યાપકો પૂરાં પાડતા એ સંબધી પણ તેમણે પોતાના પત્રોમાં સ્થળે સ્થળે ઉલ્લેખ કર્યો છે. તેઓ અંગ્રેજી સાહિત્ય વિષયક ગ્રંથ વાંચતા એ સંબધનો ઉલ્લેખ તેમણે બે ચાર સ્થળે કર્યો છે. પૂરણજીએ એમ પણ લખ્યું છે કે:-" સ્વામીજી મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતા હતા તે સમયે ઉપનિષદ્‌ની કેટલીક આવૃત્તિઓ તેમણે પ્રકટ કરી હતી." પરંતુ એ સંબધી તેમના પત્રોમાંથી કાંઇ પ્રાપ્ત થતું નથી, તથાપિ

૧૮ ઑગષ્ટ ૧૮૯૩ ના પત્રમાં " મુખ્યતઃ હું યોગવશિષ્ઠ વાંચતો હતો" એમ લખ્યું છે.

૭ મી ફેબ્રુવારી ૧૮૯૪ ના પત્રમાં તેઓ લખે છે કેઃ **" સત્સંગ, ઉત્તમોત્તમ ગ્રંથ અને એકાન્ત સેવનના યોગથી આત્મ સ્વરૂપ પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, અને સ્વસ્વરૂપ પ્રત્યે શ્રદ્ધા થતાંજ સમસ્ત સંસાર આપણો દાસ બને છે."**

૨૭ મી ફેબ્રુવારી ૧૮૯૪ ના પત્રમાં **" સાધુની સેવા અને ગ્રંથ-સંગ્રહ કરવામાં જે ખર્ચ થાય છે તેજ લાભદાયક છે."** એમ લખ્યું છે.

૧૮ માર્ચ ૧૮૯૪ ના પત્રમાં તેઓ લખે છે કેઃ—

" કેટલાક દિવસ પૂર્વે મ્હેં પણ ગીતા વાંચી હતી. અત્યંત ઉત્તમ ગ્રંથ છે. એ ગ્રંથ સમજીને વાંચવામાં આવે તો, માયાની વસ્તુઓ પ્રત્યે આપણને જેટલો વિશ્વાસ ઉત્પન્ન થાય છે તેટલો જ દૃઢ વિશ્વાસ પરમેશ્વર પ્રત્યે ઉત્પન્ન થાય છે."

ઉપર પ્રકટ કરેલા સર્વ ઉતારા ઉપરથી સ્વામીજીના આચાર, વિચાર અને ઉચ્ચારમાં ઐક્યત્વ હતું એ સિદ્ધ થાય છે. તેઓ બ્રહ્મચર્યાશ્રમમાં-વિદ્યાર્થિદશામાં હતા તે સમયે જ એકાંતવાસમાં રહેવાની ટેવ પાડી હતી અને તેથી તેમને કેટલો બધો લાભ થયો હતો તે સંબંધી તેઓ લખે છે કેઃ—

" ૩૧ ઑગષ્ટ ૧૮૯૪.

અત્રે એકાન્તમાં રહુંછું, તેથી મ્હને જે આનંદ થાય છે તે અવર્ણ-નીય છે. તમે હમેશાં અગાસીમાં બેસવાનો નિયમ રાખશો તો તમને અત્યંત આનંદ પ્રાપ્ત થશે......એ અભ્યાસ કરશો તો તમારા ચિત્તને વિશેષ પ્રસન્નતા જણાશે. અગાસીમાં બેસી " યોગ વાસિષ્ઠાદિ " તાત્ત્વિક ગ્રંથ વાંચવાથી ઘણો લાભ થશે. " સેવક તીર્થરામ. "

સારાંશઃ—આલમ દુનિયાને હલાવી નાંખવાથી જે દિવ્યશક્તિ સ્વામીજી-ને પ્રાપ્ત થઈ હતી તેનો પાયો તેમણે બ્રહ્મચર્યાશ્રમમાંથી જ, વિદ્યાર્થિ-દશામાંથી જ, બૌદ્ધિક, માનસિક અને નૈતિક શિક્ષણ પ્રાપ્ત કરીને જ નાંખ્યો હતો એ સ્પષ્ટ જણાય છે. તે સમયે માનસિક અને નૈતિક શિક્ષણ પ્રત્યે તેમનું વિશેષ લક્ષ દોરાતું નહતું તથાપિ તે પ્રકારનું શિક્ષણ તેમણે પ્રાપ્ત કર્યું જ હતું. એ ઉપરથી ભવિષ્ય કાલમાં જે કાંઇ કરવાનું હતું તેની

તેમને પૂર્ણ માહિતી હતી એમ જણાય છે. આ સમયે સ્વામીજી દ્વારા કાંઇ પણ બેદરકારી થઈ હોય તો તે માત્ર શારીરિક શિક્ષણ સંબંધી જ હતી. તેનું ભયંકર પરિણામ તેમને સહન કરવું પડયું હતું એ આપણે પાછળ જોઇ ગયા છીએ. હવે આપણે તેમનાં બીજી સ્થિતિનાં દર્શન કરીએ.

## ( આ ) ગૃહસ્થાશ્રમી રામ.

### ( ૧ ) અનાસક્તિ.

સ્વામીજીએ વાનપ્રસ્થાશ્રમ સ્વીકાર્યો ત્યાં સુધી ( ઈ. સ. ૧૯૦૦ ) તેઓ ગૃહસ્થાશ્રમી હતા, તથાપિ તેમનો ગૃહસ્થાશ્રમ માત્ર શાબ્દિકજ હતો. કારણ કે ગૃહસ્થોને ત્યાં જોવામાં આવતા ભોગવિલાસ અને અનેક વસ્તુઓના સંગ્રહનો તેમને ત્યાં અભાવ જ હતો. તેઓ તા. ૫ જુન ૧૮૯૯ ના એક પત્રમાં પોતાના ગુરૂદેવને લખે છે કે:—

**“ દ્રવ્ય સંગ્રહ એ સુખનું સાધન છે એવું હું સમજતો નથી.** તેમજ દાગિના ઘડાવવાના અથવા અન્ય કોઇ પણ સાંસારિક વસ્તુઓનો સંગ્રહ કરવાના વિચાર મ્હારા મસ્તકમાં ઉદ્ભવતા નથી...... **ભિક્ષુકની પેઠે રહેવાની આપ આજ્ઞા કરશો તો આ સર્વનો ત્યાગ કરી એક સાધુની પેઠે રહેવા હું તૈયાર છું.** મહાવિદ્યાલયમાં નોકરી કર્યા બદલ મળતો લાભ આપની ઇચ્છાનુસાર ખર્ચી નાંખો. આ દીન સેવકને કર્મ કર્યા જવામાં અને પરમેશ્વરનું અખંડ અનુસંધાન રાખવામાં એટલું સુખ જણાય છે કે તેને બ્રહ્મ-વિષય દ્વારા પ્રાપ્ત થતું સુખ, આડંબર અને ઠાઠમાઠની આવશ્યકતા જ જણાતી નથી. ઇશ્વરાર્પણ બુદ્ધિપૂર્વક કર્મ કરવામાં મ્હને સુખ થાય છે......**સાંસારિક પદાર્થોના સંગ્રહથી મ્હારો આત્મા વિકાસ પામતો નથી અથવા તેની અલ્પતાથી તે સંકુચિત પણ થતો નથી. તે તો સર્વદા આનંદરૂપ જ છે.**

સ્વામીજીના અંતઃકરણની એવી ત્યાગ બુદ્ધિ તેમની બાલ્યાવસ્થામાં પણ જણાતી હતી. કિં. બહુના તેઓ જન્મથી જ ત્યાગી, વિરાગી હતા. મહાવિદ્યાલયના મુખ્ય અધ્યાપકે તેમને ત્રિશ રૂપિઆ આપ્યા તે સમયે તેમને દ્રવ્યની આવશ્યકતા હોવા છતાં તેમણે અર્ધા રૂપિઆ વિદ્યાલયમાં ખર્ચ કરવાની પ્રાર્થના કરી હતી ! પુનઃ એક સમયે ગિલ્બર્ટસન સાહેબે ત્રિશ રૂપિઆ તેમને ગુપ્ત-દાન કર્યું તે સમયે પણ “ આટલા બધા

રૂપિયાની આવશ્યકતા નથી” એમ કહ્યું હતું. પરંતુ સાહેબે રામનું કથન કાને ધર્યું નહોતું. તેમની તંગી સાહેબ જાણતા હતા. સાહેબે ન માન્યું ત્યારે સ્વામીજીએ એ રકમ ગુરૂદેવ ધન્નાજીને લેવા આગ્રહ કર્યો. પોતાની પાસે પૈસા ન હોવાથી દિલગીરી નહિં થતાં ઉલટું ભાર હલકો થવા જેવું તેમને જણાયું! તા. ૨૧, માર્ચ ૧૮૯૩ ના પત્રમાં તેઓ ગુરૂદેવને લખે છે કેઃ “મહારાજજી મ્હને સાઠ રૂપિયાની છાત્રવૃત્તિ (Scholarship) મળી છે માટે પ્રથમ ત્રણ મહિનાની રકમ આપને માટે સ્વીકારશો.”

પ્રિય વાંચક બંધુ! પોતાના ગુરૂદેવ પ્રત્યેની અપૂર્વ ભક્તિનું અને પૈસાની આવશ્યકતા છતાં “ત્યાગ”નું આવું બીજું કયું દ્રષ્ટાંત મળી શકશે?

ગુરૂદેવની સ્થિતિ તેમના જાણવામાં હતી તેથી જ્યારે પણ દ્રવ્ય પ્રાપ્ત થતું ત્યારે ગુરૂદેવનું જ સ્મરણ! કોઇ ગરીબ વિદ્યાર્થિનું જ સ્મરણ! ધન્ય એ ગુરૂ ભક્તિ! ધન્ય એ ત્યાગ–વૈરાગ!

ઉપરોક્ત સર્વ વર્ણન ઉપરથી સ્વામીજીના મનમાં બાલ્યાવસ્થીજ ઔદાર્ય, ત્યાગવૃત્તિ, પ્રેમળપણું અને સરળપણું કેટલું વૃદ્ધિ પામ્યું હતું તે જણાઇ આવે છે. તેમની એ “ત્યાગવૃત્તિ” અને સંસારવિમુખતા વૃદ્ધિ પામી અંતે કઈ પદવીને પહોંચ્યાં હતાં તે વાંચક વર્ગના જાણવામાંજ છે. રામે ગૃહસ્થાશ્રમમાં તે દર્શાવી આપ્યું છે.

સારાંશ એ છે કેઃ બાલ્યાવસ્થાથી જ તેમના વિશુદ્ધ, પવિત્ર હૃદય-ક્ષેત્રમાં રોપાયલાં ત્યાગવૃત્તિનાં, સન્યાસવૃત્તિનાં–બીજ બ્રહ્મચર્યાશ્રમમાં વૃદ્ધિ પામતાં ગયાં. પરીક્ષાનો અભ્યાસ કર્યા પછી અને પરીક્ષાના સત્રમાંથી વિમુક્ત થયા પછીના સર્વ સમયે તેઓ અધ્યાત્મિક ગ્રન્થોના વાંચનમાં જ ગુંથાઈ ગયા હતા. અર્થાત્ તેમના આટલા બધાં વર્ષોના અધ્યયનનું ફળ “**પરમેશ્વર પ્રાપ્તિ માટે તપોવનમાં ગમન કરવું**” એ પ્રકારના મન–તરગ રૂપે દૃષ્ટિગોચર થયું, અને તેનું પરિણામ વિદ્‌ સન્યાસમાં આવ્યું એ વાંચકોને સુવિદિત જ છે. સ્વામીજીએ પોતાનું એ ધ્યેય પણ તેમણે લૌકિક દ્રષ્ટ્યા પોતાની ૧૯ વર્ષની વયે નક્કી કરી પ્રસિદ્ધ કર્યું હતું. તેમના અધ્યાપકે પ્રશ્ન કર્યો હતો કેઃ એમ. એ. પાસ થયા પછી શું કરશો?” તેનો ઉત્તર આપણા બાલ–સન્યાસી રામે તુર્તજ દીધો હતો. તે નિચે પ્રમાણે.–

“૧૭ જુલાઈ ૧૮૯૩.”

**...... મ્હારી કંઈ પણ ઇચ્છા હોય તો તે એવા પ્રકારે કાર્ય કરવાની છે કેઃ જેથી મ્હારો પ્રત્યેક શ્વાસોશ્વાસ પરમાત્મા-**

ની સેવા પ્રિત્યર્થે હું વ્યય કરી શકું. લોક-સેવા કરવાથી જ પરમાત્માની સેવા થાય છે. " એક આ વિદ્યાર્થિનું ધ્યેય સર્વેએ મનન કરવા જેવું છે.

## સંતોષવૃત્તિ.

ગૃહસ્થાશ્રમી રામમાં ત્યાગવૃત્તિ અને અનાસક્તતાનો અસાધારણ ગુણ આપણા જોવામાં આવ્યો છે. બાલ્યાવસ્થાથી જ અનાસક્તતાની લત લાગેલી હોવાથી મનુષ્યને સદા સર્વદા આવશ્યક હોય એવી વિશેષતા ગૃહસ્થાશ્રમમાં અત્યંત આવશ્યક એવી સંતોષવૃત્તિ સ્વામિજીના મનમાં મુખ્યતઃ જોવામાં આવતી. એ તેમના તા. ૧૧ ડિસેમ્બર ૧૮૯૮ ના પત્ર ઉપરથી જણાઇ આવે છે. એ સમયે તેઓ ગૃહસ્થાશ્રમમાં જ હોવાથી ઉદરનિર્વાહ માટે બે કલાક માટે મહા વિદ્યાલયની તેમણે નોકરી સ્વીકારી હતી. આ સમયે સ્વામિજી એક સર્વત્ર વખણાયલા પ્રૉફેસર ગણાતા હતા, એ જણાવવું આવશ્યક છે. તે પત્રમાં તેઓ લખે છે કેઃ—

" પત્ર લખતાં વિલંબ થયો તેનું કારણ એ છે કેઃ ! મ્હારી પાસે પત્ર લખવા માટે કાગળ કે પાકીટ નહતું. તે વેચાતા લેવા માટે મ્હારી પાસે પૈસા પણ સિલિકમાં નહતા......લોટ, ઘી, વગેરે ખાવા પિવાના પદાર્થો સંબંધી પણ ઘણું ખરૂં એવી જ સ્થિતિ છે. આજે દિવા માટે તેલ નથી તેથી માટે રાતે ઘેર રહી શકીશ નહિં.......બન્ને સ્થિતિમાં એક સરખો આનંદ જ છે.

એવી બાહ્ય સ્થિતિ ઉપરથી એમ ન સમજશો કે હાય ! હાય ! રામ અત્યંત નિર્ધન અને દુઃખી છે. પૈસાની તંગાશ હશે, બાહ્યતઃ તદ્દન દારિદ્ર હશે, તોપણ તે સંપૂર્ણ અમીરી અને બાદશાહી ભોગવે છે......"

અહા ! વાંચક ! કેવી સંતોષ વૃત્તિ ! અધ્યાત્મજ્ઞાન પ્રવાસી, બ્રહ્મ-નિષ્ઠ મનુષ્યો પાસે દ્રવ્ય ન હોય તો તેને જગતના માયાવી લોકો અનેક પ્રકારે નિંદે છે, અનેક પ્રકારે કષ્ટ આપે છે પરંતુ સત્ય જોઇએ તો તેઓ બાહ્યરૂપે દુઃખી-દરિદ્રી જણાતા તે પ્રભુ-ભક્તને નહિં પણ સાક્ષાત્ ઇશ્વરને જ નિંદે છે અને સાક્ષાત્ ઇશ્વરને જ કષ્ટ આપી રહ્યા છે એમ કહેવું પડશે. કારણ કેઃ ભક્તના હૃદયમાં ભગવાન રમી રહ્યો છે. ભક્ત દશે દિશામાં ભગવાનનાં જ દર્શન કરી રહ્યો છે. ભક્ત, જગતમાં ભગવાન સિવાય અન્ય કશું જોતો જ નથી. તેને માયા-મોહ નથી. લોભ-દ્વેષ નથી. ત્યાં પછી જગતના લોકો કોની નિંદા, અને કોનો તિરસ્કાર કરે છે તે વાંચકના

સમજવામાં આવશે. અનેક શ્રીમંતો, પોતાના સામે જ્યારે કોઇ બાહ્યરૂપે દુઃખી દરિદ્રીને જુવે છે ત્યારે તેમને તે દુઃખી-ભક્તની દયા આવે છે અને ક્વચિત તેને "પુરૂષાર્થ" કરવાની, તેને કોઇ નોકરી ધંધે વળગી બે પૈસા પ્રાપ્ત કરવાની સલાહ પણ આપે છે! પરંતુ સત્ય શું? જેના હૃદયમાં ભગવાન વ્યાપી રહ્યો છે, જેણે જગતના પ્રત્યેક વ્યાપાર-ધંધામાં અસત્યને નિહાળ્યું છે તેણે દ્રવ્ય પ્રાપ્ત કરી કેવળ બાહ્ય સુખ-કેવળ શારીર સુખને માટે જ ગમે તેવો ઉદ્યોગ-ધંધો કિંવા નોકરી-ગુલામી સ્વીકારી લેવી? ભક્તિરૂપી અમુલ્ય ધન દ્વારા ભગવાન પ્રાપ્ત કરવા કે: અસત્યના-પાપ-પ્રપંચના ગાંસડા પોટલાં બાંધી-ખુબ દ્રવ્ય કમાઇ બંગલા, બગિચા, મૉટર કે બહુનમાં વિહાર કરવો અને ખુબ વિષય સુખ પ્રાપ્ત કરવું? વાંચક સજ્જનોએજ તેનો વિચાર કરી લેવો!

**રામતીર્થ**જીની સંતોષવૃત્તિ ઉપલા પત્રથી સ્પષ્ટ થાય છે. તેમનામાં લક્ષ્મી પ્રાપ્ત કરવાનું સામર્થ્ય હતું. अशक्तिवान् भवेत्साधु જેવા નહતા. તેઓ સારૂં દ્રવ્ય પ્રાપ્ત કરતા હતા અને ભવિષ્યમાં તેથી પણ સારૂં પ્રાપ્ત કરી શક્ત તેમ છતાં પણ તેમણે તે તરફ દ્રષ્ટિપાત નહિં કરતાં આત્મોન્નતિ રૂપી ધ્યેય સાધ્ય કરવા માટે ગમે તેવી પ્રતિકૂળ સ્થિતિ, ગમે તેવા ભયંકર દિવસો વ્યતીત કર્યા એ શું અસામાન્ય સદ્દગુણ નથી? ભલાભલા ગ્રેજ્યુએટો થોડો પગાર મળતાં કિંવા ઘરખર્ચમાં તંગી પડતાંજ ગભરાઇ ઉઠે છે અને બીજી સારી નોકરી કે વ્યાપાર ધંધો શોધે છે પરંતુ રામસ્વામીએ તો પ્રત્યેક સ્થિતિમાં આનંદજ માન્યો હતો. થોડું પણ દ્રવ્ય સિલિકમાં હોય-પોતાને આવશ્યક્તા હોય-તંગાશ હોય છતાં તે ગુરૂદેવને મોકલી દેવું કિંવા ગરીબ વિદ્યાર્થીને દાન કરી દેવું એના જેવો બીજો સદ્દગુણ કયો? એના જેવી ઉત્તમ ત્યાગવૃત્તિ બીજી કંઇ? સાદાઇમાં રહેવું અને દાન કરવું, એતો તેમના ખાસ ગુણ હતા. એ પ્રમાણે દિવસો નિર્ગમન કરવાની તેમણે પૂર્વાશ્રમમાંથીજ તૈયારી કરી હતી. સાદા વસ્ત્રોનો ઉપયોગ કરવો, તે ઘેર જ ધોઇ લેવાં, અને શીવવાં, મોજશૉખ કદી પણ ન કરવો, સાદું ભોજન કરવું વગેરે પ્રકારની સાદી રહેણી વિદ્યાર્થિ દશામાંથી જ તેમને ગળે વળગી હતી તે ઠેઠ પર્યંત કાયમ રહી હતી. સારાંશ એ છે કે: "**રહેણી ભિક્ષુકની અને વિચાર સર્વ જગતનો.**" એ તત્વનો ઉત્તમ આવેશ રામમાં પ્રત્યક્ષ જણાઇ આવે છે.

**સ્વામી રામે** અનાસક્ત અને સંતોષવૃત્તિ તથા સાદી **રહેણીરૂપી** ત્રિપુટીના મજબૂત પાયા ઉપર પોતાનું આયુષ્ય રચેલું હોવાથી તેમના

આયુષ્યનો એક મહત્વનો વિભાગ-ગૃહસ્થાશ્રમ, અખિલ ભારતવાસીઓને, આધુનિક કાળના પરાવલંબી અને બહિર્મુખ ભારતવાસીઓને તેમણે પોતાની જાતે સહન કરીને, મન વશ કરીને, આદર્શવત્ બતાવ્યો છે. પતિપત્ની સંબંધ કેવો હોવો જોઇએ, વૈવાહિક સ્થિતિનું ધ્યેય શું હોવું જોઇએ, અને તે ધ્યેય કેવી રીતે સાધ્ય કરવું તે સંબંધી સ્વામીજીના વિચારો ઘણા દીર્ઘદર્શી અને ઉત્તમ પરિણામદર્શક જણાય છે. કારણ એ છે કે: તે વિચારો કેવળ કાલ્પનિક અથવા તાત્વિક જ નહિં પણ વ્યાવહારિક અનુભવયુક્ત છે.

વૈવાહિત સ્થિતિનું ધ્યેય નિર્ણિત કરતાં તેમણે કહ્યું છે કે: "પતિ અને પત્નીએ એક બીજા સ્હામે જાણે તે પરમાત્માનીજ મૂર્તિ, ઇશ્વરનીજ પ્રતિમા હોય-તેજ દ્રષ્ટિએ જોવું જોઇએ. "**જે સ્ત્રી સાથે આપણું લગ્ન થયું હોય તે સ્ત્રીમાં આપણા આત્માને જોતાં શિખવું જોઈએ.**" એ ધ્યેય સાધ્ય કરવા માટે સ્વામીજીએ સ્વતઃ અનુભવેલો માર્ગ દર્શાવ્યો છે. તેઓ કહે છે કે: "**સ્ત્રી પુત્રાદિકમાંજ આપણા પ્રેમની સમાપ્તિ ન કરતાં સર્વ જગતમાં વ્યાપી રહેલા આપણા પ્રેમનું, સ્ત્રી પુત્રાદિકને મધ્યબિંદુ કરો.**" આપણે ચશ્મા વડે સર્વ વસ્તુઓ જોઇ શકીએ છીએ પરંતુ જેમ ચશ્મા આપણી દ્રષ્ટિને પ્રતિબંધ રૂપ નથી પણ તે દ્રષ્ટ વસ્તુને પ્રકાશિત કરવામાં સહાયક થાય છે તેજ પ્રમાણે પતિ અને પત્ની વચ્ચે સંબંધ હોવો જોઇએ. આપણા પ્રિય સ્નેહિ મિત્રનો એકાદ પત્ર મળતાંજ-તે પત્રનાં દર્શન કરતાં-આપણને કેટલો આનંદ થાય છે? મિત્ર ઉપર આપણો પ્રેમ હોવાથી તેના પત્ર-દર્શનથી આપણને એટલો બધો આનંદ થાય છે. એજ પ્રમાણે **પતિ અને પત્નીએ પોતાને ઇશ્વર-પ્રેરિત પત્રની પેઠેજ માનવાં જોઇએ. પતિનું શરીર એ ઇશ્વર-પ્રેરિત એક પત્ર અથવા ચિત્ર છે એમ પત્નીએ માનવું જોઇએ.** રાત્રિને સમયે બન્નેનાં શરીર સંયોગ-પ્રાપ્ત કરતાં હોય તો ભલે તેમ થાય, પરંતુ દિવસને સમયે સ્ત્રીએ પરમાત્મા સાથે તદાકાર થવા માટે-ઇશ્વર-ચિન્તન-નામસ્મરણ કરવામાંજ પોતાનો સમય વ્યતીત કરવો જોઇએ. રતિસુખ સમયે ભગવાનનું સ્મરણ કરી ના શકાય તો દિવસે ઇશ્વરનું નામ-સ્મરણ કરવાનો અભ્યાસ રાખવો. પતિ પત્નીએ પરસ્પર આલિંગન દેતી વખત જાણે આપણે પ્રત્યેક વખતે પરમાત્માનેજ આલિંગન દઇએ છીએ એવી કલ્પના એક બીજાના મનમાં ઉત્પન્ન થવીજ જોઇએ. **સ્થૂળ શરીરના સંયોગનો વિચાર આપણે એકદમ ત્યજી દેવો જોઇએ અને પરમાત્મા-સમક્ષ સતત**

એકતાન વૃત્તિથી નિવાસ કરવાનો અભ્યાસ કરવો જોઇએ.”

સ્વામીજીએ કરેલા ઉપદેશની તેમની પત્ની પર કેવી અસર થઇ હતી તે સંબંધી તેમણે એક વ્યાખ્યાનમાં કહ્યું છે. પોતાનાં પત્નીની વર્તણુક સંબંધી તેઓ બોલ્યા હતા કે: “રામ ધ્યાનસ્થ હતા તે સમયે તેમની અર્ધાંગના (પત્ની) તેમના સ્હામે બેસી તેમના મુખકમળ સ્હામે જોતાં જોતાં ધ્યાનસ્થ થઇ જતાં. સ્વામીજીની પત્નીએ તેમને એક દિવસ પ્રશ્ન કર્યો કે: “આપને મ્હારૂં કદી સ્મરણ થાય છે કે ?” સ્વામીજીએ ઉત્તર દીધો કે: “ના, ના, રામ કદી પણ સ્મરણ કરતો નથી. આપણા કરતાં કોઇ ભિન્ન મનુષ્ય હોય તોજ તેનું સ્મરણ થાય.”

વાંચક બંધુ ! આનો ભાવાર્થ સમજ્યા ? બન્ને જ્યાં એક બીજાને ઇશ્વરના રૂપજ માનતાં હોય ત્યાં ભિન્નત્વ કેવું ? અર્થાત્ ઇશ્વર-સ્મરણ, ઇશ્વર રૂપનાં સ્મરણ તો ક્ષણે ક્ષણે થયાંજ કરે છે. ઇશ્વર સિવાય અન્ય કોઇનું સ્મરણ થતુંજ નથી. તમારૂં સ્મરણ ભૂલાતુંજ નથી. તમારૂં સ્મરણ થયાંજ કરે છે. આવા પ્રકારનાં આચરણ દ્વારા પત્નીની ઉન્નતિ કરનાર પતિ હોય ત્યાં પછી તેની પત્ની પાછી કેમ પડે ? વાંચકબંધુ ! પતિ અને પત્ની એ બન્ને ઇશ્વરનાં રૂપ, ઇશ્વરના પત્રો છે, એ સંબંધી પતિએ પત્નીને સારી પેઠે સમજાવવું જોઇએ અને તેના મનમાં પરસ્પર ઈશ્વરભાવ ઠસાવવો જોઇએ જેથી પત્ની પતિને ઇશ્વરનુંજ રૂપ જુવે. પતિએ પણ પત્નીને તેજ દ્રષ્ટિએ જોવી જોઇએ. પરસ્પર એ ભાવ થતાંજ આનંદ-પરમાનંદ !

પાશ્ચાત્યોના સંસર્ગથી તેમની નીતિ-રીતિનું અંધ અનુકરણ કરીને આપણી આશ્ચર્ય-સંસ્થાઓને વગોવનારાને, જીવન શાસ્ત્ર, પ્રજાજનન શાસ્ત્ર ઇત્યાદિ શાસ્ત્રોની દષ્ટિએ પૂર્ણ વિચાર નહિં કરતાં આપણા ગૃહસ્થાશ્રમના વિધિ વિધાનોને જંગલી-રિવાજ સમજી ભારતીય વિવાહ પદ્ધતિનું પાશ્ચાત્ય સ્વરૂપની વિવાહ પદ્ધતિમાં રૂપાંતર કરવા ઇચ્છિનાર સમાજ સુધારકોને, અને યત્રનાર્યસ્તુ પૂજ્યતેનો આડંબર જમાવનારા બહિરંગી સુધારકોને, બહિર્મુખતા વૃદ્ધિ કરનાર સુધારા અટકાવીને અંતર્મુખતા વૃદ્ધિંગત થાય એવો સુધારો કરવા માટે કેટલું ઉત્તમ અને અનુકરણીય વૈવાહિક સ્થિતિનું ઉદાહરણ સ્વામીજીએ દર્શાવી આપ્યું છે ! કિંબહુના, સ્વામીજીનું એ દર્શન, જગતમાં વૃદ્ધિ પામતી વિષયાસક્તિને-પાશવ વૃત્તિને-અટકાવી દઇ ગૃહસ્થાશ્રમનું, વિવાહ સંસ્થાનું ખરૂં આર્ય સ્વરૂપ જગતના નિદર્શનમાં લાવી તે સ્થિતિ પ્રાપ્ત કરાવવામાં કારણભૂત થશે એવી આશા છે.

## (ઈ) સન્યાસી રામ.

આદ્ય શંકરાચાર્ય, કિંવા સમર્થ રામદાસ સ્વામીએ પોતપોતાના સમયને અનુરૂપ સન્યાસીનું ઉત્તમ ઉદાહરણ, પોતાનાંજ આચરણથી દર્શાવી જે મહત્વનું કાર્ય કર્યું હતું તેટલાજ મહત્વનું કાર્ય આદર્શ સન્યાસી પૂજ્યપાદ સ્વામી વિવેકાનંદજીએ અને રામતીર્થજીએ કર્યું છે. કેવળ કર્મકાંડની વૃદ્ધિ પામતી રીતિ સમાજ સુધારણા માટે વિશેષ ઉપયોગી નહિં હોવાથી, વૈદિક ધર્મને જબરદસ્ત ધોક્કો પહોંચ્યો હતો, તેથી થયેલું નુકસાન ભરપાઇ કરવું અને ધર્મની વિખરાયલી ઘડી પુનઃ વ્યવસ્થિત કરવી, એ કાર્ય માટે આદ્ય શંકરાચાર્યજી મહારાજ જન્મ્યા હતા. તેજ પ્રમાણે સ્વામી રામતીર્થજીની સન્યાસીભૂમિકા પણ વિશેષ મહત્વની હતી. આપણે તેનું અવલોકન કરીએ.

પ્રત્યેક રાષ્ટ્ર-જીવનનો એક વિશેષ ઉદ્દેશ છે. આધ્યાત્મિકતા એજ આપણું ધ્યેય છે અને તેજ આપણા રાષ્ટ્રીય જીવનનો ઉદ્દેશ છે, અને અધ્યાત્મ એજ આપણું મન્તવ્ય અને પ્રાપ્તવ્ય છે. એ ઉદ્દેશને અનુસરીનેજ સ્વામીજીએ જુસ્સાભેર ઉપદેશ દીધો છે કેઃ "ઉન્નત સમજવામાં આવેલાં યુરોપનાં અને અમેરિકાનાં રાષ્ટ્ર વાસ્તવિક રીતે આગળ વધેલાં નથી. તેતો વિનાશના માર્ગમાં આગળ પગલાં ભરી રહ્યાં છે! ઉન્નતિ તો આધ્યાત્મિક કિંવા ઐહિક હોવી જોઇએ. ઉન્નતિનો ઓઘ, મનુષ્યને અધ્યાત્મ પ્રત્યે આકર્ષી જનાર હોવો જોઇએ. આપણા મિથ્યા શરીરના સુખની વૃદ્ધિને માટે હોય તો તે નિરર્થક છે. ભૌતિક સંપતિ જમાવવી કિંવા અનાવશ્યક ટેવો વધારવી એ નિઃસંશય પ્રગતિ નથી. વિદ્યાચાર-સમ્પન્ન જગતના ઠાઠમાઠથી, ઝગમગાટથી, કૃત્રિમપણાથી, બાહ્યોપચારથી અને દ્રવ્યોપાર્જનની ધામધૂમથી ભૂલ થાપ ખાશો નહિ. લોભાઇ જશો નહિં. ભોળવાશો નહિં, એ સર્વ નિરર્થક છે. પ્રપંચ છે. અનુભવથી એવું નક્કી થયું છે. મૂષમાં ગાળી તેનું સત્વ જોવામાં આવ્યું છે. તે કસોટીમાં સત્ય-સુવર્ણ ઠર્યું નથી. બનાવટી-બનાવટી! સત્યનું અન્વેષણ કરનાર બંધુઓ' પ્રગતિને નામે ઓળખાતા રાષ્ટ્રના ઠાઠમાઠ ઉપર અને બાહ્ય આડંબર ઉપર મોહ પામશો નહિં. સામ્પ્રત વિશમી શતાબ્ધીમાં એવો સમય સત્વર આવશે કેઃ તે સમયે આજનાં પ્રગતિવાળાં રાષ્ટ્રોએ પોતાની રાજ્યવ્યવસ્થા અને પ્રજાજનોની રહેણી બદલી નાંખી તેને વેદાન્તનાં તત્વ પ્રમાણે નવીન આકાર અને નવીન સ્વરૂપ આપવું પડશે."

જગતનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં, ભૌતિક શાસ્ત્રનો ઉપયોગ જે પદ્ધતિએ

અને જે કાર્ય પરત્વે થતો હતો તેનું નિરીક્ષણ કરતાં, સુધરેલા તરીકે અહંકાર કરનારા–બડાઇ મારનારાં–રાષ્ટ્રની રહેણીનો સૂક્ષ્મ વિચાર કરતાં, અને જગતના ભિન્ન ભિન્ન સમાજના બૌદ્ધિક અને માનસિક વિકાસનો વિચાર કરતાં, જગત્‌માં ભોગ–વિલાસની ઇચ્છા, સંગ્રાહક વૃત્તિ, આસક્તિ, નિરર્થક વસ્તુઓ વૃદ્ધિ કરવાની પ્રવૃત્તિ ઇત્યાદિ ગુણો (!) ની વૃદ્ધિ ઝપાટાબંધ થઇ " त्यक्तेन भुंजीथाः " એ ઉપનિષદ્–સૂત્રાત્મક વૃત્તિ અદૃશ્ય થતી સ્વામીજીના જોવામાં આવી હતી, તેથી તે પ્રવૃત્તિની વૃદ્ધિ અટકાવી જગત્‌માં સંન્યાસ વૃત્તિનો પ્રારંભ કરવાની ઇચ્છા તેમના નિચલા પત્ર ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે:—

" ૧૩ ડિસેમ્બર ૧૮૯૭

**" સર્વને માટે સંન્યસ્ત ઉચિત નથી એ ખરૂં પરંતુ જગત્‌માંથી સંન્યસ્તનો તદ્દન લોપ થઇ જાય એ પણ યોગ્ય નથી. "**

સ્વામીજી " ચૈતન્યમઠ " સ્થાપન કરવાના હતા તેની રૂપરેખા તેમણે આંકી હતી. તેમાં તેઓ કહે છે કે:—

"**આ મઠમાં કેવળ ધાર્મિક દૃષ્ટિએ ભૌતિક શાસ્ત્રનો અભ્યાસ કરાવવામાં આવશે.** ભૌતિક શાસ્ત્રો, કલા અને ઇતર સ્પષ્ટ વ્યવહારોપયોગી હુન્નરનો વેદાન્ત પ્રત્યે ઉપયોગ કરવાની દ્રષ્ટિએ, પ્રત્યક્ષ વ્યવહારમાં વેદાન્ત કેવી રીતે ઉતરે એજ દ્રષ્ટિએ, અભ્યાસ કરાવવામા આવશે. "

આ ઉપરથી સિદ્ધ થાય છેકેઃ સંન્યાસ એજ સ્વામીજીનું ધ્યેય હતું અને સંન્યાસ વૃત્તિનો જગત્‌માં પ્રસાર કરવો એજ તેમનું ઉદ્દિષ્ટ કાર્ય હતું. હવે આપણે સ્વામીજીની " સંન્યાસભૂમિકા " આર્યોની વિશમી શતાબ્દિમાં સન્યાસીઓને કેટલી ઉત્કૃષ્ટ ઉદાહરણ રૂપ હતી તે વિષયનો વિચાર કરીએ.

ભારતવર્ષમાં આસરે બાવન લક્ષ સાધુઓ છે. સ્વામી રામતીર્થજીના સન્યાસાશ્રમના આચાર–વિચાર તે સર્વને માટે, ઉત્તમ દૃષ્ટાંત રૂપ હતા. અન્યસાધુ સંતોના આચાર–વિચાર તરફ નિહાળતાં કેવળ નિષ્ક્રિયતા, સમાજથી દૂર રહેવું, શરીરને કષ્ટ આપવું એનું નામજ સન્યાસ અને એજ ભાવના તેમનામાં ઘર કરી બેઠેલી જણાય છે પરંતુ રામસ્વામી ઉપરોક્ત વિચારની પેલે પાર પર્યંત જઈ પહોંચ્યા હતા. અહા ! ! " સન્યાસ " સંબંધી તેમની કલ્પના કેટલી બધી આગળ વધેલી હતી ! તેઓ સમાજમાં રહ્યા, પરદેશગમન કર્યું, લેખન, ભાષણ, અને ઉપદેશદાન, એ સર્વ કાર્યો તેમણે મરણ પર્યંત કર્યાં. માંસાહાર અને વૈવાહિક સ્થિતિ જેવા વિષયો પર પોતાના

સ્વતંત્ર વિચારો તૈયાર કર્યા. વિશમી શતાબ્દિનાં માનવી–જીવનના સામાન્ય વ્યવહાર સાથે વેદાન્તની જોડ મેળવી **વ્યાવહારિક વેદાન્ત** તેમણે સ્વ-આચારણથી શીખવ્યું. અર્વાચીન ભારતવર્ષને ઉપયુક્ત અને આવશ્યક થઇ પડે એવી સાદી અને મિતાહારી વર્તણુકનો નમૂનો આગળ ધરી તે દ્વારા રાષ્ટ્રને આર્થિક યશ પ્રાપ્તિની ગુરૂ–કુંચી તેમણે બતાવી દીધી. ભૌતિક આસક્તિનો, માયાનો, સંસારનો પાશ ઝટ તોડી નાંખી વાસ્તવિક સ્વાતંત્ર્ય પ્રાપ્તિની પ્રત્યક્ષ મૂર્તિ સ્વામીજી પોતે હતા. સ્વામીજીએ ઉદ્યોગ અને અને અકૃત્રિમ કાર્યનું મહત્વ વધાર્યું, તેજ પ્રમાણે જન્મભૂમિ પ્રત્યેનો જે કર્તવ્ય–ભાર પ્રત્યેક વ્યક્તિએ ઉઠાવવો જોઇએ તે કરતાં અધિક મહત્વનો ભાર “માતા, ભગિની અને સ્ત્રીઓની ઉન્નતિ સંબધી છે” એ ઉપદેશ તેમણે વિશેષરૂપે પ્રતિપાદન કર્યો. સારાંશ એ છે કેઃ સ્વામીજીની સન્યાસ–ભૂમિકાનું રહસ્ય સ્વલ્પમાં કહીએ તો “કર્મયોગ” શબ્દદ્વારાજ ઉત્કૃષ્ટરૂપે કહી શકાશે. એવા મહાન્ “કર્મયોગી” સન્યાસીના આચરણનું ઉદાહરણ બાવન લક્ષ સન્યાસીઓમાંના થોડાકજ ગૃહણ કરે તો ભારતવર્ષની–આજની સ્થિતિમાં અને ભારતવર્ષના સામ્પ્રત–જીવનમાં કેટલો બધો ફેરફાર થઇ જાય ?* તેઓ ભારત ભૂમિના ઉદ્ધારને માટે કેટલું મહત્વનું કાર્ય કરી શકે વારૂ? કેટલાક તરૂણ અને ઉત્સાહી સન્યાસી–સાધુઓને લઇ સ્વધર્મ-સંરક્ષક સંસ્થાઓ સ્થાપન કરી તેમને પોતાના ઇચ્છા પ્રમાણે ધર્મ શિક્ષણ આપી તેમને હસ્તે ભારતોદ્ધાર કરવાનો સ્વામીજીનો વિચાર હતો. પરંતુ દુર્દૈવયોગે તેમનું અલ્પાયુષ્ થયું ! તેમ છતાં સ્વામીજીના પટ્ટશિષ્ય નારાયણ સ્વામી એ સંબધી વિચાર કરે તો તે વિશેષ આનંદ જનક કહેવાય. ભારતવર્ષના સદ્ભાગ્યે સ્વામીજીએ પ્રતિપાદન કરેલા સન્યસ્ત–ધ્યેયને પસંદ કરનાર કેટલાક કર્તવ્યનિષ્ઠ વ્યક્તિઓ વિદ્યમાન છે પરંતુ તે સાથેજ “એ ધ્યેયને લીધેજ હિંદુસ્થાને સર્વ ગુમાવ્યું.” એવું કહી વિરોધ દર્શાવનાર, અને વળી તે ધ્યેય તરફ નાક ચઢાવનાર વ્યક્તિઓ પણ હૈયાત છે. એવી વ્યક્તિઓને સ્વામીજીએ ઘણો ઉપદેશ દીધો છે. આજે રાષ્ટ્રીય શુભાશુભ–નિર્ણયને સમયે સર્વ આર્યબંધુ–ભગિનીઓએ એ સંબંધી વિચાર કરી યોગ્ય દિશા નક્કી કરવી જોઇએ એજ અમારી પ્રાર્થના છે.

---

* પૂજ્યપાદ **વિશ્વવંદ્ય** સ્વામી વિવેકાનંદજી–બાળબ્રહ્મચારી–પણ એવાજ મહાન્ “કર્મયોગી” હતા. તેમણે આજીવન બ્રહ્મચર્ય પાલન કરીને, ગૃહસ્થાશ્રમની સહજ પણ વિષયગંધને વશ થયા વિના, એક સાચા **કર્મયોગી,** સાચા ત્યાગી–વૈરાગી–સન્યાસીના જેવું કર્તવ્ય કર્મ કર્યું છે. તેમનાં ઉજવળ કર્મની યશસ્વી પતાકા ભારતવર્ષમાં બેલુરમઠ આદિ અનેક સ્થાનોમાં અને અમેરિકાદિ પૂર્વ દેશોમાં ફરકી રહી છેઃ— **લેખક.**

" આડંબરના પ્રિય ભક્તો ! આર્યોના સન્યાસનું, ત્યાગનું ધ્યેય તમને કેવળ મનોરાજ્ય જેવું નિરર્થક અને અવ્યવહાર્ય જણાય છે પરંતુ ભાઇઓ ! સાવચેત રહો ! તમે સ્વપ્નમાં-ભ્રમમાં પડયા છો. તમને ઢંઢોળી નિદ્રામાંથી જાગૃત કરી સત્ય સ્થિતિ તમારી દૃષ્ટિ સમક્ષ સ્થાપવાનો સમય તદ્દન નજીક આવ્યો છે, એમ કરવાનો સામ્પ્રત યોગ્ય સમય છે. આત્મજ્ઞાનના યોગથી, આત્મા સંબંધી પ્રેમ ઉત્પન્ન થવો અને તેમ થવાથી ભ્રામક શરીર સંબંધી વૈરાગ્ય ઉત્પન્ન થવો એ પ્રેમયુક્ત-વૈરાગ્ય છે. એવો વૈરાગ્ય સામ્પ્રતના વિદ્યાચાર સંમ્પન્ન મનુષ્યમાં બિલકુલ નહિં હોવાથી એવાં વિદ્યાચાર સમ્પન્ન મનુષ્યો એટલે અધિક અનુભવી અને અધિક બુદ્ધિમાન જંગલી-મનુષ્યોજ કહેવામાં અડચણ નથી ! "×

સ્વામીજીનું આ કથન આડંબર પ્રિય ભકતોને માટે છે. વાંચવું. વિચારવું.

## ( ઇ ) દેશભક્ત રામ.

જે દેશમાં આપણો જન્મ થયો છે તે દેશ ઉપર પ્રેમ રાખીએ તેનું નામ **દેશભક્તિ. દેશભક્તિ એ જન્મસિદ્ધ ભાવના છે. સ્વામીજીનાં વ્યાખ્યાનો અને વિશેષત: " રાષ્ટ્રીયધર્મ, " " સુશિક્ષિત જગતનુ આર્યભૂમિપ્રત્યે આધ્યાત્મિક ઋણ" અને "ભારતવર્ષ તરફથી અમેરિકાને વિજ્ઞપ્તિ. "** તથા તેમની કેટલીક કવિતાઓ લક્ષપૂર્વક વાંચવાથી માતૃભૂમિ સંબંધી તેમનો પ્રેમ તેમના અંતઃકરણમાં કેવો ઓતપ્રોત થઇ રહ્યો હતો તેમજ તેમની દેશભક્તિની કલ્પના કેવા વ્યાપક સ્વરૂપની હતી તે સ્પષ્ટ રૂપે જણાઈ આવે છે. આપણો દેશ સમૃદ્ધિ સમ્પન્ન હોય, દેશની નિકૃષ્ટદશા નાશ પામી તે ઉન્નતિ પ્રાપ્ત કરે, દેશબાંધવો હમેશાં સુખી સ્થિતિમાં રહે, ઐહિક વૈભવ અને ઉત્કર્ષ સંબંધી આપણી માતૃ ભૂમિને ઇતર રાષ્ટ્ર સમક્ષ મસ્તક નમાવવાનો કદી પણ પ્રસંગ ન આવે, ઇત્યાદિ કલ્પનાઓ સામાન્ય દેશભક્તિ દર્શાવી આપે છે. જ્યારે રામતીર્થજીની કલ્પનાઓ અસામાન્ય છે. અર્વાચીન કાળમાં Nationalismના મધુર·નામ-આધારથી પશ્ચિમનાં સર્વ રાષ્ટ્રો ઉન્નતિમાં આવ્યા, અને એજ સંકુચિત ભાવનાની છાપ જગત્ પર પડે છે તે અનિષ્ટકારક છે, કારણ કે આત્મોદ્ધાર અને

---

× આર્યોના સન્યાસ ત્યાગ ધ્યેયને થોડા પ્રમાણમાં અપ્રત્યક્ષ અથવા પ્રત્યક્ષ રીતે માન આપનાર કઝિન્સ્ એચ્. જી. વેલ્સ, લુડ્રોફ, સી. એફ. એન્ડ્રુસ વગેરે યુરોપિયન ગૃહસ્થો પણ છે. તેમના કથન તરફ આડંબર પ્રિય ભકતોએ લક્ષ આપવું જોઇએ.

રાષ્ટ્રોદ્ધાર કરનાર સદ્દગુણોનો એ નામમાં અભાવ છે એવું ખાત્રીપૂર્વક તેમના સમજવામાં આવ્યું હતું, તેથી તેજ પ્રણાલિકાદ્વારા આપણી માતૃભૂમિની ઉન્નતિ થવાનું સ્વામીજી પસંદ કરતા નહતા. રાષ્ટ્રોન્નતિ માટે સ્વામીજીની દૃઢ કલ્પના હતી કે: **"પ્રેમ અને સ્વતંત્રતા એજ રાષ્ટ્રોન્નતિનાં બીજ છે. વ્યાવહારિક વેદાન્ત એજ પ્રત્યેક રાષ્ટ્રનું જીવન તત્ત્વ છે. પ્રેમ, ન્યાય અને સ્વતંત્રતા જેવી ત્રિપુટી ભાવનાનું પોષણ એજ વ્યાવહારિક વેદાન્ત છે."** વળી ભરતખંડ એ પ્રાચીન ઋષિ મુનીઓનું નિવાસસ્થાન છે. વિવિધ શાસ્ત્રોનો અને અધ્યાત્મ સિદ્ધાંતનો ઉદય જે અતિ પૂજ્ય આર્યોના હૃદયમાંથી થયો છે તેમના ચરણ સ્પર્શથીજ આ ભૂમિ પવિત્ર થઇ છે. જે પ્રાચીન આર્યોના વંશજોએ વેદાન્ત તત્વજ્ઞાનની પરંપરા આજે હજારો વર્ષ થયાં ટકાવી રાખી છે, જેમણે તે ઉચ્ચતમ જ્ઞાનનું સંગોપન અને સંવર્ધન કરી, તેનું અમૃત–પાન પ્રસંગોપાત ઉદાર ચિત્તે જગતના સર્વ મનુષ્યોને કરાવ્યું છે એજ આર્યોની પવિત્ર માતૃભૂમિ ભરતખંડ છે. આર્યોના પૂર્વ ઇતિહાસનું અને પૂર્વ પરંપરાનું દિવ્ય તેજ ભરતખંડને ખુંણેખાંચરે પ્રસરી રહ્યું છે.

ભરતખંડના પ્રત્યેક પર્વત અને પ્રત્યેક નદીની આસપાસ, આર્યોના પ્રાચીન ઉજ્જ્વળ ઇતિહાસનો અને ઋષિ મુનીઓના દિવ્ય જ્ઞાનનો પ્રતિધ્વનિ ગર્જના કરી રહ્યો છે. **"ભરતખંડ એ વેદાન્ત તત્ત્વજ્ઞાનનું જન્મસ્થાન છે. આ પવિત્ર ભૂમિમાં ચાર વેદ જન્મ પામ્યા છે."** આ દ્રષ્ટિથીજ સ્વામીજીના હૃદયમાં સ્વદેશ પ્રીતિ ઉત્પન્ન થઈ હતી વળી **"અખિલ વિશ્વ રામનું છે." અમેરિકા એ જગતરૂપી વિરાટ દેહનું મસ્તક છે, અને હિંદુસ્થાન એ ચરણ છે, એ ચરણ પ્રત્યે દુર્લક્ષ્ય કરશો નહિં. એ ચરણમાં દુઃખાવો થતો હશે તો તે લુલા થઇ પડશે અને તમે લથડી પડશો.** ભરતખંડની ઉન્નતિ અવશ્ય થવીજ જોઇએ એવું સ્વામીજીને જણાતું હતું તેથીજ તેઓ જન્મભૂમિ પ્રત્યે પ્રેમ અને ભક્તિ રાખતા હતા. એ સ્વદેશભક્તિ અસાધારણ અને અદ્વિતીય સ્વરૂપની નથી એમ કોણ કહી શકશે? તેમની દેશભક્તિ–દેશ પ્રીતિ–આટલી બધી વ્યાપક સ્વરૂપની હતી અને તે તેમના જેવી અપૂર્વ વિભૂતિને શોભે એવુંજ હતું.

જીવન પર્યંત અધ્યાત્મજ્ઞાનનું પરિશીલન કરવામાં, દ્રઢ અભ્યાસ કરીને તે જ્ઞાન પ્રાપ્ત કરી લેવામાં અને તે જ જ્ઞાન સર્વ મનુષ્ય માત્રને અંતઃકરણપૂર્વક કરી સંભળાવવામાં જ સ્વામીજીએ પોતાનું સમસ્ત આયુષ

વ્યતીત કરી દીધું હતું. તેથી ઐહિક સુખને માટે, સુખનાં સાધનોના ઉપયોગ નીચે અને વિષય ભોગ માટે વૈભવ અને ઐશ્વર્ય પ્રાપ્ત કરવાં એવી તેમની સ્વદેશ ભક્તિ નહતી. " ત્યાગ એજ ભરતખંડનું ધ્યેય છે. " એ તત્ત્વને લીધે જ હિંદુસ્થાન અનેક રાષ્ટ્રીય સંકટમાંથી અને આપત્તિયોમાંથી બચવા પામ્યું છે. એજ તત્ત્વનો બોધપાઠ ભરતખંડે સર્વ જગતને દર્શાવી આપ્યો છે, તેથી જગતની સુધારણાની અને સંસ્કૃતિની દૃષ્ટિએ ભરતખંડ એક " રાષ્ટ્ર "ના સંબંધને લીધે અસ્તિત્વમાં રહેવું જ જોઇએ. એટલું જ નહિં પણ તેને જીવંત રાખવા માટે ઇતર સર્વ રાષ્ટ્રોએ સહાયતા કરવી એજ તેમનું કર્ત્તવ્ય છે. સ્વામીજીએ એવી જ વ્યાપક દૃષ્ટિએ ભારતોદ્ધાર માટે રાત દિવસ વિચાર કર્યા છે અને તેમને જે વિચાર સૂઝયા તે સંકુચિત દૃષ્ટિએ પરકીય જણાતા " અમેરિકન " રાષ્ટ્ર સમક્ષ તેમણે નિવેદન પણ કર્યાં છે. વાસ્તવિક જોતાં અધ્યાત્મજ્ઞાન નસેનસમાં વ્યાપેલું હોવાથી " અમુક દેશ મ્હારો, અને અમુક દેશ ત્હારો " એવી સંકુચિત ભાવનાનાં બીજ સ્વામીજીના અંતઃકરણમાં હતાં જ નહિં. તેમને તો સમસ્ત વિશ્વ પોતાનું સ્વગૃહ જ જણાતું હતું, તેથી તેમણે ભરતખંડના પૂર્વ સદ્ગુણોનું અને પાછળથી ભરાયલા દુર્ગુણોનું સ્પષ્ટ ચિત્ર ભારતીય આર્યો સમક્ષ દોરી બતાવ્યું હતું તે જ પ્રમાણે પશ્ચિમના આર્યવંશજો સમક્ષ પણ તેવું જ ચિત્ર દોર્યું હતું.

## દેશની સ્થિતિનું સૂક્ષ્માવલોકન.

હિંદુસ્તાનની અવનતિનાં કારણોની મિમાંસા કરતાં રાષ્ટ્રની પરિસ્થિતિનું નિરીક્ષણ તેમણે કેવી સૂક્ષ્મ રીતિએ કર્યુ હતું તે નિચલી કવિતા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે:—

**समय कैसा आया है ( टेक. )**

**न यारासें[1] रही यारी[2], न भाईयोंसे वफादारी[3] ।**
**मुहब्बत[4] उठगई सारी, समय कैसा. ॥ १ ॥**
**जिधर[5] देखो भरी कुलफत[6], भुलादी सबने है उल्फत[3]।**
**बुरी[7] सोहबत, बुरी संगत, समय कैसा. ॥ २ ॥**
**सभायेंकी बहुत जारी[8], बने खुद उनके अधिकारी ।**
**न छोडे कर्म व्यभिचारी, समय कैसा. ॥ ३ ॥**

---

૧ મિત્ર. ૨. મિત્રતા ૩. ભ્રાતૃભાવ. ૪. પ્રેમ ૫. જ્યાં, ૬. દ્વેષ ૭. પ્રેમ. ૮. દુષ્ટ.

बहुत उमदा कहैं लेक्चर[1], मगर[2] उलटा चले उन पर ।
अकल पर पड गये पत्थर, समय कैसा. ॥ ४ ॥
सचाईको[3] छुपाते है, दिल औरोंका[4] दुखाते हैं ।
वृथा सांचे[5] कहाते हैं, समय कैसा. ॥ ५ ॥
नहीं व्यवहारको शुद्धि, विपर्यय हो रही बुद्धि ।
विचारे सत् नहीं कुछभी, समय कैसा. ॥ ६ ॥
घटा है पापकी छाई[6], उपद्रव होवें[7] हर जाई[8] ।
है एकको एक दुखदायो, समय कैसा. ॥ ७ ॥
न जाने देशके वासी, बने कब सत्य विश्वासो ।
मिटे अब कैसे उदासी, समय कैसा. ॥ ८ ॥

ભાવાર્થઃ—કેવો સમય આવ્યો છે તે તો જુવો. મિત્રોમાં મિત્રત્વ રહ્યું નહિ! ભ્રાતૃઓમાં પરસ્પર બંધુભાવ રહ્યો નહિં. પ્રેમનું નામ નિશાન નથી. જ્યાં દૃષ્ટિ ફેરવીએ ત્યાં દ્વેષનો જ સુકાળ અને પ્રેમનો દુષ્કાળ! સર્વત્ર દુર્જનોની સંગતિ, સભાઓ ભરવાના તોફાન ચાલી રહ્યાં છે. પ્રત્યેક તેના પર અધિકાર જમાવવા ઇચ્છે છે. અદ્યાપિ વ્યભિચાર તજાયો નથી. ઉત્તમોત્તમ વ્યાખ્યાનો કરવા મંડી પડ્યા છે, પરંતુ વર્તણુક તો તેથી ઉલટી ચલાવી રહ્યા છે. (એ જોઇને) એમ થાય છે કેઃ સર્વની બુદ્ધિ મંદ થઇ ગઇ છે, અને સર્વ વિવેકહીન થઇ ગયા છે. સત્ય વસ્તુને દબાવી દેવામાં આવે છે, પરપીડન ચાલી રહ્યું છે, તેમ છતાં સત્યપણાની ગર્જના ચલાવી રહ્યા છે. (જ્યાં જોઇએ ત્યાં) વ્યવહારમાં શુદ્ધિ રહી નથી; બુદ્ધિ વિપરીત થઇ રહી છે, તેથી સત્ વિચારનું નામ પણ નથી. સર્વત્ર પાપની છાયા પ્રસરી રહી છે. પ્રત્યેક સ્થળે ઉપદ્રવ ચાલુ જ છે. પરસ્પર એક બીજાને દુઃખ દેવામાં કારણભૂત થઇ રહ્યા છે! (આવી સ્થિતિ જોઇને દેશબંધુઓ સન્માર્ગગામી અને વિશ્વાસુ ક્યારે થશે અને સર્વત્ર પ્રસરેલી ઉદાસીનતા ક્યારે નાશ પામશે એનું અનુમાન કરી શકાતું નથી.)

સ્વામીજીએ ઉપરોક્ત પ્રમાણે દેશ સ્થિતિનું કિંબહુના સર્વ જગતનું નિરીક્ષણ કર્યું છે તે જાણે સમર્થ રામદાસ સ્વામીજ કરી રહ્યા હોય એમ કહી શકાશે. આ પ્રમાણે કેવળ તાત્વિક વિચાર કરીનેજ તેઓ થોભ્યા નથી પણ તેમણે ભારત વર્ષની ધાર્મિક, સામાજિક, રાજકીય, ઔદ્યોગિક, શૈક્ષણિક ઇત્યાદિ સ્થિતિનું સૂક્ષ્મ અવલોકન કરીને તેના ગુણ દોષ અને

---

૧. પ્રસાર. ૨. વ્યાખ્યાન. ૩. પરંતુ. ૪ સત્યતાને. ૫ અન્યની. ૬. સત્યવાદી પુરૂષ. ૭. છવાઈ. ૮. થાય છે. ૯. પ્રત્યેક સ્થળે.

અવનતિનાં સત્ય કારણોની અતિ સૂક્ષ્મ ચિકિત્સા કરી છે. એ સર્વનો વિચાર કરવા આ સ્થળ નથી, તેથી સ્વામીજીની વિચારશ્રેણીનું માત્ર દિગ્દર્શન કરીને "**ભારત વર્ષ તરફથી અમેરિકાને વિનતિ.**" નામક સ્વામીજીના વ્યાખ્યાનનું મનન કરવાની વાચકને વિનતિ કરીએ છીએ.

( ૧ ) રાજકીય, ઔદ્યોગિક સ્થિતિનું નિરીક્ષણઃ—

"આ દેશના ત્રિશ કરોડ પ્રજાજનનો વિલાયતની ન્યાય સભામાં એક પણ પ્રતિનિધિ નથી......મોટા પગારના હોદ્દા જાતિ અને ધર્મના પક્ષપાતથી આપવામાં આવતા હોવાથી જાતિ દ્વેષને એક પ્રકારે ઉત્તેજન મળે છે......**સામ્પ્રતની રાજકીય પરિસ્થિતિ જ એવી છે કે તેમાં સ્વાતંત્ર્યની પ્રવૃત્તિ પ્રજાજનોના અંતઃકરણને સ્પર્શ કરી શકતી નથી.**"

"દેશની સર્વ પ્રકારની કલા, હુન્નર અને ઉદ્યોગ ધંધા નિર્મૂળ થયા! ...... ઇંગ્લેંડના પૂંજીવાળાઓને અધિક સમૃદ્ધ કરવા માટે જ આપણા ઔદ્યોગિક શિક્ષણનો અને પ્રવૃત્તિનો મુખ્યતઃ ઉપયોગ થાય છે. હિંદુસ્થાનનાં સર્વ મોટાં મોટાં કારખાના અને વ્યાપારી સંસ્થાઓ અંગ્રેજી વ્યાપારીઓના કાર્યભાર નીચે છે, હિંદી વ્યાપારીઓનું નામ નિશાન નથી. તેઓ માત્ર યુરોપના અને અમેરિકાના ધનાઢ્ય વ્યાપારીઓના માત્ર આડતીયા-દલાલ-થઈ રહ્યા છે."

( ૨ ) ધાર્મિક અને સામાજિક સ્થિતિનું નિરીક્ષણઃ—

"ભૂગોળની દૃષ્ટિએ નહિં પણ બૌદ્ધિક, નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ અમારો હિંદુસ્થાન દેશ એક સમયે સમસ્ત જગતનો શિરોભૂષણ હતો, તથાપિ સામ્પ્રત તેને ત્રિદોષ પ્રાપ્ત થયો છે. ( રાજકીય, સામાજિક અને ધાર્મિક દુ:ખ. ) **વર્ણવ્યવસ્થા અને જાતિ ભેદને લીધે દેશનું અકલ્યાણ થયું નથી પરંતુ તેમાં રહેલા અર્થનો અનર્થ કરવામાં જ અકલ્યાણ થયું** છે. ધાર્મિક વિધિઓ અને આચારમાં ધર્મઘેલાપણાને લીધે રાષ્ટ્રના પ્રેમનું ભાવી કેન્દ્રભવન, સમારંભ અને ઉત્સવ જેવા ધર્મનાં બાહ્ય અંગો પ્રત્યે અંધવિશ્વાસ અને વર્ણવ્યવસ્થાના રૂપાંતરને લીધે પરિસ્થિતિનું બદલાઇ જવું, તેમ થવાથી ઉત્પન્ન થયેલો જાતિદ્વેષ, જાતિ ઇર્ષા, અને પક્ષાભિમાન ઇત્યાદિ દુર્ગુણો રાષ્ટ્રમાં ઉત્પન્ન થવાથી તે એટલા બધા વૃદ્ધિ પામ્યા છે કે જેથી સર્વનાં અંતઃકરણ ઐક્ય કરીને, એક સંપથી, એક મન-પ્રાણ થઇને કોઇ પણ કામ કરવું અશક્ય થઇ પડ્યું

છે......હિંદુસ્થાનમાં આવી પહોંચનાર ખ્રિસ્તી ધર્મ પ્રચારકો હિંદુઓના ગૃહ સુખમાં ફાટફુટનું વિષ રેડી આપે છે, અને તેઓ લોકોને પોતાના સપાટામાં લઇ હિંદુસ્થાનમાં ઉત્પન્ન થયેલા અનેક જાતિયોમાં વળી એક નવીન જાતિનો વધારો કરે છે. એમને હસ્તે વટલાયલા હિંદુઓ જ પ્રાય: પોતાના હિંદુ બાંધવોના કટ્ટા દુશ્મન બને છે. એ ખ્રિસ્તી ધર્મ પ્રસારક મંડળીઓના ઉદ્યોગને લીધે જ તરુણ બાળક-બાળકીઓ તેમના માતા-પિતાથી વિયોગ પામે છે, પત્નિનો પતિથી વિયોગ થાય છે. પતિપત્નીને ત્યજી જાય છે. આ પ્રમાણે હિંદુ પ્રજાના અંતઃકરણમાં ઘારાં પાડવામાં, ધર્મ ઉપર વિના કારણ હુમલો કરવામાં અને અજ્ઞાન-અલ્પબુદ્ધિના તરૂણો-ની કુમળી ગરદન ઉપર ખ્રિસ્તીધર્મની ધર્મઘેલી સમજણરૂપી ઝુંસરી લાધી દેવામાં તમારી ભૂતદયાથી પ્રેરિત થનાર પ્રયત્નોનું પર્યવસાન થાય છે..."

( ૩ ) શૈક્ષણિક સ્થિતિનું નિરીક્ષણ:—

જનસમાજની નીતિ સુધારવા માટે તેમને સત્ય જ્ઞાન-જીવંત જ્ઞાનનો બોધ આપવો એજ આવશ્યકીય છે. હિંદુસ્થાનમાં સત્યનું યથાર્થ જ્ઞાન આપવાની જ આવશ્યક્તા છે. ઉદ્યોગ ધંધાની શાળાઓથી હિંદુસ્થાનનું દૈન્ય દૂર થવાનું નથી. ઉચ્ચવર્ણની પ્રજાની સાથે જ પાછળ પડેલી જાતિ-યોને શિક્ષણ આપી તેને સુસંસ્કૃતિવાન બનાવવા, સ્વતંત્રતાની તેજ-સ્વીવૃત્તિ તેમના હૃદયમાં ઉત્પન્ન કરી આપવી અને સત્ય જ્ઞાનદ્વારા ઉત્પન્ન થતું ઔદાર્યયુક્ત સામર્થ્ય તેમના હૃદયમાં ઉત્પન્ન કરવું, એજ વિષયોની આજની પરિસ્થિતિ માટે વિશેષ આવશ્યક્તા છે. સત્ય અને આવશ્યકીય જ્ઞાનનો પ્રચાર કરવો એજ આપણી તાત્કાલિક અને મહત્વની આવશ્યક્તા છે. હિંદુસ્થાનમાં આપવામાં આવતું શિક્ષણ તદ્દન નિરૂપયોગી છે. કલા શિખવનાર વિદ્યાલય ( આર્ટ્સ કૉલેજ )માંથી તત્વજ્ઞાન જેવાં રૂક્ષ શાસ્ત્રો શિખવવામાં આવે છે, પરંતુ વ્યવહારોપયોગી એક પણ શાસ્ત્રી શિખવવામા આવતું નથી...... "

આ પ્રમાણે દેશસ્થિતિનું નિરીક્ષણ કર્યાં પછી તે સ્થિતિ સુધારવા માટે કયા ઉપાયો યોજવા તે પણ સ્વામીજીએ જન સમાજ સમક્ષ સ્પષ્ટ કર્યું છે. તેમાં મુખ્ય ત્રણ તત્વનાં બીજ જનસમાજના હૃદયક્ષેત્રમાં રોપી તે વૃદ્ધિ પમાડવાનો સ્વામીજીનો વિચાર હતો અને તે કાર્ય અનેક હૃદય ક્ષેત્રોમાં સાધ્ય પણ થઇ પડયું છે. ( ૧ ) ઐક્ય અને રાષ્ટ્રીયત્વની ભાવના. ( ૨ ) શિક્ષણ અને ( ૩ ) યુગધર્મ પ્રમાણે વર્તવાની પ્રવૃત્તિ. એ ત્રણ તત્વો જન-સમાજમાં બીજરૂપે હતાં. તેને સંપૂર્ણરૂપે ઓળખી લઈ યોગ્યરૂપે રોપી,

તેની વૃદ્ધિ કરી સુંદર વૃક્ષના રૂપમાં તૈયાર કરવાનું કામ સ્વામીજીએ કર્યું. રાષ્ટ્રીય-વિચારોનું પૃથક્કરણ કરી તેમનામાં બીજરૂપે રહેલી ભાવનાની વૃદ્ધિ કરવી એમાંજ સ્વામીજીની દેશભક્તિનું, આગેવાનપણાનું, અને સૂક્ષ્મ દૃષ્ટિનું વિશેષત્વ છે. પ્રજાજનોની મનોભૂમિકાના રૂક્ષત્વ માટે અથવા દોષપૂર્ણતા માટે યત્કિંચિત્ પણ બડબડાટ ન કરતાં, ખાડાખાંખોચીયાંવાળી અને પાક ન થાય એવી જમીનનેજ માખણ જેવી નરમ અને પુષ્કળ પાક ઉત્પન્ન થાય એવી ઉત્તમ જમીન બનાવવામાંજ સ્વામીજીના કાર્યનું રહસ્ય સમાયેલું છે.

હિંદુસ્થાન એ એક ખંડ છે. તેમાં જાતિ, ધર્મ, પંથ અને ભાષાની વિલક્ષણ વિવિધતા છે, એ વિવિધતાને લીધેજ રાષ્ટ્રના ઇતિહાસને વિચિત્ર સ્વરૂપ પ્રાપ્ત થયું છે એવું સ્વામીજીને કદી જણાયું નથી. ઉલટું એ વિવિધતાને લીધે રાષ્ટ્રના ઇતિહાસને અદ્‌ભુત અને રમ્ય સ્વરૂપ પ્રાપ્ત થયું છે એવોજ સ્વામીજીનો અભિપ્રાય છે. આ પ્રમાણે સ્વામીજીએ પ્રતિપાદન કરેલું હોવાથીજ પાશ્ચાત્યોની હિંદુસ્થાન વિષયક દોષ-દૃષ્ટિમાં ચચરતું અંજન પડયું. સ્વાર્થી-પરિણામજનક ભેદનીતિને સખ્ત ફટકો પડયો અને હિંદુસ્થાન તરફ નિહાળવા માટે જૂનાં ઉપનેત્ર ત્યજી દઈ નવાં નેત્રોનો ઉપયોગ કરવાનું પાશ્ચાત્યોને ભાન થયું. "**સુશિક્ષિત જગતનું આર્યભૂમિ પ્રત્યે આધ્યાત્મિક ઋણ.**" અને "**ભારત તરફથી અમેરિકાને વિજ્ઞપ્તિ.**" એ બે વ્યાખ્યાનો દ્વારા સ્વામીજીએ કરેલાં કાર્ય પ્રત્યે તરૂણભારતના પરરાષ્ટ્રીય વકિલ તરીકે દ્રષ્ટિપાત કરીએ. ( જો કે આ પ્રમાણે સ્વામીજી પ્રત્યે અને તેમનાં કાર્ય પ્રત્યે નહાળવું એ તેમની અને તેમના કાર્યની કિંમત ઓછી આંકવા જેવું છે ) અને પૂજ્ય સ્વામી વિવેકાનંદજીનું કાર્ય જમે ના કરીએ તો પણ તેમનું કાર્ય અદ્વિતીય હતું એમ પશ્ચિમ અને પૂર્વના પરરાષ્ટ્રીય વકીલનો કાર્ય-ઇતિહાસ સમજાયા વિના રહે તેમ નથી. અસ્તુ. એ પછી સ્વામીજીએ ભારતના ઉદ્ધાર માટે કરેલી વિધાયક સૂચનાઓનો વિચાર કરીએ.

## (૧) ઐક્ય અને રાષ્ટ્રીયત્વની ભાવના.

આપણે સર્વે એકજ રાષ્ટ્રના ભિન્ન ભિન્ન અવયવો છીએ. આપણી સર્વની ઉન્નતિ એકજ પરિસ્થિતિ ઉપર અવલંબન કરી રહી છે. આવી ભાવના રાષ્ટ્રનાં પ્રત્યેક મનુષ્યનાં અંતઃકરણમાં બરાબર ઠસી જવા જોઇએ. સદ્‌ભાગ્યે એ ભાવના થોડાં ઘણાં મનુષ્યના અંતઃકરણમાં ઉતરવા પામી છે. તથાપિ રાષ્ટ્રીય ઐક્યની અને પરસ્પર ભ્રાતૃભાવની કલ્પના અદ્યાપિ પર્યંત જોઇએ તેટલા પ્રમાણમાં સર્વાન્તઃકરણ વ્યાપક થઈ નથી. એક બીજાની જાતિ પ્રત્યે દ્વેષભાવ, એક બીજાના ધર્મ પ્રત્યે, પંથ પ્રત્યે વિરોધ

અને દ્વૈતભાવ હોય તો તે રાષ્ટ્રીય-ધર્મબુદ્ધિના અભાવનુંજ પરિણામ છે. એવી વિરોધ ભાવનાને લીધે રાષ્ટ્રની અતિશય શક્તિનો વિના કારણ વ્યયજ થાય છે, અને પરદેશીઓની આપસ્વાર્થી, ભેદબુદ્ધિને પગપેસારો કરવાનું બ્હાનું મળે છે. એ સર્વ સ્વામીજીના સમજવામાં આવતાંજ તેમણે " **જે મુદ્દા ઉપર આપણા સર્વનું ઐક્ય થઇ શકે તે મુદ્દા લઇને તેના ઉપરજ આપણા સર્વ સામર્થ્યનો ઉપયોગ કરીએ.** " આવો મનનીય અને અનુકરણીય ઉપદેશ કર્યો છે. એ ઉપદેશ જેટલો સત્વર આપણા આચરણમાં પ્રતિબિંબિત થશે તેટલીજ સત્વર આપણી રાષ્ટ્રીય ઉન્નતિ થશે એમાં શંકા નથી. સર્વ જનસમાજ એ પ્રમાણે વર્તે એવી ઇચ્છાથીજ સ્વામીજીએ **પ્રથમ સર્વનાં અંતઃકરણ પોતાના તરફ આકર્ષી લેવાનો** ઉપદેશ દીધો.

ભારતવર્ષની ચાતુર્વર્ણ્ય રચનાને લીધેજ ભારતોદ્ધારનો માર્ગ સંકુચિત થઇ ગયો છે એવું હડહડતું અસત્ય અને કાપટ્ય પાશ્ચાત્યોએ તરુણભારત પુત્રોના હૃદયમાં ઠસાવવાનો યશસ્વી પ્રયત્ન કર્યો. એ ઉપરથી અનેક પરબુદ્ધિ પર મોહ પામનાર ભારતવાસીઓએ ચાતુર્વર્ણ્ય-રચના પ્રત્યે મ્હોટું તોફાન મચવી મૂકયું ! સનાતન ધર્મપ્રાણ પ્રજાએ પણ તેના સ્હામે ખુબ હલ્લા કર્યા. અને તે ભારત-ધર્મ વિનાશક-ભારતભૂમિ વિનાશક-અસત્ય વિચારોને પાછા હઠાવ્યા. જો કે હજી તે દુષ્ટ-વિનાશક વિચારો હિંદને કેટલેક ખુણે ભરાઇ રહ્યા છે અને ભૂતની પેઠે કોઈ કોઇ સ્થળે મસ્તક ઉંચુ કરી પ્રજાને ત્રાસ આપે છે પરંતુ તે વિચારોનો તદ્દન નાશ થવો જોઇએ. એજ કારણથી **ચાતુર્વર્ણ્ય એ રાષ્ટ્રોદ્ધાર માટે અને રાષ્ટ્રિય હિતને માટે કિંચિત અંશે પણ વિઘાતક નથી પરંતુ ઉલટું તે તો પુષ્ટિકારક છે એમ સિદ્ધ કરવાની સ્વામીજીને આવશ્યકતા જણાઈ છે.** વ્યવસાયના વિભાગ કર્યા સિવાય સમાજ વ્યવસ્થિત ચાલે એ અસંભવિત છે. તેથી પ્રત્યેક રાષ્ટ્રમાં વર્ણ વ્યવસ્થા કોઈપણ એક રૂપમાં છેજ અને તેજ પ્રમાણે આર્યોની વર્ણવ્યવસ્થા પ્રચલિત છે, પરંતુ આર્યોએ વર્ણવ્યવસ્થાને જે શાસ્ત્રીય સ્વરૂપમાં ગોઠવી છે તેવી વ્યવસ્થા જગતનાં ઇતર રાષ્ટ્રોમાં જણાતી નથી. સમાજની વ્યવસ્થા માટે વર્ણાશ્રમ ધર્મની એવી વિશેષ રચનાને લીધેજ આપણો સમાજ સુયંત્રિત ચાલી રહ્યો છે. પ્રથમ ચાતુર્વર્ણ્યના વિભાગ ગુણ-કર્માનુસાર ઉત્પન્ન થયા, પછી ભવિષ્યમાં સમય-સ્થિતિ અનુસાર ચાર વર્ણ-માંથી અનેક જાતિ અને પેટા જાતિયો ઉત્પન્ન થઈ. વ્યવસાય-વિભાગનું તત્વ જાતિમાં કાયમ હોવાથી ભિન્ન ભિન્ન જાતિઓના ગુણની ધીમે ધીમે ઉત્ક્રાન્તિ થતાં પરિણામે રાષ્ટ્રનુંજ હિત સધાય છે. જ્યાં સુધી ભિન્ન વર્ણોમાં

અથવા જાતિઓમાં પ્રેમભાવ હોય છે ત્યાં સુધી એ વર્ણવિશિષ્ટતાને લીધે અથવા વ્યવસ્થાને લીધે રાષ્ટ્રીય પ્રગતિનું પોષણુ થાય છે, એટલા માટેજ પરસ્પર જાતિયોમાંથી વૈમનસ્ય દૂર થવું આવશ્યક છે, પરંતુ સર્વ જાતિભેદને કૃત્રિમ ઉપાયોદ્વારા દૂર કરવાનો પ્રયત્ન કરવાથી રાષ્ટ્રીય ઉન્નતિ નહિં થતાં ઉલટી તે અધોગતિનેજ પામે છે, એ સંબંધી સ્વામીજીએ અનેક સ્થળે પ્રતિપાદન કર્યું છે. ચાતુર્વર્ણ્યની વ્યવસ્થાને લીધેજ સમાજમાંથી વિધાતક ઈર્ષા અને અહંકાર નાશ પામે છે, સંપત્તિ અને શ્રમનો ઝગડો થવો સંભવિતજ નથી. પ્રત્યેક મનુષ્યને આત્મોદ્ધાર અને રાષ્ટ્રોદ્ધાર કરવાની સંપૂર્ણ રૂપે સંધિ પ્રાપ્ત થાય છે.*

## ( ૨ ) સાર્વત્રિક શિક્ષણ.

હિંદુસ્થાનમાં સાક્ષરતા અતિ અલ્પ પ્રમાણમાં છે. બહુ જન સમાજ નિરક્ષર છે. હિંદુસ્થાનની અવનતિનાં અનેક કારણો પૈકી એ એક અત્યંત મહત્ત્વનું કારણ છે. એ શોચનીય સ્થિતિ દૂર કરવા માટે જ સર્વત્ર શિક્ષણનો પ્રસાર કરવો જોઇએ. પરંતુ જે શિક્ષણનો પ્રસાર સર્વત્ર કરવાની સ્વામીજીની ઇચ્છા હતી તે શિક્ષણ કયા પ્રકારનું હોવું જોઇએ તે સંબધી સ્વામીજીના શિક્ષણનું ધ્યેય અને શિક્ષણની વ્યાખ્યા જોતાં તેઓ મહાવિદ્વાન્–બુદ્ધિમાન અને વિચક્ષણ પુરૂષ હતા એમ કહ્યા વિના ચાલશે નહિં.

**શિક્ષણનું ધ્યેય અને વ્યાખ્યા:–" સ્વતંત્રતા એજ શિક્ષણનું ધ્યેય હોવું જોઇએ. જે શિક્ષણથી સ્વતંત્રતા પ્રાપ્ત ન થાય તે શિક્ષણને ધિઃક્કાર હજો ! "**

**" જન સમાજની નીતિ સુધારવા માટે તેમને સત્યજ્ઞાન–જીવંત જ્ઞાન–શિખવવું આવશ્યક છે. "**

**" દેશની સાધન–સામગ્રીનો યોગ્ય ઉપયોગ કરી લેવાનું સામર્થ્ય અંતઃકરણમાં ઉત્પન્ન થાય એજ શિક્ષણનો ખરો હેતુ છે."**

**" જન સમાજને અધ્યાત્મ–જ્ઞાન–દાન આપો, અને તેમનું અજ્ઞાન દૂર કરો. "**

**" ભિન્ન ભિન્ન દેશો અવલોકન કરવા એ સ્વતઃ એક શિક્ષણ જ છે. "**

---

* " રાધાકુમુદ મુકર્જી "એ " Western Comunism and Eastern Classicism. " "પાશ્ચાત્ય સમાજ અને પૌર્વાત્ય વર્ણવ્યવસ્થા." નામક લેખ. " મૉડર્ન રિવ્યુ. " ( અકટોબર ૧૯૧૧ )માં આવા વિચાર પ્રકટ કર્યા છે.

**"સર્વાત્મભાવનાં દિવ્ય ચક્ષુવડે સર્વ વસ્તુ પ્રત્યે દૃષ્ટિપાત કરવો એજ શિક્ષણનો સાચો અર્થ છે."**

આ ઉપરથી સ્વામીજીનું શિક્ષણ એક જ દિશાનું નહિં પણ "શ્રેયસ્ અને પ્રેયસ્" ઉભય પ્રાપ્ત કરાવી આપે એવું સાબિત થાય છે.

**શિક્ષણ આપવાની રીતઃ—**"બહુ જન સમાજને સુશિક્ષિત કરવાનો તદ્દન નજીકનો સાદો અને સરળ ઉપાય કહું તો હિંદુસ્થાનનાં વર્ત્તમાનપત્રોની સ્થિતિ સુધારવી એજ છે. ઉપયુક્ત જ્ઞાનનો પ્રચાર કરનાર નવાં નવાં પત્રો પ્રકટ કરો અને જૂનાં પત્રોમાં યોગ્ય સુધારો કરો પરંતુ એ પત્રો દેશી ભાષામાં પ્રકટ કરો, તેથી સ્ત્રીઓ અને બહુ જનસમાજ તેનો ઉપયોગ કરશે. *"

શાળાઓની આવશ્યકતા નથી. હુન્નર ઉદ્યોગનાં શિક્ષણની બિલકુલ આવશ્યકતા નથી, એવો સ્વામીજીનો અભિપ્રાય હોવાનું કહેવાય છે પરંતુ તે તદ્દન અસત્ય છે. એ સંબંધી તેમના નિચલા ઉદ્‌ગાર ઉપરથી સુસ્પષ્ટ થાયછે.

"હિંદુસ્થાનનું દૈન્ય ઉદ્યોગ ધંધાની શાળાઓ વડે દૂર થશે નહિં પરંતુ ઉચ્ચવર્ણના લોકોની સાથેજ, પાછળ પડેલી જાતિના લોકોને પણ શિક્ષણ આપી તેમને સંસ્કૃતિવાન બનાવવા, સ્વતંત્રતાની તેજસ્વી વૃત્તિ તેમના મનમાં ઠસાવવી, તેમજ જ્ઞાનદ્વારા પ્રાપ્ત ન થતું ઔદાર્યયુક્ત સામર્થ્ય તેમના હૃદયમાં ઉત્પન્ન કરવું, એ સર્વની, આજની પરિસ્થિતિ જોતાં વિશેષ આવશ્યકતા છે. સત્ય જ્ઞાનના પ્રચારનીજ આજે આપણને તાત્કાલિક આવશ્યકતા છે. **જે સર્વાંગ સંપૂર્ણ શિક્ષણ પદ્ધતિનું રામ સમર્થન કરે છે તેમાં હુન્નર ઉદ્યોગના શિક્ષણનો પણ સમાવેશ થાય છે.** કેવળ ઔદ્યોગિક શિક્ષણ વડેજ આપણું કાર્ય પરિપૂર્ણ થાય એમ નથી, પરંતુ એ શિક્ષણ કરતાં અધિક શ્રેષ્ઠ તેજસ્વિતાની અને આત્માભિમાનીપણાની આપણા હિંદુ રાષ્ટ્રને સામ્પ્રત વિશેષ આવશ્યકતા છે.

---

* રશિયામાં રાજ્યક્રાંતિ થઈ તેની વિધાયક કાર્ય નીતિમાં, ત્વારત ફલદાયક શિક્ષણ પદ્ધત્તિ એ મહત્વનું કાર્ય હતું. એ પદ્ધત્તિનો આધારસ્તંભ સ્વામીજીએ સૂચવ્યો તેવો જ છે માત્ર શાળાઓ સ્થાપવાથી શિક્ષણનો જોઇએ એટલો સત્વર પ્રસાર થતો નથી. એમ જાણીને જ દેશીભાષાનાં વર્ત્તમાનપત્રોની વૃદ્ધિ અને પ્રાથમિક શાળાઓમાં પણ તેનો પ્રવેશ કરાવવાનો ત્યાંના શિક્ષણપટુઓએ પ્રયત્ન કરેલો હોવાથી ઘણા થોડા સમયમાં જ ત્યાંનો બહુ જન સમાજ સુશિક્ષિત થયો છે. આપણા દેશનાં બાળકો તો શું પણ મ્હોટી વયના વિદ્યાર્થિઓ સુદ્ધાં વર્ત્તમાનપત્રના વાંચનથી દૂર છે ! **લેખક.**

આ પ્રમાણે જ્ઞાન પ્રચારના કાર્ય પ્રિત્યર્થે કાર્ય કરવા મંડો અને **સર્વ જનસમાજમાં રાષ્ટ્રીયભાવના જાગૃત કરો.** એવોજ સ્વામીજીએ તરૂણોને અંતઃકરણપૂર્વક ઉપદેશ કર્યો છે.

### (૩) યુગધર્મ પ્રમાણે વર્તવાની પ્રવૃત્તિ.

ભારતોદ્ધારને માટે જે માર્ગ સ્વામીજીએ પોતાનાં સર્વ વ્યાખ્યાનોમાં પ્રતિપાદન કર્યો છે તેનું સારતત્ત્વ એજ છે કેઃ અધ્યાત્મજ્ઞાન અને પાશ્ચાત્ય ભૌતિક શાસ્ત્રનું અધ્યયન અને ઐકિ કરણ કરવું એજ છે. સ્વામીજી કહે છે કેઃ શ્રુતિનાં દિવ્ય સિદ્ધાંત સ્વવર્તનમાં ઉતારો પરંતુ તે સાથેજ પાશ્ચાત્યોના ભૌતિક શાસ્ત્રોનું જ્ઞાન પણ સંપાદન કરો, કારણ કેઃ રાષ્ટ્રોના હરિફાઈના જમાનામાં માત્ર એકપક્ષી જ્ઞાનથી તમે શ્રેષ્ઠ કહેવાશો નહિં. સ્વામીજી કહે છે કેઃ—

> फेल[1] अवतार[2] ऋषियों मुनियों के ।
> ऋषी तुमको नहीं बना सकते ॥ १ ॥
> वकत था और, औरही दिन थे ॥ २ ॥
> जिस्म[3] उनके थे जो उन्हीं के थे ।
> वह तुम्हारे नहीं कभी होंगे ॥ ३ ॥
> नकल मत कीजिये फेले बेरू नी[4] ।
> आत्मा एकही है अंदरूनी ॥ ४ ॥

**ભાવાર્થ**:—પ્રાચીનઋષી અને મુનીએ કરેલી વિધિ અને આચરણથી તમને ઋષીપદ પ્રાપ્ત થશે નહિં. (કારણ) તે સમય જ જૂદો હતો, તેમનાં જે શરીરો હતાં તે તમારાં કદી પણ થનાર નથી. (તેથી જ) કેવળ બાહ્યકર્મોની નકલ કરશો નહિં, કારણ કે અન્તસ્થ આત્મા તો (સર્વત્ર) એક જ છે. તેથી જઃ—

> डूबा तारा तुम्हारा पूरब[5] को ।
> ब्रह्म विद्या चली है पूरब को ॥ ५ ॥
> हिंद मजनू[6] बना है दिवाना ।
> तलमलाता है मिसले-परवाना ॥ ६ ॥

---

૧. કર્મ. ૨. વિધિ. ૩. શરીર. ૪. બાહ્ય કર્મોની.

૫. પૂર્વ તરફ.

૬. મજનૂન અને લૈલી એ બન્ને અરબસ્થાનના નેજદ શહેરમાં નજીક રહેતાં હતા. તેથી બાલ્યાવસ્થાથીજ એક બીજા પ્રત્યે પ્રેમ બંધાયલો હતો. પરંતુ લૈલીના પિતાને તે પસંદ નહિં પડવાથી તેણે તેના લગ્ન એક બીજા

**ભાવાર્થ:**—તમારો તારો ( ઉજ્જવળ જ્ઞાન ) અસ્તમાન થયો છે, અને બ્રહ્મવિદ્યા યૂરોપમાં જાય છે. હિંદવાસીઓ મજનૂની પેઠે ગાંડા થઈ પતંગની પેઠે તડફડે છે.

એ સ્થિતિ દૂર કરવા માટે જ સ્વામીજીએ ઉપાય બતાવ્યો છે કે:—

> **ब्राह्मणो ! आप सीख लो विद्या ।**
> **फिर यह घर घर फिरो पढाते जा ॥ ७ ॥**
> **जबरसे[3] कैहरसे[4], मुहब्बतसे[5] ।**
> **ज्ञान दीजे उन्हें मुरव्वतसे[6] ॥ ८ ॥**

**ભાવાર્થ:**—અરે બ્રહ્મવિદ્ બ્રાહ્મણો ! તમે તે (બ્રહ્મ) વિદ્યા શિખો અને ત્યાર પછી ઘેરઘેર ફરીને તે વિદ્યાનું દાન કરો. સર્વને શિખવો. એ દાન જબરાઇથી, ક્રોધથી, પ્રેમથી, અને નમ્રતાથી, કોઇ પણ પ્રકારે આપો, પણ એ જ્ઞાન દાન તમે જ દો.

એમ કરવાનું કારણ સ્વામીજી કહે છે:—

> **गंगा हर वखत बैहती रहती है ।**
> **साफ निर्मल जभी[7]तो रहती है ॥ ॥**

સિવાય

> **वकत देखो समयको सिंभालो[8] ।**
> **जात कायम हों, काया पलटा लो ॥ १० ॥**

**ભાવાર્થ:**—ગંગા નિત્ય વહન થતી હોવાથી તેનાં જળ સ્વચ્છ રહે છે. (વળી) પ્રસ્તુત સ્થિતિ પ્રત્યે લક્ષ આપો અને સમયનો લાભ લ્યો. ( એમ કરતાં ) બહિરંગ ( દેહ ) માત્ર બદલવો પડશે. પણ ) અંતરંગ ( આત્મા ) કાયમજ રહેશે. "બદલો કિંવા મરો." એ નિસર્ગની ઇસારત સદૈવ મનમાં રાખી ઉપનિષદનાં જ્ઞાનની સાથેજ પાશ્ચાત્યોના મનમાં રમી રહેલા ભૌતિક શાસ્ત્રનું અને કાલનું જ્ઞાન સારી પેઠે પ્રાપ્ત કરી લ્યો... ભૂતકાળ અને વર્તમાન કાળમાં યોગ્ય, હિતાવહ, અને આવશ્યક હોય એવાં સર્વ તત્વો ગ્રહણ કરી લઇ તમારે તમારી ઉન્નતિ કરી લેવી જોઇએ. રામની એવી તમને આજ્ઞા છે."

દેશોદ્ધારને માટે ક્યા પ્રકારની સુધારણાઓ કરવી જોઇએ તેનું દિગ્દર્શન

---

તરૂણ સાથે કરી દીધાં. એ સાંભળતાંજ મજનૂન ગાંડો થઈ ગયો. લૈલીને પણ પિતાએ કરેલાં લગ્ન પસંદ નહિ પડવાથી તે મરણ પામી. એ સાંભળી મજનૂન મૂર્છિત થઇ પડયો. તે પુનઃ ઉઠયોજ નહિં. એ ઉપરથી મજનૂન એટલે "પ્રેમઘેલો" અર્થ થાય છે. ( જનૂન—ગાંડાપણું ). ૨. પતંગની પેઠે. ૩. જબરદસ્તીથી. ૪. ક્રોધથી. ૫. પ્રેમથી. ૬ નમ્રતાથી. ૭. તે સમયે. ૮. સંભાળો.

સ્વામીજીનાજ શબ્દો વડે આપણે કર્યું, પરંતુ એ વિષયમાં સ્વામીજીએ પોતે કયા વિધાયક કાર્યનો પ્રારંભ કર્યો હતો અને તેમ કરવામાં તેમની કેટલી યોગ્યતા હતી અને યોગ્યતા હતી તો તેનો તેમણે કેટલો ઉપયોગ કર્યો એ સર્વનો વિચાર કરીને આપણે સ્વામીજીનાં ભાવી–દર્શન પ્રત્યે વળીશું.

ભારતવર્ષની આવશ્યકતાઓ પૂર્ણ કરવા માટે સ્વામીજીએ "ચેત મઠ" નામક એક સંસ્થા સ્થાપન કરવાનો વિચાર કર્યો હતો. આપણાં સદ્‌ભાગ્યે તેઓ જીવંત રહ્યા હોત તો તેમના અધ્યક્ષપણા નીચે, અને તેમની સહાયતાથીજ ઉપરોક્ત સંસ્થાએ કેટલું ઉત્તમ કાર્ય કર્યું હોત તે સુસ્પષ્ટ જણાઇ આવત, પરંતુ આપણું દુર્ભાગ્ય આડે આવ્યું ! એ સંસ્થા દ્વારા કયાં કાર્યો કરવાનાં હતાં તે સ્વામીજીએ દર્શાવી આપ્યું છે. સ્થળ સંકોચને લીધે તે અત્રે પ્રકટ કરવું ઉચિત ધાર્યું નથી.

ભારતવર્ષના ઉદ્ધારને માટે સ્વામીજીએ કેવી તપશ્ચર્યા કરી હતી અને તેમનો નિશ્ચય કેવો દ્રઢ હતો તે તેમનાજ શબ્દો દ્વારા તપાસીએ.

ઇ. સ. ૧૯૦૫ પછી સ્વામીજી પુષ્કરરાજ તીર્થ ( અજમેર ) ગયા હતા. ત્યાંથી તેમણે જે પત્રો લખ્યા છે તેમાંના એક પત્રમાં તેઓ લખે છે કેઃ—

" સ્વદેશમાં જનસમાજમાં અદ્‌ભુત શક્તિ અને સામર્થ્ય ઉત્પન્ન કરવા માટે પ્રથમતઃ તે અદ્‌ભુત શક્તિ મ્હારે પોતેજ સંપાદન કરવી આવશ્યક છે...નજીવા કામને માટે નાહક ધાંધલ અને ધમાચકડી નહિં કરતાં માતૃભૂમિની સાચી અને સંપૂર્ણ સેવા કરવાની ઇચ્છા હોય, દેશને ઉપયોગી થઇ પડવાની બરાબર ઇચ્છા હોય તો એ મહત્વનું કાર્ય કરવા માટે સંપૂર્ણ શક્તિ સ્વતઃ પ્રાપ્ત કરી લેવી આવશ્યક છે...આ સ્થળે હું આપણાં અને પાશ્ચાત્યોનાં શાસ્ત્રોનો અભ્યાસ કરી રહ્યો છું. તે ઉપર સ્વતંત્ર રીતે વિચાર કરીને સત્યાન્વેષણ કરૂં છું. આ પ્રમાણે અવિરત પરિશ્રમદ્વારા હું જે સાધ્ય કરનાર છું તે જનસમાજને સમજાવી દઇ તેનો અનુભવ લેવાનો અને તે આચરણમાં મૂકવાનો ઉપદેશ દેવા માટે હું સત્વર પ્રકટ થઇશ..."

આ પત્ર ઘણો વિસ્તૃત હોવાથી તે સંપૂર્ણ પ્રકટ કરી શકાતો નથી તેમજ તેનો કયો વિભાગ ન પ્રકટ કરવો તે પણ સમજાતું નથી. એટલો બધો તે ( પત્ર ) મહત્વનો છે. ઉપર આલેખેલા વાક્યો ઉપરથી સ્વામીજીની યોગ્યતા, તેમની તપશ્ચર્યા, લોકનાયક થવાનો તેમનો અધિકાર, અને તેમના અંતઃકરણની અદ્‌ભુત શક્તિ, એ સર્વની કલ્પના કરી શકાય એમ છે.

દેશના ઉદ્ધારને માટે સ્વામીજીએ કેવું ધૈર્ય ધારણ કર્યું હતું તે જોઇએ.

(રાગ–જંગલા, તાલ, ચલન્ત).

**हम सूखे टुकडे खाएंगे। भारत पर वारे[1] जाएंगे ॥१॥**
**हम सूखे चने चबाएंगे[2]। भारतको बात बनाएंगे ॥ २ ॥**
**हम नंगे उमर बिताएंगे[3]। भारतपर जान[4] मिटाएंगे[5] ॥३॥**
**सूला[6]पर दौडे जाएंगे। काटोंको राख बनाएंगे ॥ ४ ॥**
**हम दरदर धक्के खाएंगे। आनंदकी झलक दिखाएंगे ॥ ५ ॥**
**सब रिश्ते[7] नाते तोडेंगे। दिल इक आत्मसंग जोडेंगे ॥६॥**
**सब विषयोंसे मुहं मोडेंगे। सिर सब पापोंका फोडेंगे ॥ ७ ॥**

**ભાવાર્થ:**—"અમે કોરા (રોટલાના) ટુકડા ખાઇશું. પરંતુ ભારત-માતાનું માહાત્મ્ય વધારીશું, અને તે માટે અમારા પ્રાણ અર્પણ કરીશું. અમે સુકા ચણા ખાઇને રહીશું, પણ ભારતવર્ષની યશધ્વજા ફરકાવીશું.

ફાટેલાં વસ્ત્રો વડે સમસ્ત આયુષ્ય વ્યતીત કરીશું પણ સ્વદેશ ઉપરથી જીવ ઓવારી નાંખીશું. બળતા અગ્નિ ઉપરથી દોડતા જઇશું, અને કાંટા-ઓને રાખોડી જેવા નરમ બનાવીશું. **મ્હારો અનાદર થશે, અને મ્હને ચપ્પડો પડશે તો પણ દિલગીર નહિં થતાં હું આનંદજ પ્રદ-ર્શિત કરીશ.** સગાં વ્હાલાંઓ સાથેનો સંબંધ તોડી નાંખીશ, અને એક આત્મામાંજ ચિત્તનો લય કરીશ. સર્વ વિષયોમાંથી મન સંકોચી લઇ સર્વ પાપનાં મસ્તકો ફોડી નાંખીશ." અહા! કેવો દેશ–પ્રેમ અને કેવો સત્યાગ્રહ!

દેશભક્તિનો પ્રવાહ આથી વિશેષ કેવો વહન થતો હશે? સાચો સત્યાગ્રહ આથી વિશેષ કયાં જોવામાં આવે છે! આવા દેશભક્ત બહુંજ થોડા! અરે! આંગળીના વેઢાં ઉપર ગણાય એટલા ઉત્પન્ન થાય છે એજ હિંદુસ્થાનનું શુભ ભાવી–સૂચવે છે. સ્વામી રામે તે સમયે સ્વદેશભક્તિનો પ્રવાહ વાયુમંડળમાં વહેવડાવ્યો હતો તેનાં આંદોલનો આજે ઇષ્ટફલદાયક જણાય છે. એ અતિ આનંદજનક છે.

**દેશભકતનો નિશ્ચય.**

**गर्चि[8] कुतब[9] जगहसे टले तो टल जाये।**
**गर्चि बेहर[10] भी जगत्‌की[12] दूमसे[13] जल जाये॥**

---

૧. ઓવારી નાંખીશું. ૨. ખાઇશું. ૩. વિતાડીશું. ૪. પ્રાણ. ૫. અર્પીશું. ૬. અગ્નિ ઉપર. ૭. સગાં સંબંધીઓનો સંબંધ.

૮. અથવા. ૯. ધ્રુવતારા. ૧૦. સમુદ્ર. ૧૧. ખદ્યોત. ૧૨. પ્રકાશ–તેજ.

हिमालय बादकी[1] ठोकरसें भो फिसल[2] जाये ।
और आफताबभो[3] कब्जे-उरुज[4] टल[5] जाये ॥
मगर न साहबे-हिंमतका[6] हौसला[7] टूटे ।
कभी न भूलेसे अपनी जबीपर[8] बल आये ॥

**ભાવાર્થ**:—અથવા ધ્રુવતારો સ્થાનભ્રષ્ટ થશે, સમુદ્ર ખદ્યોત (આગીયાં-પતંગીઆં)ના પ્રકાશથી બળી ભસ્મ થશે, હિમાલય પર્વત પવનના સપાટાથી ઢસળી પડશે, અથવા સૂર્ય પણ ઉદય પામતાંજ અસ્તપામશે, પરંતુ ધૈર્યવાન્ પુરૂષની હિંમત કદી પણ ઓછી થશે નહિં, અર્થાત્ તે કદી પણ નિરાશ થશે નહિં, અને ભૂલે ચૂકે પણ એવા ધૈર્યશીલ-ઉદાર પુરૂષનું મસ્તક, દુઃખથી, ભયથી, અથવા નિરાશાથી નમશે નહિ. એવી અતુલ હિંમત ધારણ કરનાર રામની સ્વદેશભક્તિનું વર્ણન આ ક્ષુદ્ર લેખકને હસ્તે શી રીતે થાય ?

સ્વદેશભક્તની પાત્રતા ઠરાવતાં સ્વામીજી કહેતા કેઃ-"**સત્ય પ્રેમથી જેનું અંતઃકરણ પરિપૂર્ણ થયું હોય એવો મનુષ્ય કોઇ કલામાં પ્રવીણ નહિ હોય તો પણ તે થોડી ઘણી પણ દેશ-સેવા કરી શકશે.**" આ શબ્દો દેશસેવા કરનારા પુરૂષોએ મનન કરવા જેવા છે.

## રામ-દૃષ્ટિ.

સ્વદેશભક્તિ સંબંધી રામની દૃષ્ટિ કયા પ્રકારની હતી તે તેમનાજ શબ્દોમાં અવલોકીએઃ—

"રાષ્ટ્રીયત્વની જ્વલંતભાવના સર્વ મનુષ્યોના અંતઃકરણમાં ઉત્પન્ન કરવાના કાર્યમાં, હિંદુસ્તાનના પ્રત્યેક સુપુત્રોએ તન, મન, ધનથી પ્રત્યક્ષરૂપે સહાયતા કરવી જોઇએ એજ રામની ઇચ્છા છે. બાલ્યાવસ્થા પસાર કર્યા શિવાય બાળકને તરૂણાવસ્થા ઉત્પન્ન થતી નથી. તેજ પ્રમાણે સર્વ રાષ્ટ્રો સાથે સ્વતઃનું તાદાત્મ્ય અનુભવ્યા શિવાય, પોતાની નસે નસમાંથી રાષ્ટ્રીય ભાવનાનું સ્ફુરણ થયા શિવાય, પરમાત્વ-તત્વ સાથે ઐક્ય થવું શકય નથી. રાષ્ટ્રીયભાવના એટલે સર્વવ્યાપક પરમાત્મ-ભાવનાની સંપૂર્ણ તૈયારી સમજવી. રાષ્ટ્ર એટલે વિરાટ્ ભગવાન એ શ્રીકૃષ્ણ ભગવાનનું ગીતાવાક્ય છે. હિંદુસ્થાનના પ્રત્યેક સુપુત્રે અખિલ ભારતવર્ષને નિહાળવાનો-રાષ્ટ્રીય ભાવનાનો-અભ્યાસ કરી હિંદમાતાના પ્રત્યેક સુપુત્રે રાષ્ટ્ર-સેવામાં સિદ્ધ થવું જોઇએ. હિંદુસ્થાનનું પ્રત્યેક શહેર, વૃક્ષ, પાષાણ, અને પશુ, ધાર્મિક ભાવના વડે

---

૧. વાયુ. ૨ ઢળી પડે. ૩. સૂર્ય. ૪. સૂર્યોદય પૂર્વે. ૫ અસ્તાયમાન. ૬. પરંતુ. ૭. ધૈર્યવાન પુરૂષ. ૮. હિંમત. ૯. મસ્તક પર.

પૂજ્ય બનેલાં છે એનું નિશ્ચિત થયું છે, છતાં પણ સકલ માતૃભૂમિનેજ ઉપાસ્યદેવતાનું સ્વરૂપ આપવાનો હજી યોગ્ય સમય આવ્યો નથી કે ? રાષ્ટ્રના પ્રત્યેક અંશાવતાર તે અખિલ રાષ્ટ્ર રૂપી પૂર્ણાવતાર છે એવી દૃઢ ભક્તિ વડે આપણાં અંતઃકરણો ભરપૂર કરી લ્યો ! દુર્ગાની પાષાણ-મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠાની વિધિ દ્વારા હિંદુઓ પ્રત્યક્ષ દિવ્યત્વ ઉત્પન્ન કરી શકે છે, ત્યારે શું હિંદમાતારૂપી જીવંત-દુર્ગાના અંતઃકરણમાં રાષ્ટ્રીય જાગૃતિ દ્વારા ચૈતન્ય ઉત્પન્ન કરી તેનું નૈસર્ગિક ઐશ્વર્ય વ્યક્ત કરવાનો હજી સમય નથી પ્રાપ્ત થયો ?"

આ લેખ ઉપરથી જોઈ શકાય છે કેઃ સ્વામીજીની રાષ્ટ્રીયભાવના અને પાશ્ચાત્યોની રાષ્ટ્રીય ભાવનામાં કેટલું બધું અંતર છે ?

## (૩) વેદાન્તિ રામ.

પરમહંસ સ્વામી રામતીર્થજી એ કેવળ શાબ્દિક-શુષ્ક-વેદાન્તિ, તર્કવાદી અથવા શુષ્ક-તત્ત્વવેત્તા નહતા. તેઓ તો "शास्त्रे परेच निष्णातः" એ વર્ગના વેદાન્તિ હતા. તેઓ વ્યવહારિક વેદાન્તિ હતા. વેદાન્ત તેમના આચરણમાંજ હતું. વેદાન્ત એ આચરણમાં મૂકવાનો વિષય છે, માત્ર મોઢેથી બોલવાનો કે બીજાને શિખામણ આપ્યા કરવાનો એ વિષય નથી. જે મનુષ્ય વેદાન્તનો અભ્યાસ કરી તેને આચરણમાં મૂકે તેજ સાચો વેદાન્તિ કહી શકાય એમ રામનું કહેવું છે. આપણા વૈદિક ધર્મનું રહસ્ય પણ એજ છે.

વેદાન્ત એ સ્વામીજીનો અતિ પ્રિય શબ્દ છે. તેનો તેમણે વારંવાર ઉપયોગ કર્યો છે. તેનો અર્થ ઘણો વ્યાપક છે. " વેદાન્ત " શબ્દનો મૂલ અર્થ " જ્ઞાનનો અંત " "પરિપૂર્ણ જ્ઞાન." એવો થાય છે. જેમ જ્ઞાન વ્યાપક છે તેજ પ્રમાણે તેનો ઉપયોગ પણ અતિ વ્યાપક છે. "વેદાન્ત" એ શબ્દનો અર્થ કોઇ એક ધર્મપંથ, તત્વજ્ઞાનની શાખા કિંવા સમ્પ્રદાય, એવો સંકુચિત અર્થ સ્વામીજીએ કર્યો નથી અથવા તેમાં તેની ગણના પણ તેઓ કરતા નહતા. તેમનું વેદાંત સર્વવ્યાપક અને સર્વગામી છે. તેનું રહસ્ય સમજવા માટે આપણે તાત્વિક અને ગૂઢ તર્ક વિતર્કમાં ઉતરવાનું કારણ નથી. મત-મતાંતરના ઝગડામાં કિંવા શબ્દજાલના ગહન-અરણ્યમાં પ્રવેશ કરવાની પણ આવશ્યકતા નથી.

સ્વામીજી " વેદાન્ત " શબ્દનો જે વ્યાપક અર્થમાં ઉપયોગ કરતા તેનું મૂળ જન્મસ્થાન ક્યાં છે તે જોવા જતાં વેદ અને ઉપનિષદોમાંથીજ તે આપણને પ્રાપ્ત થાય છે.

" द्वे विद्ये वेदितव्ये इति हस्म यद्ब्रह्मविदो वदन्ति पराचैवा पराच ॥ ४ ॥

**तत्रापरा ऋग्वेदो यजुर्वेदो सामवेदोऽथर्ववेदः शिक्षाकल्प व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति ॥ अथ परा यथा तदक्षरमधि गम्यते ॥ ५ ॥ ( मुण्डक्योः )**

પ્રાચીન ઋષિયોની દૃષ્ટિ વડે જોતાં સર્વ પ્રકારના ભૌતિક શાસ્ત્રનો અંતર્ભાવ વેદ અને વેદાંગમાં થાય છે પરંતુ સામ્પ્રત અપરાવિદ્યાનું જ્ઞાન સંપાદન કરવાનું સામર્થ્ય નહિં હોવાથી, તેમજ પાશ્ચાત્ય શાસ્ત્ર જ્ઞાનીઓએ મહદ્ પ્રયાસ કરી એજ અપરાવિદ્યામાં અપૂર્વ વૃદ્ધિ કરી લીધી છે, તેથી ભૌક્તિક શાસ્ત્ર જેટલુંજ આપણે તેમનું શિષ્યત્વ સ્વીકારી લેવું જોઇએ, પરંતુ તેની સાથેજ જે પરાવિદ્યાના બળ વડે અપરાવિદ્યાન્તર્ગત સર્વ શાસ્ત્રનાં મૂળતત્તવો, પ્રાચીન ઋષિઓએ વેદ–વેદાન્તમાં પ્રતિપાદન કર્યાં છે તેનું પણ જ્ઞાન આપણે અવસ્ય પ્રાપ્ત કરવું જોઇએ એમ સ્વામીજીનું કથન છે. સારાંશ એ છે કેઃ–પરા અને અપરા, એ બન્ને વિદ્યાનું જ્ઞાન સંપાદન કરવું એજ સ્વામીજીનું વેદાન્ત છે. એજ વ્યાપક વેદાન્તને સ્વામીજી "નગદ ધર્મ" "રોકડ ધર્મ" "પ્રવૃત્તિ પર વેદાન્ત." "વ્યાવહારિક વેદાન્ત." વગેરે ઉપનામ દેતા.

સ્વામીજીના વેદાન્ત ઉપર સર્વ જગત આટલું બધું મોહિત થઇ ગયું છે તેનું કારણ એ છે કેઃ સ્વામીજીએ, શંકરાચાર્ય ભગવાન આદિ અદ્વિતીય વેદાન્તિઓએ પ્રતિપાદન કરેલું વેદાન્ત, જુની પદ્ધતિએ નહિ કહેતાં તેમાં નવીન ભાવના, નવીન ઉદાહરણો અને વ્યાવહારિક દાખલા–દૃષ્ટાન્તના પુટ દઇને તથા વિશેષતઃ આધુનિક ભૌતિક શાસ્ત્રોના પ્રકાશમાં તેને સમજાવ્યું છે તેજ ( કારણ ) છે. સ્વામીજીએ પોતાનું વેદાન્ત સમજાવતી વખતે "ઘટ પટાદિ" પુરાણી પદ્ધતિનો આધાર ગૃહણ કર્યો નથી, તેમના કાવ્યોમાજ માત્ર તે પદ્ધતિનો સિક્કો વાગેલો જોવામાં આવે છે. અસ્તુ, હવે સ્વામીજીએ પોતાનું વેદાન્ત કેવી રીતે સુસ્પષ્ટ કર્યું છે એટલે તેના કેવો અર્થ કર્યો છે તે જોઇએ.

સ્વામીજીએ–પોતાના વેદાન્તની વ્યાખ્યા ભિન્ન ભિન્ન સ્થળે ભિન્ન ભિન્ન શબ્દોમાં કરી છે. તે જોતાં તેમનાં વેદાંતનું સ્વરૂપ લક્ષ્યમાં આવશે.

(૧) "રોકડ ધર્મ"—"નગદ ધર્મ"– એ શબ્દ જ્ઞાનયુક્ત શ્રદ્ધાસૂચક છે. તે પ્રવૃત્તિપરાયણ વેદાન્તનો પર્યાય વાચક છે.

(૨) "અહંભાવનાને શુળીપર ચઢાવી સર્વાત્મભાવનાના સ્વરૂપમાં તેનું પુનઃ જીવન થવું એનેજ પ્રવૃત્તિ પરાયણ વેદાન્ત કહી શકાય." જ્ઞાન અને ભક્તિ એ બન્ને એનાંજ ભિન્ન ભિન્ન સ્વરૂપ છે.

(૩) "સર્વનો આત્મા તેજ મ્હારો આત્મા......હું ભારતખંડ છું. હું શંકર-શિવ છું." એનેજ તેઓ પ્રવૃત્તિ પરાયણ વેદાન્ત કહે છે.

(૪) સાચી આધ્યાત્મિકતાનેજ આપણે આર્ય લોકો વેદાન્ત કહીએ છીએ.

(૫) પ્રેમ, ન્યાય અને સ્વતંત્રતા; એ સંબધી બાબણોની પરિપૂષ્ટિ તેજ વ્યાવહારિક વેદાન્ત.

(૬) હિંદુઓના વ્યાવહારિક વેદાન્તમાં સામાજિક, બૌદ્ધિક અને નૈતિક બાબતની સર્વને સંપૂર્ણ સ્વતંત્રતા છે, અને તેને પ્રેમનો આધાર છે. હિંદુઓના વ્યાવહારિક વેદાન્તમાં, શાન્તિ અને સ્વતંત્રતા, ઉત્સાહ અને મનોનિગ્રહ, દયા અને શૌર્ય, ઈત્યાદિ બાબત: પરસ્પર વિરોધી મનોવૃત્તિઓની વિલક્ષણ અડચણ જોવામાં આવે છે.

(૭) સ્વાભિમાન, સ્વાવલંબન, આત્મનિષ્ઠા, ઇત્યાદિ સદ્‌ગુણ, વ્યાવહારિક વેદાન્તમાંથીજ ઉત્પન્ન થાય છે.

(૮) જન સમાજની આન્દોલનાત્મક સ્થિતિ દૂર કરી પોતાનું સ્વાભાવિક ઐશ્વર્ય તેમને સમજાવી દે છે, સ્વાભાવિક અને સાપેક્ષ વિશિષ્ટ કારણો વડે અત્યંત સ્વાભાવિક અને શાશ્વત ઐક્ય ઉત્પન્ન કરી દેવું એજ રામના અભિપ્રાય પ્રમાણે કાર્યક્ષમ વેદાન્તનો અર્થ છે.

(૯) વેદાન્તમાં કેવળ ધર્મ અને તત્વજ્ઞાનનોજ અંતર્ભાવ નહિ થતાં, વનસ્પતિ શાસ્ત્ર, પ્રાણિ શાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર, વિદ્યુચ્છાસ્ત્ર, રસાયન શાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર ઈત્યાદિ શાસ્ત્રોનો પણ સમાવેશ થાય છે.

(૧૦) સરોવરને તળીયે ઠરેલા જળની પેઠે એકજ સ્થળે આળસમાં સમય વ્યતીત નહિં કરતાં પરિશ્રમપૂર્વક ઉન્નતિના માર્ગમાં ક્રમેક્રમે આગળ વધતા જવું, વેઠે પકડાયલા મજૂરની પેઠે કપાળે કરચોળીઓ ચઢાવી ગદ્ધા વૈતરૂં નહિં કરતાં રાજ પુત્રની પેઠે શોખને ખાતર રાત્રિ દિવસ પરિશ્રમ કરવો, કેમ થશે, શું થશે વગેરે વિચારો રૂપી હૃદયરોગ અંતઃકરણમાંથી દુર કરી, મન સ્થિર અને શાન્ત કરવું, ભેદાભેદનો પરાજય કરી-જીવો પ્રત્યે-અંતઃકરણમાં પ્રેમ અને ઐક્યનું બીજ રોપવું, પ્રાચીન રૂઢી રિવાજોને, આંખો મીચી ચીવટાઇથી ગ્રહણ કરી નહિં રાખતાં, પરિસ્થિતિ પ્રમાણે પ્રાચીન વિચારોનું યોગ્ય પરિચાલન કરવું, સહાનુભૂતિની મ્હોટી મ્હોટી વાતો નહિ કરતાં, અંત કરણમાં પ્રેમની જ્વલંત ભાવનાઓ પ્રચલિત કરવી, કલ્પના સૃષ્ટિમાં નહિ રમતાં પ્રત્યક્ષ સંસારનું દિવ્ય કાવ્ય બનાવવું, ભૂતકા-

જીના ગ્રંથકરોનાં પ્રમાણો ઉપર આધાર નહિં રાખતાં સ્વઅનુભવનું નવું તર્કશાસ્ત્ર તૈયાર કરવું, નિર્જીવ પ્રમાણ–વચનોને બદલે અંતઃકરણમાં સ્વઅનુભવની જાગતી જ્યોતિ પ્રકટાવવી. એનું નામ વ્યાવહારિક વેદાન્ત કહી શકાય.

એ ઉપરાંત વ્યાખ્યાનોમાં કેટલેક સ્થળે સ્વામીજીએ વેદાન્તની જુદી જુદી વ્યાખ્યાઓ કરી છે તે સર્વનો સમાવેશ ઉપરોક્ત વ્યાખ્યામાંજ આવી જાય છે. તેથી આ સ્થળે વિશેષ વિસ્તાર નહિં કરતાં સ્વામીજીને વેદાન્ત કયે કયે સ્થળે વ્યાવહારિક રૂપમાં જણાયું હતું તેનું અવલોકન કરવાથી તેમના વેદાન્તની સંપૂર્ણ માહિતી મળશે.

" **સ્વામીજીનું વેદાન્ત** " નિસર્ગ દેવતાના રમણીય મુખકમળમાં ઓતપ્રોત ભરેલું છે. ઉષઃકાલના કોમળ પ્રકાશમાં, ગુલાબની મુગ્ધકલિકામાં, દવ–બિંદુની મૌક્તિક વૃષ્ટિમાં, પક્ષીઓના મંજુલ ધ્વનિમાં, વર્ષાઋતુની ધારાઓમાં, તેજ પ્રમાણે ચરાચર સર્વ જીવસૃષ્ટિમાં સ્વામીજીનું વેદાંત વ્યાપી રહ્યું છે, અને તેનું તેઓ આપણને દર્શન કરાવી આપે છે. વિશ્વના રમ્ય, શ્રેષ્ઠ અને ચમત્કૃતિજનક દેખાવોમાં તેમને જગતના સર્વ ધર્મોનું દર્શન થતું. પ્રભાતકાલના વિકસિત કુસુમોમાં તેમને બાયબલ જણાતું. સાયંકાલે આકાશ મંડળમાં ચમકતા તારાગણોમાં તેમને વેદોનો પ્રકાશ જણાતો, અને ભૂત માત્રના નાના વિશ્વચરિત્ર વિલાસમાં તેમને કુરાન દૃષ્ટિ ગોચર થતું. માનવી હૃદય–કમળની પાંખડીઓ એ સ્વામીજીના વેદાન્ત ગ્રંથનાં પૃષ્ઠો હોવાથી તેનો અભ્યાસ કરી તેમાંના વિચારો તેઓ આપણને શીખવે છે. ઉન્નતિની દિશા તરફ ગમન કરનાર પ્રત્યેક રાષ્ટ્ર કિંવા જાતિ, વેદાન્તની કૃત્તિમાં ઉતરતાં તેમને જણાતાં. અધોગતિની દિશા તરફ વળનારાં પ્રત્યેક રાષ્ટ્રને તેઓ વેદાન્તથી દુર થતાં જોતા. જગતના પ્રત્યેક વીરપુરૂષો, કવીઓ, અને ચિત્રકારોના નેત્રોમાં વેદાન્તનું તેજ ચમકતું સ્વામીજીને જણાતું. કોઇ પણ સંતોષી અને આનંદી મનુષ્ય દૃષ્ટિએ પડતાંજ તેઓ કહેતા કે: " આ વેદાંતિ મુખ છે." કોઇ પણ વિજયી યોદ્ધાને જોતાંજ " આ વેદાન્તની મૂર્તિ છે. " એવા આશયના ઉદ્ગાર તેમના મુખમાંથી નિકળતા. જાપાની જનસમાજનો જીવનક્રમ અવલોકન કર્યા પછી સ્વામીજી કહેતા કે: " આ લોકો પ્રવૃત્તિ પરાયણ વેદાન્તના અનુયાયીઓ છે. " આલ્પસ જેવા પ્રચંડ પર્વત ઉપરનાં વિકટ સ્થળે ચઢવાનું કેટલાક અમેરિકનોએ સાહસ કર્યું અને કેટલાકે નાયગરાના ધોધમાં તરવાનું સાહસ કર્યું એ સાંભળી સ્વામીજીએ કહ્યું હતું કે: "વેદાન્તનું રહસ્ય નસેનસમાં વ્યાપી રહ્યું છે તેનુંજ એ પરિણામ છે." શાસ્ત્રીય

શોધની પ્રગતિ થવા માટે કેટલાક જીવતાં મનુષ્યોએ પોતાના શરીર ઉપર શસ્ત્ર-પ્રયોગ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. એ સમાચાર સાંભળી "પ્રવૃત્તિ-પરાયણ વેદાન્તનું એ સાક્ષાત્ ઉદાહરણ છે." એમ સ્વામીજીએ કહ્યું હતું. એવા સર્વ પ્રસંગો ઉપર તેઓ કહેતા કે: "**સત્યની-ધર્મની સાચી સેવા કહે છે તે એજ.**"

વેદાન્ત એ કેવળ બુદ્ધિવાદ-તર્કવાદ-નહિં પણ "**વેદાન્ત એટલે વિશ્વવ્યાપક પ્રેમ-ઇશ્વરી પ્રેમ.**" એવો રામનો દૃઢ સિદ્ધાંત હતો. વેદાન્તનો તાત્વિક અનુવાદ કરવો, બુદ્ધિને વેદાન્ત સમજવું, કિંવા બુદ્ધિની ખાત્રા થવી, એટલાથીજ કેવળ સ્વામીજીનું વેદાન્ત સમજાય એમ નથી. "**વિશ્વવ્યાપક પ્રેમ એજ વેદાન્તનો સંકેત છે.**" "यदहं तन्नाहं" એવી ભાવના થાય, સર્વ વસ્તુઓ ક્ષણિક સમજી તે ચિત્તમાંથી દૂર થઇ તે સિવાયનો એવા **આત્મ** સ્વરૂપનો સાક્ષાત્કાર થાય, અને "આપણામાં સર્વ અને સર્વમાં આપણે, એવી આત્મૌપમ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય, તોજ વિશ્વ-પામી-પ્રેમ મનુષ્ય-અંતઃકરણમાં ઉદય પામે, પરાશાંતિ નૃત્ય કરવા લાગે છે, સર્વત્ર ઇશ્વર-ઇશ્વરજ દૃષ્ટિગોચર થાય છે, સર્વ વાદવિવાદ વિરામ પામે છે, સર્વ દુઃખો ધસડાઇને વિલય પામે છે, ભીતિ, શંકા અને દૌર્બલ્યનું નામ નિશાન રહેતું નથી, અને સર્વ વાસનાઓ સંપૂર્ણરૂપે ક્ષય પામે છે, પોતે ધારણ કરેલાં સ્વતઃના શરીર સંબંધી સંકુચિત ભાવનાઓ લય પામી સર્વ ચરાચર એજ આપણું શરીર છે, અને તેનો હું (આત્મા) સાક્ષી-દેહી છું, એવો અનુભવ થઇ મનુષ્ય આનંદની પરમ ઉચ્ચ કોટીમાં પ્રવેશ કરે છે. એવી સ્થિતિ જે મનુષ્યને પ્રાપ્ત થઇ હોય તેનેજ સાચો વેદાન્તિ કહી શકાય.

સ્વામીજી એવા પ્રકારના વેદાન્તનીજ જ્વલંત મૂર્તિ હતા. તેમના સર્વ ઉદ્‌ગારોમાં એવોજ વિશ્વવ્યાપી પ્રેમ ભરેલો છે. કિંબહુના તેમનાં પ્રત્યેક વાક્ય પ્રેમની મૂસમાંથી ગળાઇને બહાર પડેલાં જણાય છે. પ્રત્યેક સ્ત્રી પુરૂષોના હૃદયમાં નિવસતા સ્વ સ્વરૂપનું તેમને ભાન-જ્ઞાન કરાવી આપવાના ઉદાર હેતુ વડે તેઓ પ્રેરાઇ રહ્યા હતા. તેથીજ તેમના પ્રત્યેક શબ્દમા આટલો બધો અદ્દભુત પ્રેમ ભરેલો જણાય છે. સ્વામીજીનું અંતઃકરણ એવા અદ્દભુત પ્રેમથી ભરપૂર હતું તેની વિશેષ ખાત્રી તો તેમના વ્યાખ્યાનના પ્રારંભમાં ઉચરાતા "**સ્ત્રી પુરૂષ રૂપે વ્યાપી રહેલા પરમેશ્વર**" એ શબ્દો અને ખાનગી પત્રોમાં વપરાતા "**પ્રેમમય ઇશ્વર**" એ શબ્દોથી થાય છે. સ્વામીજીએ સર્વ જગતને લોહચુંબકની પેઠે આકર્ષી લીધું હતું તેનું કારણ પણ એજ એક **વિશ્વવ્યાપક પ્રેમ છે.**

## રામ અને "હું."

સ્વામીજી, ઉપરોક્ત વેદાન્તની સાક્ષાત્ પ્રતિમા હતા તેનાં બે વિશેષ ઉદાહરણ આપવામાં આવે છે. તેમના સર્વ વ્યાખ્યાનોમાં, કાવ્યોમાં અને ઉદ્ગારોમાં "હું" શબ્દનો ઉપયોગ કરવામાં આવતો નહતો—માત્ર કોઈ એક પ્રસંગ બાદ કરવો પડશે. તેઓ પ્રત્યેક સ્થળે "રામ" શબ્દનો—તૃતીય પુરૂષ—શબ્દ પ્રયોગ કરતા. "હું" શબ્દ દેહાત્મ બુદ્ધિ—દર્શક, સંકુચિત અર્થથી રૂઢ થયેલો છે, અને સ્વામીજી તો सर्वं खल्विदं ब्रह्म એ શ્રુતિ-પ્રતિપાદ્ય બ્રહ્માનુભવ ઉપર આરૂઢ થયેલા હતા. તેમને આત્મ સાક્ષાત્કાર થયેલો હોવાથી, અન્ય સર્વ જીવોમાં જેમ દેહાત્મબુદ્ધિ જણાય છે તેવી સંકુચિત બુદ્ધિ તેમનામાં નહતી. તેમના અંતઃકરણમાં તો सर्वं वासुदेवमिति એવી અતિ ઉચ્ચભાવના જાગૃત કરનાર તૃતીય પુરૂષ રૂપી "રામ" શબ્દનો જ તેઓ ઉપયોગ કરતા, અર્થાત્ **જેનું મન રામમાં રંગાયું હોય છે તે મન રામમયજ થઇ જાય છે. બાહ્યાભ્યંતર સર્વત્ર રામજ રામ તેને જણાય છે.** સ્વામીજી એજ વ્યાપક અને અતિ ઉચ્ચ પદ પર આરૂઢ થયા હતા એ સિદ્ધ થાય છે.

### રામ—બાદશાહ.

બીજું ઉદાહરણ "**રામબાદશાહ**" નું છે તેઓ પોતાને **રામ-બાદશાહ** કહેતા. એક સ્થળે તેમણે લખ્યું છે કેઃ "**હું રામબાદશાહ છું. તમારાં સર્વનાં અંતઃકરણો તે મ્હારાં સિંહાસનો છે.** વેદ રૂપે મ્હેં પૂર્વે સર્વ જગતને જ્ઞાન આપ્યું છે. કુરૂક્ષેત્ર, જેરૂસલમ અને મક્કા-માં મ્હેંજ ધર્મોપદેશ કર્યો છે, પરંતુ મ્હારા અંતઃકરણના વિચાર જનમંડળ બરાબર સમજ્યું નહિં, તેથી જ હું પુનઃ ઉપદેશ કરૂંછું. **तत्त्वमसि એજ મ્હારા ઉપદેશનું રહસ્ય છે.** એજ તમારૂં વાસ્તવિક સ્વરૂપ છે. જગતની કોઈ પણ શક્તિ એ તત્ત્વને પ્રતિબંધ કરી શકતી નથી. કોઇ પણ રાજા, અસુર કિંવા દેવ, એ તત્ત્વનો પ્રતિકાર કરવા શક્તિમાન નથી. ગભરાશો નહિં. મ્હારૂં મસ્તક તે તમારૂં મસ્તક છે. તમારી ઇચ્છામાં આવે તો તે કાપી નાંખો પરંતુ તેમાંથી હજારો નવીન મસ્તકો ઉત્પન્ન થયા સિવાય રહેશે નહિં."

જગતના સત્તાધીશોના સાત પ્રકાર ગણવામાં આવ્યા છે પરંતુ બ્રહ્માનુ-ભવી—જીવન્મુક્ત પુરૂષને, સર્વથી ઉચ્ચ કોટીમાં મૂકવામાં આવ્યો છે. વાંચક બંધુ ! એ દૃષ્ટિએ અવલોકન કરતાં સ્વામીજીના **રામ-બાદશાહ** શબ્દ પ્રયોગનું રહસ્ય સમજવામાં આવ્યું હશે.

## (ડ) સુધારક રામ.

સ્વામી રામતીર્થ સર્વ સુધારકોમાં અગ્રણી હતા. આજ પર્યંત જગતમાં જેટલા સુધારક થયા છે તે સર્વમાં રામ જે વિશિષ્ટતાથી ઝળકી રહ્યા છે તે વૈશિષ્ટ્ય અર્થાત્ તેમની "અંતરંગી સુધારણા" છે. એ સુસ્થિતિ પ્રાપ્ત કરવા માટેજ સુધારણા કરવાની છે. તેજ પ્રમાણે જે સુધારણા વારંવાર બદલવી પડે, જે સુધારણામાં ઉણપ જોવામાં આવે તે સાચી સુધારણાજ કહી શકાય નહિં. સુધારણા એ કાંઈ માત્ર મુખદ્વારા ઉપદેશ કર્યા કરવાનો વિષય નથી પણ તેતો વર્તનમાં–આચારમાં–મૂકવાનો વિષય છે. ઘણા સુધારકો એવા જોવામાં આવે છે કે: તેઓ અન્યને સુધારવા માટે અનેક પ્રકારનો ઉપદેશ કરે છે પરંતુ તેમનાં ખાનગી અને જાહેર વર્તન તે ઉપદેશ પ્રમાણે હોતાં નથી તેઓ તે પ્રમાણે વર્તતા નથી. તેથી શ્રોતાજનોમાં કિંવા તેમના ભકતોમાં તેમના ઉપદેશની છાપજ પડતી નથી. **સુધારો એ આચાર–વિધિ છે.** અર્થાત્ સુધારો પ્રથમતઃ વ્યક્તિ વિષયક હોવો જોઇએ. આ પ્રકારની વ્યકિતગત સુધારણા એટલે શું અને તે કેવી રીતે કરી શકાય, એ સંબંધી માત્ર કેવળ લાંબાં લચક ભાષણો ઝુડયા કરવામાં અથવા સુધારકાશ્રમો જેવી સંસ્થાઓ કાઢી આડંબર રચવામાં સ્વામીજીએ પોતાનો અમૂલ્ય સમય નષ્ટ કર્યો નથી. તેમના અભિપ્રાય પ્રમાણે, જે પ્રકારના સુધારકો ઉત્પન્ન કરવા હોય, સમાજમાં સુધારણાનું સ્વરૂપ જે પ્રકારનું હોવાની તેમની માન્યતા હતી, તે પ્રકારની સુધારણા પ્રથમ સ્વામીજીએ પોતાનામા કરી હતી અને પોતાના ધ્યેય પ્રમાણે તેઓ "સુધારક" બની ગયા હતા. ત્યાર પછીજ તેમણે પોતાના "સુધારા" પ્રમાણે સમાજને વર્તવાનો–સુધરવાનો–ઉપદેશ કર્યો હતો. તેમના એ આચરણમાંજ સુધારણાનું અને સુધારકત્વનું રહસ્ય સમાયલું છે.

ઉપરોક્ત વર્ણન ઉપરથી સ્વામીજી **પોતાનાજ** સુધારક હતા એ સ્પષ્ટ જણાઇ આવે છે. હવે તેમની સુધારણાનું સ્વરૂપ જોઇએ. તેમની સુધારણા–સુધારાનો પાયો નિમ્નોક્ત તત્વો ઉપર રચાયો છે:–

(૧) **સુધારણા સ્વતઃ બોલે એવી–ચેતનમય–હોવી જોઇએ.** તેના સ્પષ્ટિકરણ માટે વર્ણનો કરવાની કિંવા જાહેર ખબરો આપવાની આવસ્યકતા નથી.

(૨) **"સ્વસ્વરૂપ–પ્રાપ્તિ"** એજ સુધારાનું ધ્યેય હોવું જોઇએ.

(૩) સુધારણા માટે અનેક મનુષ્યોની પસંદગી–નાપસંદગીનું બંધન હોવું જોઇએ નહિં.

(૪) સુધારણા એ સુધારકોને સમજાયેલી અને પસંદ થયેલી હોવાથી તેનું પ્રતિબિંબ તેમના આચરણમાં જણાવું જોઇએ.

(૫) સુધારણા એ દુઃસ્થિતિ નિવારણ કરવા માટે હોય છે, તેથી અતિશય સુખની પ્રાપ્તિ એજ ધ્યેય હોવું જોઇએ. એ ધ્યેય સાધ્ય કરવા માટે **પ્રત્યેક સુધારકોએ સ્વસ્વરૂપનો અનુભવ કરી લેવો જોઇએ.** જેણે સ્વસ્વરૂપનો અનુભવ કરી લીધો હોય છે તેનાં અતિશય દુઃખ નિવૃત્તિ પામે છે.

(૬) સુધારણા માટે આડંબર ન હોવો જોઇએ.

(૭) પૂર્ણ વિશ્વાસ–નિર્ભયતા–એજ સુધારણાનું એક અંગ હોવું જોઇએ.

ઉપરોક્ત તત્ત્વોનું નિરીક્ષણ કરતાં, સ્વામીજીની સુધારણા અંતરંગી હતી, માત્ર બહિરંગી ન હતી એવી ખાત્રી થાય છે. એ પ્રકારની સુધારણા જે વ્યક્તિમાં થયેલી છે તેજ સુધારકો સમાજને સુધારવા સમર્થ હોય છે એમ જાણીનેજ સ્વામીજીએ "જોઇએ છે" એ મથાળા નીચે એક જાહેર ખબર પ્રસિદ્ધ કરી હતી. તે નીચે પ્રમાણેઃ—

## જોઈએ છે!

### સુધારક!

**બીજાને નહિં પણ પોતાને જ સુધારનાર.**

**યોગ્યતાઃ**—વિશ્વવિદ્યાલયની પદવીથી વિભૂષિત થયેલો નહિં પણ **આત્મવિજયથી પ્રકાશનાર હોવો જોઇએ.**

**વયઃ**—દિવ્યાનંદપૂર્ણ તારૂણ્ય.

**પગારઃ**—ભગવત પ્રાપ્તિ.

! ત્વરા કરો! ત્વરા કરો!

આ સ્થળે નમ્ર વિનંતિપૂર્વક અરજીનું નહિં પણ આજ્ઞાયુક્ત નિશ્ચયનું કામ છે.

**ઠેકાણુંઃ** અખિલ વિશ્વના નિયંતા.

**આત્મદેવ.**

! ૐ ! ૐ ! ૐ !

જાહેર ખબર હજી પણ સુપ્રસિદ્ધ છે. જગતના કેટલા ઉમેદવારોએ એ સ્થાન પ્રાપ્ત કરવા માટે અરજીઓ કરી હશે તેની ખાત્રી કૃપા કરી વાંચકોએજ કરી લેવી. જે મનુષ્યને એ જગ્યા મેળવવાની ઇચ્છા હોય તેમણે તુરતજ અરજી કરવી. લાયકાતનાં પ્રમાણપત્રો-Certificate અરજીની સાથે મોકલવા ભૂલવું નહિં. અવશ્ય એ જગ્યા મળશે.

આ વર્ણન ઉપરથી સ્વામીજીની સુધારણાનું સ્વરૂપ વાંચક વર્ગના ધ્યાનમાં આવ્યું હશે. સમાજમાં એ પ્રકારની સુધારણા કરવા માટે સ્વામીજીએ કેવા પ્રયત્નો કર્યા હતા તેનું સ્પષ્ટિકરણ કરવા તરફ વળીએ.

સામાજિક, ધાર્મિક અથવા રાજકીય સુધારણા સંબંધી જે જે હીલચાલ ભારત વર્ષમાં પ્રવર્તિ રહી છે તેની યશસ્વિતાનાં સુમિષ્ટ ફળ ચાખવાનું સદ્‌ભાગ્ય નહિં પ્રાપ્ત થવાનું કારણ તે સંસ્થાના કાર્ય કર્તાઓએ વૃક્ષનાં મુળને બદલે ફળ અને પલ્લવોને જળ સિંચન કર્યું તેજ છે. કારણ સ્વામીજી કહે છે કેઃ—

**"ગરીબ મનુષ્યોજ સમાજના પગ કિંવા પાયા રૂપ છે. જે બળવાન ( શ્રીમંત ) સમાજ નિમ્ન જાતિની-સમાજની-વૃદ્ધિના કાર્યમાં વિઘ્નો નાંખે છે, નિમ્ન જાતિના શિક્ષણની આડે આવે છે, તે ( શ્રીમંત ) બળવાન સમાજ પોતાની મેળેજ પોતાના ઘરનો પાયો ખોદી નાંખે છે, એમ કહેવાને અડચણ નથી."**

"મજૂર વર્ગ પ્રત્યે પ્રેમ નથી, એજ ( ઔદ્યોગિક, ઐહિક અભ્યુદયનું ) અવનતિનું કારણ છે."

આવા પ્રકારના સંકેત, સ્વામીજીએ ભિન્ન ભિન્ન સ્થળે વિવિધ પ્રસંગને ઉદ્દેશીને કરેલા જોવામાં આવે છે. તેજ પ્રમાણે ધાર્મિક અને નૈતિક વિષય સંબંધી તેમણે દર્શાવેલા વિચારો પણ અપૂર્વ તેજપૂર્વક ઝળકી રહ્યા છેઃ

"નીતિ પાઠ, સભ્યતાઇની આજ્ઞા અને વ્યવહારના કૃત્રિમ નિયમો દ્વારા જગતની નીતિ કદી પણ સુધરવાની નથી." "તમે અમુક કાર્ય કરશો નહિં." આ પ્રકારની નિષેધસૂચક આજ્ઞાઓથી જગતનો સુધારો થશે નહિ! **નીતિ પાઠ અને ધર્મ વચનોના બળ ઉપર જગતને સુધારવાની ઇચ્છા હોય તો તેમને સત્યજ્ઞાન-જીવંત જ્ઞાનનું શિક્ષણ આપવું ઉચિત છે."** જન સમાજની સ્થિતિ સુધારવાનો એજ એક યશસ્વી માર્ગ છે. તેમને આધ્યાત્મિક નિયમ સમજાવી તેમનું અજ્ઞાન દુર કરવું એજ

જનસમાજને સુધારવાનો સત્ય માર્ગ છે. સ્વામીજીનો આ અભિપ્રાય કેટલે અંશે સત્ય છે તે સુજ્ઞ વાંચકો વિચારી શકશે.

સાચો સુધારક કોણ હોઈ શકે અને તે કેવો હોવો જોઇએ એ સંબંધી સ્વામીજીનો અભિપ્રાય દીર્ઘ દૃષ્ટિએ જોઇએ તો જણાય છે કેઃ **જે પોતાનો આત્મોદ્ધાર કરી શકે છે તેજ સાચો સુધારક છે.** તેમના એ કથનની સત્યતા બુદ્ધ, શ્રીમદ્ શંકરાચાર્ય, રામદાસ, નાનક, શ્રી રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદજી, વગેરે અનેક વિભુતિયોનાં ચરિત્રો અવલોકન કરતાં સ્પષ્ટ જણાઈ આવે છે. કેટલાંક મનુષ્યો સમાજ સુધારણા માટે હજારો પ્રયત્નો કરે છે, રાત દિવસ તેજ કાર્યમાં નિમગ્ન થઇ રહે છે, તથાપિ તેમના દ્વારા કંઈ પણ કાર્ય થઇ શકતું નથી, અને જે કાંઇ કાર્ય થાય છે તે તેના પ્રયત્નની સાથે સરખાવતાં નિર્જીવ હોય છે. આજે આપણા દેશમાં નાના પ્રકારની સુધારણા કરવા માટે અનેક સંસ્થાઓ અસ્તિત્વમા છે, અને તેમાં અનેક સુધારકો રાત દિવસ અવિરત પરિશ્રમ કરે છે, પરંતુ તેમના કાર્ય પ્રત્યે દૃષ્ટિપાત કરતાં તે ઘણુંજ અલ્પ જણાય છે. એનું કારણ તપાસતાં જણાય છે કેઃ તે સંસ્થામાં કાર્ય કરનાર **પુરૂષો પોતે પોતાનીજ સુધારણા કરી શક્યા નથી અથવા તો તેઓ અતિ સ્વલ્પ પ્રમાણમાં** સુધર્યા **હોય છે.** કારણ કે **વ્યક્તિ એ અખિલ જગતનો સર્વથી નજીકનો એક ભાગ છે.** તે વિભાગ જેટલે અંશે સુધરશે તેટલે અંશે જગત્ સુધરવા પામશે.

**दामन् अलूदा अगर् हमा हिकमत गोयद् ।**
**अज सुखन् गुफ्तने-जेबाश बदां बेह नशवंद् ॥**
**वांकी पाकीजा दिलस्त अर् बिनशीनद् खामोश् ।**
**हम-अज सीरते साफीश् नसीहत् शिनवन्द् ॥**

**ભાવાર્થ:**—જે મનુષ્યનાં આચરણ શુદ્ધ નથી તે મનુષ્ય ગમે તેવો મહાન્ ઉપદેશ કરશે તો પણ તેના ઉપદેશથી કોઈ દુર્જન મનુષ્ય સજ્જન થશે નહિં, પરંતુ તેથી ઉલટું કહીએ તો જે મનુષ્યનું ચિત્ત નિર્મળ હોય અને તે મૌનવ્રત ધારણ કરે તો પણ તેનાં તેવાં આચરણજ ઈતર જનોને ઉપદેશ પાઠ શીખવી શકે છે.

જેમ સૂર્ય કિરણો દ્વારા તપેલી હવા વરાળ થઇને ઉંચે ચઢતાંજ આસપાસની હવા પોતાની મેળેજ તે સ્થળે એકત્ર થાય છે તેજ પ્રમાણે ઇશ્વરી ઉષ્ણતા વડે તપેલો મનુષ્ય, તપી જઇને અત્યંત સૂક્ષ્મ થઇ ઉચ્ચપદે આરૂઢ થાય છે, ઉન્નતિ પામે છે-ઉંચે ચઢે છે-તેનો જ આત્મોદ્ધાર થાય છે. એ

સમયે જનસમાજની ઇચ્છા હોય કિંવા નહોય તો પણ ચારે દિશાના મનુષ્યોને એક બે પગથીયાં ઉપર ચઢાવવામાં–ઉન્નતિ કરવામાં–તે કારણભૂત થાય છે. એજ **સાચોસુધારક** કહેવાય. સારાંશ **સાચો સુધારક પ્રથમતઃ આત્મોદ્ધારક હોવો જોઇએ.**

જે મનુષ્યોને સુધારકનું કાર્ય કરવાનું છે તેમને માટે **સ્વામીજીએ** કેટલોક શુભ બોધ આપ્યો છે. તેમણે કહ્યું છે કેઃ પ્રથમ જનસમાજનાં અંતઃકરણ આકર્ષી લીધા પછી તેમને સુધારવાના માર્ગો દર્શાવો. જે સ્થળે બુદ્ધિ નિરાશ થાય છે તે સ્થળે પ્રેમ યશસ્વી થવાની આશા કરી શકાય છે. આ સૂત્ર લક્ષ્યમાં રાખવાથી સુધારકો ઉપર અપયશની છાયા કદી પણ પડશે નહિં. એનું તાજું દૃષ્ટાંત **ગાંધીજી** છે.

## (ઋ) સંત-કવી રામ.

**સ્વામી** રામતીર્થજી શ્રેષ્ઠ, પ્રતિના કવી હતા, એટલુંજ નહિં પણ તેઓ જન્મસિદ્ધ કવી હતા. કવી એ જન્મથીજ ( કવી ) હોય છે. તેઓ કોઇના બનાવેલા તૈયાર થઇ શકતાજ નથી. રામનાં કાવ્યો ઉર્દુ અને અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થયાં છે. તેમાંનાં કેટલાંક કાવ્યો સંબંધી વિચાર કરીએ.

**સ્વામીજીની** કવિતાઓ વાંચતાંજ તેમનાં હૃદયમાં સંત કવીના જેવું પ્રેમળપણું મુખ્યત્વે જણાઇ આવે છે. સ્થળે સ્થળે તેમના હૃદયનો દિવ્ય પ્રેમ, સત્સ્વરૂપનું જ્ઞાન અને દિવ્યાનંદ સ્પષ્ટ થાય છે. **સ્વામીજીની** પ્રતિમા અતિ-ઉચ્ચ દરજ્જાની હતી તેમ છતાં તેમના બળ ઉપર આધાર રાખી, ગમે તેટલી ઉચ્ચ ફલાંગો નહિં મારતાં સ્વાનુભવની મજબૂત પાંખો ઉપર આરૂઢ થઈ તેમનાથી જેટલે ઉચ્ચ ઉડી શકાયું તેટલે તેઓ ઉડયા છે અને તેની સાથે સાથેજ વાંચકોને પણ તેટલેજ ઉચ્ચ લઇ જવાની શકિત અને આકર્ષણ તેમના કાવ્યમાં જણાઇ આવે છે.

તેમનાં કાવ્યોમાંના પુષ્કળ કાવ્યો વેદાન્ત પરાયણ અને સ્વાનંદ પરાયણ છે. બાકીનાં ભકિત પરાયણ, વૈરાગ્ય પરાયણ અને ઉપદેશ પરાયણ છે. એ સિવાય સ્વામીજીના કાવ્યનો એક બીજો મ્હોટો વિભાગ છે તે હિમાલયમાંથી મોકલેલા પત્રો રૂપે વ્યકત છે. એ પત્રો એટલે શેકસપિયર કિંવા રવીન્દ્રનાથ ટાગોરે લખેલાં ગદ્યકાવ્યો જેવાં ગદ્યકાવ્ય છે. તેમાં પણ ઉચ્ચક વીના જેવી દીર્ઘદૃષ્ટિ, નિસર્ગ સાથે તાદાત્મ્યભાવ અને તેમના મનોભાવ જાણવાની અજબ કુંચી દગ્ગોચર થાય છે.

સર્વ સંત કવીના અંતઃકરણમાં જણાતી ભકિતની, દિવ્યપ્રેમની તીવ્રતા

કિંબહુના ભક્તિની પરિસીમા સ્વામીજીના અંતઃકરણમાં પણ ઉત્કૃષ્ટપણે જણાઇ આવે છે. એ માટે તેમના ઉર્દુ કાવ્યો વાંચવાની પ્રાર્થના છે.

## દિવ્ય પ્રેમ.

વળી સંતકવીનું અંતઃકરણ શાંતિદેવીનું પ્રિય નિવાસ-મંદિર હોય છે. એ અસામાન્ય અને વ્યાપક શાંતિ સ્વામીજીના હૃદયમાં કેટલી અને કેવી હતી તેનું પ્રતિબિંબ ઉર્દુ કવિતાઓ ઉપરથી સ્પષ્ટ જણાય છે.

## અખુટ શાંતિ.

કવિતાઓ તેમની ઉપરથી તેમની ભક્તિની અને શાંતિની કલ્પના બરાબર થાય છે. પરમેશ્વરનાં દર્શનને માટે ઘેલા બનેલા નામદેવ, તુકારામ, રામદાસ, તુલસીદાસ, મીરાંબાઇ, રામકૃષ્ણ પરમહંસદેવ વગેરે ઉત્કૃષ્ટ સંતોની મનઃસ્થિતિ જે પ્રકારની થઇ હતી તેનુંજ પ્રતિબિંબ રામતીર્થજીના કાવ્યમાં જણાય છે. ગોસાંઇજી તુલસીદાસના અંતઃકરણમાં જે ભક્તિનો પ્રવાહ વહેતો હતો તેજ પ્રવાહ તેમના વંશજ રામતીર્થજીના અંતઃકરણમાં સ્પષ્ટ જણાય છે. તુલસીદાસજી પ્રેમાનંદમાં મગ્ન હતા તે સમયે ભગવાન રામચંદ્રજીનાં દર્શન થયાં પરંતુ તે દર્શનની સ્મૃતિ તેઓ ભૂલી ગયા હતા એ વાંચક વર્ગની જાણમાં છે. એવીજ સ્થિતિ રામતીર્થજીની થઇ હતી તે તેમની નિચલી કવિતા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે—

## ભક્તિની પરિસીમા.

**इश्कका तूफा बपा है, हाजते मयखाना नेस्त ।**
**खू शराबो दिलकबाबो, फुरसते पैमाना नेस्त ॥ १ ॥**
**सख्त मखमूरी है तारी, ख्वाह कोई कुछ कहे ।**
**पस्त है आलम नजरमें, वहशते दीवाना नेस्त ॥ २ ॥**
**अल्विदा ऐ मर्जे दुनिया ! अल्विदा ऐ जिस्मों जाँ ।**
**ऐ अतश ! ऐ जू ! चलो, ईजां कबुतरखाना नेस्त ॥ ३ ॥**
**क्या तजाल्ली है यह नारे हुस्न, शोला खेज है ।**
**मारले परही यहां पर ताकते, परवाना नेस्त ॥ ४ ॥**
**मिहर हो मह हो, दबिस्तां हो, गुलिस्ताँ कोह सार ।**
**मौजजन अपनी है खूबी, सूरते बेगाना नेस्त ॥ ५ ॥**

**ભાવાર્થ**:—પ્રેમનો (દિવ્યભક્તિનો) પ્યાલો પરિપૂર્ણ ભરાઇને આવ્યો છે. તેથી હવે બીજા શરાબખાનાની (દારૂની દુકાનની) આવશ્યકતા નથી.

આ સમયે સ્વતંત્રનું ( મ્હારૂં ) રક્ત એ દારૂ ( મદ્ય ) જેવું અને ચિત્ત એ પ્યાલા જેવું જણાય છે, તેથી બીજા કોઇ પણ પ્યાલાનું અહિં સ્થાન નથી. પ્રેમ-મદની લહર ખૂબ ચઢી રહી છે, તેથી કોઇ ગમે તે કહો પરંતુ સંસાર તુચ્છ જણાવા લાગ્યો છે. એમ છતાં પણ આ અવસ્થા પાગલ ( ગાંડા ) મનુષ્યના જેવી નથી. અરે ! જગતના રોગીઓ ! દેહ-પ્રાણીઓ ! હવે તમને રામ રામ છે ! ઓ તૃષ્ણા ! ઓ ક્ષુધા ! તમે મ્હારી પાસેથી દુર થાઓ. આ જગત્ એટલે તમારે રહેવાનું કબુલ રખાતું નથી. અહાહા ! સૌંદર્યનું તેજ કેવું ચળકી રહ્યું છે ! એવી કઇ શક્તિ છે કે જે તેનો પરાજય કરી શકે. સૂર્ય કદાચ અંક અને પાઠશાળા, બાગ અથવા પર્વત બને તો પણ તે પ્રત્યેકમાં એક વિશેષ પ્રકારનું તેજ ચળકી રહે છે.

સ્વામીજીના અંતઃકરણમાં રામદાસના જેવી સૂક્ષ્મદષ્ટિ અને તત્કાલિન પરિસ્થિતિનું સૂક્ષ્મ અવલોકન કરી તેમાંથી બહાર નિકળવાનો માર્ગ દર્શાવનાર રામદાસી વિવેક જણાય છે. તેજ કારણથી તેમનો એ સંબધી ઉપદેશ સમર્થ રામદાસના જેવો રોકડોજ છે. સ્વામીજીનાં વેદાન્ત સંબંધીના સર્વ કાવ્યો, વિશેષતઃ " વેદાન્તગિરિ " અને " આકાશવાણી " એ બે વિભાગ અતિ જુસ્સાદાર બોધવચનોજ છે. જો કે તે સમસ્ત આ સ્થળે પ્રકટ કરી શકાય એમ નથી છતાં થોડો નમુનો પ્રકટ કરવામાં આવશે. આધુનિક પરિસ્થિતિનું નિરીક્ષણ કરીને ભારતવર્ષના શારીરિક, બૌદ્ધિક અને માનસિક વ્યાધિની ચિકિત્સા તેમણે નીચે પ્રમાણે કરી છે:—

**क्या है आजादी[1] ? जहां जब जैसा जी[2] चाहें करें ।**
**खाना पीना पशु[3]-गुलछर्रोंमें सब दीन काट[4] दें ? ॥**
**राग शादी[5] नाच अशरत-जलसे[6] रंगा रंगके ।**
**बंगाले बागाते[7] आली योरोपियन ढंगके ॥**
**कता[8] टोपीकी नयी, फैशन[9] निराला बूटका ।**
**दिलकशो-बेदाग[10] खिलना बदनपर वह सूटका[11] ? ॥**
**दिलको रंगत जिसकी भाये[12] शादी बेखटके[13] करें ।**
**धर्मकी आयीन[14] चुपके ताकपर तै[15] कर धरें ? ॥**
**कोट पेहनता[16] है नोकर, जूता पेहनाये गुलाम ।**

---

૧. દુર દુર. ૨. સ્વાસ્થ્ય. ક્ષેમ. ૩. જીવ-મન ૪. વિષયોપભોગમાં. ૪. વિતાડે છે. ૫. લગ્ન-વિવાહ-આનંદ. ૬. વિષયાનંદના જલસા. ૭. બગિચાઓની હાર. ૮. પદ્ધતિ, સ્વરૂપ, કિનાર. ૯. ફેશન. ૧૦ ચિત્તાકર્ષક. ૧૧. " સૂટ " પોષાક. ૧૨. પસંદ કરી. ૧૩. અડચણ વિના, ખુશીથી. ૧૪. નિયમ. શાસ્ત્રાજ્ઞા. ૧૫. તિરસ્કાર કરે છે.

मुंहमें गटगट सोडावॉटर और सिगारोंका धूंवा[1] ॥
जोंफकी[2] दिलमें शिकायत[3], रामकी अब जा[4] कहां ? ॥
क्या यह आजादी है ? हाय ! यह तो आजादी नहीं ।
अस्प[5] हो आजाद सरपट, कैद होता है स्वार ।
अस्प[6] हो मुतलक[7] इना[8], हैरान रोता है स्वार ।
इन्द्रियोंके घोडे छूटे बाग[9] दोरी तोड कर ।
वर मरा वह गिरपडा, स्वार सिरपर मुंह फोडकर ॥

ઉપરોક્ત સ્થિતિનો સ્વામી રામ રામબાણુ ઉપાય દર્શાવે છે. સાંભળો:—

हां वह आजाद है जो कादिर[10] है दिलपर जिस्मपर[11] ।
जिसका मन काबूमें[12] है........................... ॥ १ ॥

એજ ઉપાય આજે સમસ્ત રાષ્ટ્રે ઉપયોગમાં લેવો ઉચિત છે. આવશ્યકતાઓ વૃદ્ધિ પામે છે તેને ઠોકર માર્યા સિવાય રાષ્ટ્રીયજીવનમાં સાદાઇ અને નીતિધર્મની વૃદ્ધિ કેવી રીતે થશે ? જે ભારતવાસીઓ પોતાને વશિષ્ઠાદિ ઋષિના વંશજ કહેવડાવે છે, જેના પૂર્વજો જવલંત વેદાન્ત હતા તેજ ભારતવાસીઓ આજે આવી અવનતિમાં કેમ પડી રહ્યા છે ? શું તેજ એ ઋષિ સંતાન છે ! જો હોય તો આમ કેમ ? કારણુ એજ છે કે: તેઓ પૂર્વજોનું જ્ઞાન, પદ્ધતિ ચૂકયા છે, તેમની સાદાઇ, સરળપણું, નીતિ, ધર્મ ચૂકયા છે. તેને બદલે પ્રકૃતિ દેવી જેમ જેમ બદલાતી ગઇ તેમ તેમ તેઓ પણુ બદલાયા, હવે તો તેમના પૂર્વજ ઋષિ મુનિયોનાં કર્મ માત્ર પલટણુની કવાયત જેવાં અવશેષ રહ્યાં ! તેઓ માત્ર પોતાના પૂર્વજોની બડાઇ હાંકવામાંજ સંતુષ્ટ અને ગરક થઇ રહ્યા છે, અને:—

सनद सरटिफिकेट डिगरी[13] की ।
आर्जूमें[14] है कैदे गम[15] तन की ॥

આધુનિક કામની શૃંખલાઓ પોતાના પગમાં પહેરી દીધી છે, તેથીજ ભારતવાસીઓની અવનતિ થઇ છે. એમ કહી સ્વામીજીએ નિમ્નોક્ત ઉપાય સૂચવ્યો છે:—

---

૧. પહેરે છે ૨. ધુમાડો. ૩. કમજોરપણું. અશક્તતા. ૪. તકરાર. ૫. સ્થળ. ૬. ઘોડો. ૭. પૂર્ણરૂપે. ૮. તાબામાં–કાબુમાં. ૯. લગામ વગેરે સામાન.
૧૦. બળવાન. ૧૧. દેહ ઉપર. ૧૨. તાબામાં.
૧૩. પદવી. (એમ. એ. બી. એ. વગેરે.) ૧૪. વિનતિમાં. ૧૫. અહંકારની કેદમાં. * એ મથાળા નીચે ઘણી કવિતાઓ સ્વામીજીએ લખી છે. માત્ર તેમાંને સાર અત્રે આપ્યો છે.

**ब्राह्मणो आप सीखलो विद्या ।**
**फिर यह घर घर फिरो पढाते जा ॥**

કારણકે વેદાંતે પણ એવીજ સખ્ત આજ્ઞા ફરમાવી છે. વેદાન્તે તમને આળસુ કિંવા અવનત બનાવ્યા નથી, એવોજ તેમનો અભિપ્રાય હતો. સમર્થ રામદાસ સ્વામીની મઠ-યોજના, સ્વાવલંબી અને ભિક્ષા માગી ઉદર પોષણ કરનાર બ્રહ્મચારી તૈયાર કરવાની કળા, અને તેમના દ્વારા શિક્ષણનો પ્રસાર કરવાની યોજના, એ સર્વના જેવીજ સ્વામીજીની યોજના જોવામાં આવે છે.

ભારતોદ્ધાર થયો એટલે ભારતવાસીઓનું કામ પરિપૂર્ણ થયું એવી સંકુચિત ભાવના નહિં પણ સર્વ જગતને ઉન્નત કરવું એજ ભારતવર્ષનું કાર્ય છે એવો સ્વામીજીનો અભિપ્રાય હતો. તે પવિત્ર કાર્ય માટેજ અદ્વૈત વેદાંતના દૈવી જગત્માંથી પ્રત્યેક મનુષ્યે બ્હાર પડવા માટે અને તેજ કાર્ય માટે ભારતપુત્રોએ સર્વ જગતમાં પ્રવાસ કરવા માટે તેમણે પોતાની "આકાશવાણીમાં" નિવેદન કર્યું છે. એ કૃતિ કરવાથી પ્યારો ભારતખંડ "મહાભારત" બન્યા સિવાય કેમ રહે? એ ઉપદેશમાંજ સ્વામીજીએ અતિ ઉચ્ચ અને અતિ વ્યાપક "મિસનરી" હિંદુ ધર્મનો ઉપદેશ કર્યો છે તે સ્પષ્ટ સમજાય છે. વિધર્મી મિસનરીઓ પોતાનો ધર્મ પ્રચાર કરવા માટે કાર્ય કરી રહ્યા છે, તેટલા માટે નહિં એ પણ અત્રે જણાવી દેવું ઉચિત છે.

ઉપદેશજનક કવિતાઓમાં સ્વામી રામે પુષ્કળ સ્થળે સમર્થ રામદાસની પેઠેજ ચંચળ મનને મિષ્ટ શબ્દોમાં સમજાવી પઢાવીને ઉપદેશ દીધો છે. એના ઉદાહરણ તરીકેઃ—

**"जाग रे लालन[1] जाग तेरे ! घर रे सदा सुहाग[2] रे ।**
**सूर्यवत् उगरे भागरे ! सब फिकरको[3] परे कर[4] धरो ।**
**है "राम" तो सदा ही पास रे[5] ! हँस खेल क्यों उदास रे ।**

અર્વાચીન સંસ્કૃતિ પરત્વે સ્વામીજીએ નીચે પ્રમાણે શેરો માર્યો છે.—

**"मैं नहिं हूं खुदा" यह कलियुग है ।**
**"जिस्म[6] ही हूं यकिन[7] यह कलियुग है ।**
**"जिस्म है आत्मा" यह कलियुग है ।**

---

૧. પ્યારા મન. ૨. સુસ્થિતિમાં. ૩. ચિંતાઓને. ૪. છોડી દે. ૫ નજીક. ૬. શરીર. ૭. ખરેખર.

" चारवाकों[1] का मत " यह कलियुग है ।
बंदा-ए-जिस्म[2] ही बने रहना ।
सब गुनाहोंका घर, यह कलियुग है ।

સંતોને અહંબ્રહ્માસ્મિનો કેવો અનુભવ થાય છે અને તેમનો "આત્મ-વિકાસ" કેવો થયેલો હોય છે તેની ખાત્રી સ્વામીજીના કાવ્યોમાંથી પુષ્કળ સ્થળે મળી આવે છે. સ્વામીજી લિખિત "નિજાનંદ મસ્તી" અને "આત્મજ્ઞાન" નામક કાવ્યોમાંથી એ સંબંધી વિશેષ જાણવાનું મળે એમ છે.

(૧) જ્ઞાન સિવાય મુક્તિ નથી. (૨) ગુરૂ સિવાય જ્ઞાન નથી અને (૩) ગુરૂ એજ સ્વયં પરમેશ્વર સ્વરૂપ હોય છે. તે પરમેશ્વર પ્રમાણેજ અતુલ્ય, અનુપમ, અને અનંત હોય છે. સંત કવિઓનો એ આધારત્રય તેજ સ્વામીજીનો પણ આધાર છે. એ કથન તેમણે પોતાના વ્યાખ્યાનોમાં પ્રતિપાદન કર્યું છે તેજ પ્રમાણે ગુરૂસ્તુતિ, વેદાન્ત અને આત્મજ્ઞાન સંબંધી પોતાનાં વ્યાખ્યાનોમાં પણ તેમણે પ્રતિપાદન કર્યું છે.

દેહની ક્ષણભંગુરતા, સંસારની અસારતા, અને કટુ અનુભવનું ભયંકર વર્ણન, એ વિષયો અનેક સંત કવિઓના કાવ્યોમાંથી મુખ્યત: પ્રાપ્ત થાય છે તેમ સ્વામીજીના કાવ્યમાં પ્રાપ્ત થતા નથી, ઉલટું તેમણે તો આત્મોદ્ધારમાંથી પરાંઙ્મુખ કરનાર સાંસારિક જગતના વિષયો અને દેહભાવનાની ઉંડી ખાઇમાં ધકેલી દેનાર વિષયોનો તેમણે સ્પષ્ટપણે ઉલ્લેખ કરીને તે વિષયોથી સાવચેત રહેવાનો સંકેત કર્યો છે અને તે સાથે જગતના પ્રત્યેક સૃષ્ટ પદાર્થનો યોગ્ય-શાશ્વત ઉન્નતિને પોષક એવો-ઉપયોગ કરવા માટેજ સર્વ વસ્તુઓ પરમેશ્વરે ઉત્પન્ન કરી નથી કારણકે પરમેશ્વર અત્યંત દયાળુ હોવાથી મનુષ્યોને ઉન્નતિને પદે સ્થાપવાનીજ તેની ઇચ્છા છે. માટે સૃષ્ટિના જે જે પદાર્થો આપણને અધોગતિએ લઇ જનાર કારણભૂત જણાય, તે પદાર્થો તેવા નથી પણ તેના પ્રત્યે દૃષ્ટિપાત કરવાની આપણી દૃષ્ટિમાં ભૂલ છે, માટે પ્રત્યેક વસ્તુમાં સમાયલા ઉત્તમ ગુણો અવલોકન કરતાં શિખવું જોઇએ. હું અજર, અમર, અવિનાશી સર્વ વ્યાપક છું એવી ભાવના કરવી, " હું પાપી છું, હું અનાથ છું, એવી ભાવનાઓનો એકદમ ત્યાગ કરી " હું ખુદા છું, હું ખુદા છું. " હું રામ છું " એવી ભાવના કરવી, એજ વેદાન્તનું શિક્ષણ છે, કારણકે સર્વ દૃષ્ટ જગત્ એ આપણી કલ્પનાનું, ભાવનાનુંજ પરિણામ છે માટે " હું સચ્ચિદાનંદ છું. " એવી

૧. ચાર્વાક મત. નાસ્તિક મત. ૨. દેહાસક્ત થવું. શરીરના ગુલામ બનવું.

ઉચ્ચભાવના કર્યાથી ખરેખર આપણે તેવાજ બની જઈશું, એજ વેદાન્તનો ઉપદેશ છે. એ સ્વામીજીએ પ્રત્યેક સ્થળે પ્રતિપાદન કર્યું છે.

આત્માનુભવનું, નિજાનંદનું વર્ણન જ્ઞાનેશ્વર મહારાજ કૃત "અમૃતાનુભવ" માં જેમ ઉપમાલંકાર–દૃષ્ટાંત–જોવામાં આવે છે તેજ પ્રમાણે સ્વામીજીના કાવ્યમાં પણ જોવામાં આવે છે. નિચલી કવિતામાં સ્વામીજીએ ઇશ્વરને સેવકની ઉપમા આપી છે અને પુરૂષને ઉપદેશ કરે છે.

( ગઝલ–કૈહરવા. )

**वाहवा कामांरे नौकर मेरा, सुगर सियाना रे! नौकर मेरा (टेक)**
**खिदमत करदयां कदे न हरदा, रोजे अजल तो सेवा करदा।**
**लूं लूं दे विच रैहंदा वरदा, हरशै–समाना रे नौकर मेरा ॥**
**वाह. ॥ १ ॥**

**जद मौला पन छडदा, नौकर नखरे टखरे फडदा।**
**फिर भी टैहल ओह पूरी करदा, हर माच नचानारे नौकर मेरा ॥ वाह. ॥ २ ॥**

**बादशाही छड अर्दल मल्ली, पर यह शाह कोलों कद चल्ली।**
**नौकर नू उठ चौरी झली, हाय बीबा राना नौकर मेरा ॥ वा. ॥३॥**
**बे समजो दा झगडा पाया, नौकर तो इतबार उठाया।**
**विच दलीलां वकत गँवाया, विन्न हे गजब निशाना रे नौकर मेरा ॥ वाह. ॥ ४ ॥**

**लाया अपने घरविच डेरा, राम अकेला सूरत जेडा।**
**नूर जलाल है नौकर मेरा, विगर न जानारे नौकर मेरा ॥५॥**
**सुघड सियाना रे नौकर मेरा, वाह वाह कमां रे नौकर (टेक)**

**ભાવાર્થ:**—કામ કરનાર મ્હારા નોકર! શાબાસ! મ્હારા બુદ્ધિવાન્ નોકર ત્હને શાબાસ! વાહ વા!

૧. મ્હારો નોકર [ ઇશ્વર ] સેવા કરવામાં કદી પણ ભુલ કરતો નથી. અનાદિ કાલથી તેની નોકરી ચાલુજ છે, વળી તે મ્હારા રોમે રોમમાં બિરાજી સર્વ વસ્તુઓમાં રમી રહ્યો છે એવો મ્હારો નોકર છે.

૨. જ્યાંરે ઇશ્વર પોતાના ઇશ્વરનો ત્યાગ કરે છે ( જ્યારે પુરૂષ પોતાની તત્વદષ્ટિનો ત્યાગ કરે છે ) ત્યારે તે નોકર પણ નખરાં કરવા માંડે છે, તેમ છતાં પણ તે સેવા પૂર્ણરૂપે કરેછે. એવો તે મ્હારો નોકર પ્રત્યેક કાર્યમાં મહા પ્રવીણ છે.

૩. જે સમયે તે તત્ત્વ દૃષ્ટિનો ત્યાગ કરી દ્વૈત દૃષ્ટિ સ્વિકારે છે, ( અર્થાત્ હું પાપી છું, હું પાપાત્મા છું, એવી દૃષ્ટિ ) અર્થાત્ બાદશાહી છોડી સિપાઇગિરિ સ્વીકારે અને સેવા સ્વિકારવાને બદલે સેવા કરવા મંડે છે ત્યારે પ્રહાર કરીને પણ તેની તે દૃષ્ટિ નોકર દૂર કરે છે, અર્થાત્ મ્હારો એ નોકર અતિશય લાયક છે.

૪. જે પુરૂષ પોતાના નોકર ( ઇશ્વર ) ઉપર વિશ્વાસ રાખતો નથી તે પોતાના ઘરમાં મૂર્ખતાપૂર્વક ઝગડા કરીને સમયનો અપવ્યય કરે છે. તે સમયે–અરે પ્યારે ! એ મ્હારો નોકર પણ પ્રપંચનું નિશાન ફરકાવે છે.

૫. સૂર્યરૂપી રામ બાદશાહે પોતાના મૂળ સ્વરૂપ ધારણ કર્યું ત્યારે નોકર પણ તેવોજ જણાયો.

અરે ! મ્હારો એ નોકર ( ઇશ્વર ) ઘણોજ બુદ્ધિમાન્ અને સારૂં કામ કરનાર છે.

જગતની સર્વ જાતિયોનું નિરીક્ષણ કર્યા પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર કોને કહેવો અને તેનાં લક્ષણ કેવાં હોવાં જોઇએ તે દર્શાવતાં (ચાતુર્વર્ણ્ય પ્રજા) સંબંધી સ્વામીજીનો અભિપ્રાય જો કે નવીન નથી તેમ છતાં તે તેમણે નવીન સ્વરૂપમાં પ્રકટ કર્યો છે. તે સર્વ કાવ્યરૂપે છે. તેમાંથી મુખ્ય વિભાગ અત્રે પ્રકટ કરવામાં આવે છે. જે રામ-ભકતોની ઇચ્છા હોય તેમણે એ વિભાગ મૂળ હિંદીમાંજ વાંચવા કૃપા કરવી.

**શૂદ્ર:**—જેને સ્થૂળ ઉપર આસક્તિ હોય-સ્થૂળ શરીર એટલેજ હું, એનું પાલન પોષણ એજ જેનું ઇતિ કર્તવ્ય, જેને આબરૂની દરકાર નથી, અને જે દેહનો નોકર બન્યો છે તેને શૂદ્ર સમજવો.

**વૈશ્ય:**—જેણે સૂક્ષ્મ શરીરની ભાવના પ્રત્યે વિશ્વાસ રાખ્યો છે, જે આશા ( લોભ )ને માટે ગમે તે કાર્ય કરવા તૈયાર છે, જેનું મન નિંદા અને સ્તુતિમાં રમી રહ્યું છે, અને સદા ચંચલ છે, જેના સર્વ વ્યાપારો તિરસ્કાર ઉત્પન્ન કરાવે એવા છે,અને જે સ્વાર્થી છે તેને વૈશ્ય સમજવો.

**ક્ષત્રિય:**—જેની નિષ્ઠા કારણ–દેહ પ્રત્યે છે, સભામાં અને રણમાં જે અચલ છે, જેનો નિશ્ચય અતિ દૃઢ છે, જેને જન–સમાજનો ભય નથી, નિંદા સ્તુતિનું જેના ઉપર પરિણામ થતું નથી, જેનું વચન સર્વ જન સમાજ સ્વીકારે છે, અને જે ઇચ્છાનુસાર–આત્મ આજ્ઞા પ્રમાણે–વર્તે છે તેમજ જે હિંમતવાન્ છે, જેનાં આચરણ શુદ્ધ છે, નીતિયુક્ત છે, જે નરરૂપે સિંહ છે, જેને અસત્ય પ્રત્યે ગુસ્સો છે, ધર્મને માટે, સત્યને માટે, જે સર્વસ્વનો

ત્યાગ કરવા તત્પર થાય છે, દેશહિતને ખાતર જે પોતાનો પ્રાણ ઓવારી નાંખે છે, જે નિર્ભય છે, જે બંદુક–તોપની ગોળીઓ સ્હામે છાતી ધરે છે, ઘાયલ થવા છતાં જે દેશ–અભિમાનનો ત્યાગ કરતો નથી, જે દુઃખમાં નિત્યાનંદી હોય છે, જે રણાંગણમાંથી પાછું ડગ ભરતો નથી, જે રાણા પ્રતાપ જેવો છે, જે શિવાજી જેવો છે, જે ભગવાન્ કૃષ્ણ જેવો છે તેજ ખરો બહાદુર ક્ષત્રિય સમજવો.

**બ્રાહ્મણ**–ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને જે તેજ (જ્ઞાન)નું દાન દે છે, હું **શંકર**, વિષ્ણુ, ઇત્યાદિરૂપે અવસ્થિતિ કરૂં છું, એવો દૃઢ નિશ્ચય વાળો છે, (૨) જેસ્વયંમુક્ત પુરૂષ છે, જે પોતાનાં દર્શનથી બીજાને મુક્ત કરે છે, જે ગુણાતીત છે, જેને મનથી કનક–કાંતા તુચ્છ જણાય છે, (૩) જે અયાચક છે,જેસ્વસ્વરૂપ સંપત્તિથી ધનવાન્ બની રહ્યો છે, વિષ્ણુને પણ જે લાત મારી શકે છે, અને (૪) જેને મનથી શત્રુ મિત્ર એક સરખા જણાય છે, જે પ્રકાશમાન સૂર્ય જેવો છે, મત મતાંતર એ જેને મનથી રમત છે, જેને મનથી મરણ એ શાકભાજી જેવું જણાય છે, જે સત્સ્વરૂપ અને આનંદ સ્વરૂપ છે, તેનેજ સાચો બ્રાહ્મણ સમજવો. એજ કાવ્યમાં રાષ્ટ્રના ઉદ્ધારને માટે ઉપરોક્ત લક્ષણોથી યુક્ત હોય એવા ક્ષત્રિય અને બ્રાહ્મણ હોવા જોઇએ. એજ સ્વામી રામનું કહેવું છે.

## (ઋ) જગદુદ્ધારક રામ.

જે મહાપુરૂષોને જગદુદ્ધારક મહાત્મા કહેવામાં આવે તેમણે જગતના સામુદાયિક વિચાર–પ્રવાહમાં કયા પ્રકારના ઉન્નત વિચારો વહન કર્યા છે, અને સામુદાયિક અંતઃકરણોને, આત્માનુભવ પ્રવણ કરે એવું ક્યાં પ્રકારનું ચૈતન્ય કેટલા પ્રમાણમાં અર્પણ કર્યું છે એનું અવલોકન કર્યા પછીજ આપણે તેમનાં કાર્ય પ્રત્યે દૃષ્ટિ ફેરવી તેમને "જગદુદ્ધારક" કહીશું. કારણ કે તેમણે કયા પ્રકારના યુગધર્મનો જગતને ઉપદેશ કર્યો છે તે જોવાની આવશ્યકતા છે.

જગતની પ્રાચીન અને અર્વાચીન વિભૂતિયોનાં ચરિત્રો પ્રત્યે દૃષ્ટિપાત કરતાં તેમાં અદ્ભુત સદ્ગુણની જે અમોઘ ખાણો જોવામાં આવે છે, તે સર્વ ઉપર વિશ્વવ્યાપક પ્રેમનો સિક્કો મારેલો જણાય છે કિંબહુના "વિશ્વ-વ્યાપી પ્રેમ" એજ તેમનો ટ્રેડમાર્ક હોય છે. એ ટ્રેડ માર્ક તેમની પાસે કેટલા પ્રમાણમાં હતો તે સંબંધી સ્વામીજીની ટીકા અને વિશ્વવ્યાપી પ્રેમ" નામક ઉચ્ચ સ્ફૂર્તિદાયક લેખ સાક્ષી આપે છે. તેમાં તેઓ કહે છે કેઃ–

" અંતઃકરણપૂર્વક આત્મત્વ ભાવથી સર્વ પ્રાણી માત્ર ઉપર પ્રેમ કરનાર જો ભૂતલ ઉપર કોઈ અવતર્યો હોય તો તે રામજ છે. મ્હારા બાળકો! મ્હારા અંતઃકરણનો પ્રેમ કદાચિત્ તમારા જોવામાં નહિં આવે, કવચિત્ તમે તે સમજી પણ શકશો નહિં. " એ ઉદ્ગારમાં સ્વામીજીનું જીવન રહસ્ય અત્યંત સ્પષ્ટ રીતિએ વ્યક્ત થયું છે. પ્રાણીમાત્ર પ્રત્યે પરમાત્મભાવ ઉત્પન્ન થયા સિવાય એવો પ્રેમોદય કોઈના અંતઃકરણમાં થવો શક્યજ નથી. પ્રેમની એક સ્થળે વ્યાખ્યા કરતાં તેમણે સ્પષ્ટ કહ્યું છે કેઃ સૌંદર્ય અને પ્રેમ, એ વૈરાગ્યનાંજ નામ છે.

જગતની સામુદાયિક મનોભૂમિકા પ્રત્યે તેમણે કોઇ પણ મ્હોટો વિચાર-પ્રવાહ વહેવડાવ્યો હોય તો તે એ પ્રકારના ઉચ્ચ પ્રેમનોજ પ્રવાહ છે. એવા પ્રકારના દિવ્ય પ્રેમને અંતઃકરણમાં ધારણ કરવા માટેજ સ્વામીજીએ જગતને અને વિશેષતઃ ભારત વર્ષને ઉપદેશ કર્યો છે. " જગદુદ્ધારક " તરીકે તેમણે એ એક મહત્વનું કાર્ય કરી બતાવ્યું છે. સ્વામીજી એવા વિશ્વવ્યાપી પ્રેમના કેવળ ઉપદેશકજ નહતા પણ તે પ્રેમ તેમણે પોતાનાં આચરણમાં દર્શાવી આપ્યો છે. તે તેમનાં સ્થળે સ્થળે થયેલાં વ્યાખ્યાનો અને આચારણો ઉપરથી સ્પષ્ટ રૂપે જોઇ શકાય છે. તેઓ પોતાના વ્યાખ્યાનમાં ઉપદેશ કરે છે કેઃ " બુદ્ધિમાન્ મનુષ્ય ! તું મૂર્તિમંત પ્રેમ થઈ રહે. સર્વ મનુષ્યપ્રાણી સાથે મમતાપૂર્વક વર્તવાથીજ જગતમાં યશસ્વી થવાની ગુરૂ કુંચી પ્રાપ્ત થાય છે. પ્રેમ એજ જીવનનો કાયદો છે. એ કાયદા પ્રમાણે વર્તન રાખ. કારણ કેઃ પ્રેમ એજ એક પરમેશ્વરનો કાયદો છે. પ્રેમ કરવાથીજ અંતઃકરણમાં ઉચ્ચભાવનાઓ સ્ફુરે છે. અંતકરણ એ સ્ફુર્તિના આનંદ-મંદીરનું પ્રવેશદ્વાર અને બુદ્ધિ એ મંદિરનું નિર્ગમન દ્વાર છે. તેથીજ પ્રેમ સ્વરૂપ નારાયણ—ભગવાને એક વખત અંતઃકરણમાં ધર કર્યું એટલે કામ થયું સમજવું...પ્રેમ કરનાર ઉપર સર્વને પ્રેમજ ઉપજે છે. પ્રેમરૂપ થશો એટલે સર્વ પ્રકારના કાયદા કાનુન તમારી સાથે એક રૂપ થઈ જશે. અંતર્યામીના સૂર સાથે તમારી વૃત્તિનો સૂર મેળવો એટલે સ્વયં કાળ પણ હાથ વડે તાળીઓ વગાડી તાલ મેળવવા લાગશે. પ્રેમની સ્વાભાવિક પ્રવૃત્તિનાં પગલાં બરોબર પગલાં ભરવા માટે કાળ બંધાયલો છે. પ્રેમમાં સ્થિર થાઓ. સર્વાત્મભાવ અંતઃકરણમાં—રોમ-રોમમાં—ઉત્પન્ન કરી લ્યો, એટલે સર્વ પ્રકારની સિદ્ધિઓ તમારે ઘેર પાણી ભરવા લાગશે. "

એ ઉપરાંત સ્વામીજી પોતાનામાંજ પ્રેમનો પૂર્ણ વિકાસ કરવા, સ્વતઃ

પ્રેમી બનવા, કિંબહુના મૂર્તિમંત "પ્રેમ" બની જવા કહે છે. એ વિશિષ્ટ પ્રકારનો "પ્રેમ" એટલે શું? તે કેવા પ્રકારનો હોય છે? વગેરે વિચારો મનમાં ઉદ્દભવે છે માટે તેનો વિચાર કરીએ.

સ્વામીજીએ પ્રતિપાદન કરેલો ઉપરોક્ત "પ્રેમ" એટલે મોહ અથવા આસક્તિ નહિં. એ પ્રેમ એટલે કોઇ શરીર પ્રત્યે કિંવા કોઇ રંગ પ્રત્યેનો પ્રેમ નથી. એ પ્રેમ સંકુચિત નહિં પણ **વિશ્વવ્યાપી** છે. એ પ્રેમ દિવ્ય છે. એ પ્રેમ એટલે સર્વત્ર ભ્રાતૃભાવનું પૂર્ણ વિકસિત સ્વરૂપ છે. જગતનાં સુધરેલાં કિંવા સુધર્યા વગરનાં રાષ્ટ્ર અને સમાજ જેમ ભ્રાતૃભાવ (Brother hood) નું સમર્થન કરે છે તે પ્રકારનો સંકુચિત અને દ્વેષયુક્ત ભ્રાતૃભાવ અને સ્વામીજીના પ્રેમમાં (ભ્રાતૃભાવમાં) ઘણું અંતર છે. તે બન્ને સમાન નથી. સ્વામીજીનો દિવ્ય પ્રેમ એટલે આખલ માનવજાતિ પ્રત્યે પ્રેમ રાખવો કહીએ તો પણ તે મર્યાદિત અને સંકુચિત કહેવાય, પરંતુ સ્વામીજીનો દિવ્ય પ્રેમ એટલે અખિલ સૃષ્ટ પદાર્થના અંતરમાં નિવસતા સર્વ જીવ પ્રત્યે, સર્વ પરમેશ્વર સ્વરૂપ પ્રત્યે, સર્વ આત્મસ્વરૂપ પ્રત્યે, ભગવાનના આ જગતરૂપી વિરાટ્ દેહ પ્રત્યે, તેના પ્રત્યેક અંશ પ્રત્યે પ્રેમ રાખવો એજ છે. એ પ્રેમનો ધ્વનિ, અથવા વૃત્તિ સ્વામીજીના નિચલા ઉદ્દગારોમાંથી પ્રાપ્ત થાય છે.

"હે પરમેશ્વર! મ્હારૂં સર્વ આયુષ્ય ત્હારે માટેજ અર્પણ કરવા દે. હે પ્રેમમય! મ્હારૂં અંતઃકરણ કાઢી લે, અને તે **સર્વાત્મભાવના પ્રેમામૃતમાં ડૂબી જવા દે.** હે સર્વ વ્યાપક ઈશ્વર! મ્હારાં નેત્ર કાઢી લે અને તેને ત્હારા દર્શન-સુખનો આસ્વાદ લઈ ઉન્મત્ત થવા દે. હે સત્-સ્વરૂપ! મ્હારા હાથનું સર્વ સામર્થ્ય, ત્હારી પ્રીતિ સંપાદન કરવા માટે સદૈવ કાર્ય કરતું રહેવા દે."

એ ઉદ્દગારો પરથી સર્વ જ્ઞાનેન્દ્રિયો અને સર્વ કર્મેન્દ્રિયોનો ઉપયોગ કયા પ્રકારે કરવો અર્થાત્ ઉપયુક્ત પ્રેમ સંપાદન કરવા માટેજ સર્વ ઇન્દ્રિયોનો ઉપયોગ કરવો એવોજ ભાવાર્થ જણાય છે. એ પ્રકારના દિવ્ય પ્રેમનોજ સ્વામીજીએ ઉપદેશ કર્યો છે માટેજ તેમને "જગદુદ્ધારક" મહાત્મા કહેવા એટલુંજ નહિં પણ તેઓ એ દિવ્ય પ્રેમની સાક્ષાત્ મૂર્તિજ હતા. એવો દિવ્ય-પ્રેમ તેમના શરીરના અણુઅણુમાં ઓતપ્રોત થઇ રહ્યો હતો, એવો દિવ્ય પ્રેમ ગંગાના પ્રવાહની પેઠે તેમના અંતઃકરણમાંથી વહન થઇ રહ્યો હતો, તેઓ એવા દિવ્ય પ્રેમનો સાગર હતા તેથીજ તેમનામાં અદ્વિતીય આકર્ષણ શક્તિ, અને મોહ ભરેલો હતો, અને સ્વાર્થને માટે

પાષાણુ જેવા હૃદયના બની બેઠેલાં વિચિત્ર સ્વભાવનાં મનુષ્યોને સુદ્ધાં તેઓ "જીવંત શ્રીકૃષ્ણુ" જેવા જણાતા હતા. સ્વામીજીનો દિવ્ય પ્રેમ ભવિષ્યમાં એટલો બધો વૃદ્ધિ પામ્યો હતો કેઃ હિમાલયના તૃણ-અંકુરો ઉપર પગ મૂકી ચાલતી વખત તે તૃણાંકુરોને દુઃખ ન થાય એ ઇચ્છાથી તેઓ બહુજ મૃદુતાથી-સંભાળી સભાળીને પગ મૂકતા. એટલી બધી ઉચ્ચકોટીએ પહોંચેલા "જગદુદ્ધારક" મહાત્માઓ જીવ માત્ર ઉપર ક્ષણે ક્ષણે કૃપાજ કરે છે, સર્વ દિશાઓ પ્રેમથી ભરી દે છે. અને અન્ય જીવો માટે પોતાનો પ્રાણ પાથરી દે છે.*

(૨) સ્વામીજીએ જગતના જ્ઞાનમાં જો કાંઇ બીજો મહત્વનો અંશ પરિપૂર્ણ કર્યો હોય તો તે વેદાન્ત સંબંધી છે. વેદાન્ત એટલે શું? તે કેવી રીતે ઓળખી શકાય? અને તેનો ઉપયોગ કેવી રીતે કરી શકાય ? એ વિષયનું વિવેચન અદ્વિતીય અને અત્યંત સુબોધક છે.

"**વેદાન્ત એટલે જ્ઞાનનો અંત** " એવી માર્મિક પણ સર્વને સમજાય તેવી વ્યાખ્યા તેમણે કરી છે. વેદનો–જ્ઞાનનો–અંત અર્થાત્ જ્ઞાનનો પૂર્ણ વિકાસ થવો અથવા પ્રત્યક્ષ જ્ઞાન થવું એજ છે. ઉપરાંત સ્વામીજીના વેદાન્તનું સવિસ્તાર વિવેચન પાછળ કથવામાં આવ્યું છે.[1]

( ૩ ) સ્વામીજીએ જેમ વેદાન્તનો અર્થ સુગમ અને સુબોધક કર્યો છે તેજ પ્રમાણે માયા સંબંધી પણ છે. પુરાતન કાળથી આપણે જોઇએ છીએ કે "માયા," સંબધી અનેક વાદવિવાદ, તર્ક વિતર્ક વગેરે અનેક ભાંજઘડ થઇ છે, થાય છે અને ભવિષ્યમાં પણ થશે, પરંતુ સ્વામીજીએ તે પ્રમાણે નહિં કરતાં "માયા" એટલે વસ્તુ સ્થિતિનું નિદર્શન કર્યુ છે.

---

* ભગવાન રામકૃષ્ણ પરમહંસ દેવનો "સર્વાત્મ-પ્રેમ-વિશ્વવ્યાપી પ્રેમ" એથી પણ આગળ વૃદ્ધિ પામ્યો હતો. એક દિવસ પુષ્પ ચૂટતાં તેના ડીંટામાથી જળબિંદુ નિકળેલું જોઈ તેઓ બોલ્યા હતા કેઃ "આ પુષ્પને મ્હેં ચૂંટયું તેથી તેને દુઃખ થતાં તે અશ્રુપાત કરે છે. અહા ! ઇશ્વર અણુંઅણુંમાં વ્યાપક છે તો પછી પુષ્પમાં પણ તેજ છે. હવેથી હું કદી પણ પુષ્પ ચૂંટીશ નહિં." એમ કહી બહુ દિલગીર થયા હતા. વળી એક દિવસ તેઓ બે ત્રણ ભકતો સાથે ગંગા કિનારે સ્નાનાર્થે જતાં માર્ગમાં એક માણસે બીજા માણસને જોરથી થપ્પડ મારી તેજ સમયે ભગવાન રામકૃષ્ણદેવ મ્હોટી બુમ પાડી બરડે હાથ ફેરવવા લાગ્યા. તેમના ભકતોએ તે સ્થળે જોતાંજ પાંચે આંગળાના સૉળ ઉઠેલા જણાયા ! તેજ પ્રમાણે પેલા માણસને બરડે સૉળ પડ્યા હતા ! આનું નામ એકાત્મભાવ–વિશ્વવ્યાપી પ્રેમ.—લેખક.

૧. "વેદાન્તિ રામ" જૂવો.

જગતના જ્ઞાન-ભાણ્ડારમાં તેમણે એક ત્રીજો મહત્વનો અંશ પરિપૂર્ણ કરી દીધો છે તે એજ છે કેઃ “ માયા ” સંબંધી ચાલતા આવેલા વાદવિવાદ અને ઘટપટાદિ ખટપટ પરંપરાનો ઇતિહાસ જેના જાણવામાં છે તેઓ સમજ્યા સિવાય રહેશે નહિં.

(૪) “ધર્મ” એટલે શું? ધર્મ એ આચરણ કરવા જેવો વિષય છે કે માત્ર વિચાર કરવાનોજ છે? ધર્મ એ ઘરમાંજ છે કેઃ બહાર છે? ધર્મ એ મસ્જિદમાં છે કે મંદિરમાં! વગેરે મુદ્દાઓ પરત્વે તેમણે વિચાર કરીને અધિકારી વાણીમાં કહ્યું છે કે; “ ધર્મ એ આચાર-વિધિ છે.× અનુભવ-વિધિ છે. ” તેઓ કહે છે કેઃ ઉધાર ધર્મ માત્ર મોઢેથી કહી બતાવવાનો છે પણ નગદ ધર્મ-રોકડ ધર્મ-અર્થાત્ સાચો ધર્મ તો આચરણ કરવા માટેજ છે. મનુષ્યના આચરણમંજ તે પ્રત્યક્ષ થવો જોઇએ. પોથીમાના રિંગણાની પેઠે ઉધાર ધર્મ નહિં. परोपदेशे पाण्डित्यंની પેઠે નહિ. બોલવું કાંઇ અને વર્તવું કાંઇ એવો નહિં. ઉપદેશકોએ, આચાર્યોએ, તે પ્રમાણે વર્તવુંજ જોઇએ.

( ૫ ) સર્વ જગતમાં બધાને એકાકાર કરવાનો પ્રયત્ન જુસ્સાભેર પ્રવર્તતો હોવા છતાં ગુણકર્મ વિભાગાનુસાર, નૈસર્ગિક રીતેજ સિદ્ધ થયેલો જાતિભેદ કોઇપણ રૂપે સિલિક રહેલો જોવામાં આવે છે. એ જોઇને અને તેનો મર્મ લક્ષમાં લઇને સ્વામીજીએ જાતિ ભેદનું, વિશેષતઃ ભારતીય આર્યોના જાતિભેદનું યોગ્ય રીતે-સયુક્તિક મંડન કર્યું છે તે વિષય એટલે જગતના સમષ્ટિરૂપ મનઃસમુદ્રમાં પર્વતપ્રાય એક લહરી ઉત્પન્ન કરવા જેવું જણાય છે. વર્ણવ્યવસ્થા સંબંધી આગળ પ્રસિદ્ધ કરેલા તેમના વિચાર, સર્વ ધર્મવાળાઓએ, સર્વ ધર્મના કર્મકાંડિઓએ, અને સર્વ પ્રકારનાં આંદોલન કરનારાઓએ મનન કરવા જેવા છે. તેઓ કહે છે કેઃ-વર્ગીકરણ એ સ્વાભાવિક અને હિતકરજ છે.... .....શ્રમ વિભાગનું તત્વ ન્યાયી અને આવશ્યકીય તત્ત્વ છે. શ્રમ વિભાગના તત્વ ઉપરજ હિંદુઓની વર્ણવ્યવસ્થા રચવામાં આવી છે. વ્યવહારના ધોરણ ઉપરથીજ યોગ્યતાનુસાર-હિંદુસ્થાનની જનતાના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે.......વ્યવહારના વ્યવસાયના વિભાગ થાય પરંતુ અંતઃકરણમાં પરસ્પર પ્રેમ અને ઐક્ય હોવું જોઇએ. એ ઉદાર તત્વ ઉપર હિંદુના જાતિભેદનો પાયો રચાયો હતો, પરંતુ વર્ણવ્યવસ્થામાંનું એ જીવન તત્વ નાશ પામ્યું અને તેને સ્થળે નિર્જીવ હાડકાં માત્ર રહ્યાં! પુરાઇ ગયલાં હાડકાંના, કાલાંતરે જેમ મ્હોટા પાષાણ બને છે તેજ પ્રમાણે પરસ્પર પ્રેમ-ઐક્ય વિનાની વર્ણવ્યવસ્થા મજબૂત

× आचारः प्रथमो धर्मः ।

પાષાણુ જેવી બની ગઈ ! પ્રત્યેક વર્ણે પોત પોતાની ઉન્નતિ કરી લેવાની જે સ્વતંત્રતા અને સગવડ હતી તે નાશ પામી અને તેને સ્થળે અધિક કડક-પણું જોવામાં આવ્યું, તેથીજ સામ્પ્રતનો અસ્વાભાવિક જાતિભેદ જન્મ પામ્યો અને તેથી સર્વત્ર દ્વેષભાવજ ઉત્પન્ન થયો છે. એ દ્વેષભાવ દૂર થયા સિવાય બુદ્ધિની વૃદ્ધિ માટે અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ શકે એમ નથી.”

પરંતુ ઇતરદેશના જાતિભેદની કલ્પનાજ તેમની સ્પર્ધાના મૂળમાં હોવાનો સ્વામીજીનો અભિપ્રાય છે.

## (લૂ) આનંદરૂપ રામ.

માનવી મનનું પ્રતિબિંબ તેના મુખરૂપી દર્પણ ઉપર સ્પષ્ટ રૂપે જણાઈ આવે છે. **સ્વામી** રામતીર્થજીના મુખકમળ ઉપર નિત્ય સ્મિતહાસ્ય ફરકતું જોવામાં આવતું. તે એટલું મધુર અને મનોહારક હતું કે અમેરિકાના સ્ત્રી પુરૂષો સ્વામીજીને નિહાળતાંજ તદન ઉત્સાહી અને સ્તબ્ધ થઇ જતાં. અમે-રિકાના “ગ્રેટ પેસિફિક રેલરોડ” કંપનીના વ્યવસ્થાપકે સ્વામીજીનાં દર્શન કરતાંજ કહ્યું હતું કેઃ “**સ્વામીજીનું** હાસ્ય અત્યંત મનોહારક છે.” તેજ પ્રમાણે એક પ્રદર્શનનું વર્ણન કરતાં વર્તમાન પત્રકારોએ પણ લખ્યું હતું કે; સર્વ પ્રદર્શનમાં સ્વામીજીનું મુખ તેજસ્વી જોવામાં આવે છે. સ્વામી-જીના એ સુમધુર હાસ્ય અને આનંદી વૃત્તિનુ પરિણામ પ્રત્યેક દર્શકના મન ઉપર વિજળીના જેવું થતું. તેમનાં દર્શન કરતાંજ દર્શકના મનમાં એકદમ આનંદ-ઉત્સાહ વ્યાપી જતો. કિંબહુના **સ્વામીજીનો** મોહક ચ્હેરો અને તેમના ઉપર જણાતી આત્મિક-જાગૃતિની સુરૂચિર છટા, સર્વ પ્રકારના પ્રશ્નો-ત્તર દેવા સમર્થ હતી. સારાંશ એ છે કેઃ તેમના મુખપર જણાતા વિલક્ષણ અને દિવ્ય આનંદનો જન્મ તેમના આંતરિક આનંદમાંથીજ થાય છે. એવોજ આનંદ પ્રત્યેકના અંતઃકરણમાં છે. તે પ્રત્યેકના અંતઃકરણમાંથી મળી આવે એમ છે. **આનંદી રહેવું એજ આત્માનો ધર્મ છે.** એમ હોવા છતાં **આનંદ** પ્રત્યેકના મુખકમળ ઉપર કેમ વિકસતો નથી ? પ્રશ્નનો ઉત્તર એ છે કેઃ આનંદ એ એની મેળેજ પ્રાપ્ત થતો નથી પરંતુ તેનો પ્રત્યેક મનુષ્યે વિકાસ કરવો જોઇએ. **આનંદ** તો અવશ્ય છે, ત્યારે પછી માનવબંધુઓ તેનો વિકાસ શા માટે કરતા નથી ? જેને એ કલા ના આવડતી હોય તેને માટે સ્વામીજીએજ નીચે પ્રમાણે લખ્યું છે.—

“આપણી ચિત્તવૃત્તિ શાંત અને આનંદી રાખનાર ઉત્કૃષ્ટ ઔષધ કયું છે ? નિસર્ગ દેવતાની નૈસર્ગિક અને સાર્વત્રિક ઔષધી એટલે પ્રાતઃકાલનો શુદ્ધ વાયુ. બાલ્યાવસ્થાથીજ પ્રાતઃકાલમાં વ્હેલું ઉઠવું, કસરત કરવી, નદી-

કિનારે એકાંતમાં ફરવા જવું, રાવી નદીને કિનારે એકાંતમાં ઘણા કલાક વ્યતીત કરવા, જંગલમાં વન–પશુઓની પેઠે ફરવું, ત્યાંનું સૌંદર્ય જાણવું, ઇત્યાદિ. તેમનો સર્વ આયુષ્યક્રમ જોઇએ તો ઉપરોક્ત સર્વ ઔષધોપચાર સ્વામીજી નિયમિતરૂપે લેતા હતા એવી ખાત્રી થાય છે. સ્વામીજી નિત્ય નિસર્ગદેવતા સાથે વાર્તાલાપ કરતા, નિસર્ગદેવતા સાથેજ રમણ કરતા, તેની સાથે ખેલતા અને અન્તે તેની સાથે એકરસ થઇ જતા. એજ તેમનો આયુષ્ક્રમ હતો. તેથીજ તેમના પર નિસર્ગ દેવતાનું જોઇએ તેવું પરિણામ થયું હતું. તેમની ભાવનાઓ નિસર્ગની ભાવના પ્રમાણેજ થઇ ગઇ હતી, અને તેમનો આત્મા તથા નિસર્ગનો આત્મા, એ બન્ને વચ્ચેનો દ્વૈતભાવ દૂર થઇ નિસર્ગાત્મા એટલે રામ અને રામ એટલે **નિસર્ગાત્મા** જેવી સ્થિતિ થઇ રહી હતી. એમ હોવાથી કીટ–ભ્રમર ન્યાયે તેમના ભાષણમાં, તેમના સ્વરૂપમાં, તેમની દૃષ્ટિમાં, કિંબહુના તેમના "પોતાપણામાં" નિસર્ગની સ્વતંત્રતાનું, અકૃત્રિમતાનું, અને માધુર્યનું પ્રતિબિંબ આબેહુબ ઉતર્યું હતું. એજ તેમના બાહ્ય આનંદી. મોહક, ઉત્સાહી અને દિવ્ય સ્વરૂપનું રહસ્ય છે. "अहं ब्रह्मास्मि" એ તેમની બે પાંખો હોવાથી તેની સહાયતાથી તેઓ આકાશમાં–અનંતત્વમાં ઉડતા હતા. સારાંશ, મહાશય રવીન્દ્રનાથ ટાગોર અને જગદીશ ચંદ્ર બોઝ જે નિસર્ગ–સમરસતાનો ઉપદેશ કરે છે તેનું અદ્વિતીય અને સર્વોત્તમ વિદર્સિત સ્વરૂપ સ્વામી વિવેકાનંદજી પછી સ્વામી રામતીર્થ સિવાય બીજું કોઇ પણ નથી એમ કહેવું પડશે.

એ પ્રમાણે સ્વામીજી જે આનંદની પ્રાપ્તિ બાલ્યાવસ્થાથીજ કરતા હતા તેનું પરિણામ અંતે શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ સિવાય બીજી કઇ વસ્તુમાં બદલાય વારૂં ? સ્વામીજીનાં છેલ્લાં વર્ષો હિમાલયમાં વ્યતીત થયાં હતાં. અમેરિકાથી પાછા ફર્યા ત્યારથીજ જગત્ સંબંધીના વિચાર તેમના હૃદયમાંથી દૂર થઈ ગયા હતા. તેમાં વળી હિમાલય જેવા પર્વત ઉપર અદ્ભુત અને અદ્વિતીય નિસર્ગ દેવતાના સાન્નિધ્યમાં તેમનો સમય વ્યતીત થયો હતો. આ પ્રમાણે ઉપસ્થિત થયલા અપૂર્વ યોગના આનંદ સ્વરૂપનું વર્ણન સ્વામીજીનાજ શબ્દોમાં કરવું વાસ્તવિક થઈ પડશે. તેઓ હિમાલયમાં હતા તે સમયે જે પત્રો લખ્યા છે તેમાંજ તેમણે પોતાનો જીવન ક્રમ સ્પષ્ટપણે દર્શાવી આપ્યો છે. તેઓ લખે છે કે: "અત્રે સર્વ દિશામાંથી પ્રકટ થતો પરમેશ્વરનો દેદીપ્યમાન વૈભવ નિહાળી રામ અતિશય આનંદમાં નિમગ્ન થાય છે, અને રામના નેત્રમાંથી પ્રેમની ધારાઓ વહન થાય છે........ આપણી જીવન–સરિતા અખંડ વહન થઇ રહી છે. પરમેશ્વર સિવાય જગત્માં કોઇનું પણ અસ્તિત્વ નથી. સર્વત્ર જ્યોતિજ જ્યોતિ–ચૈતન્યનો સાગર

ઉછળી રહ્યો છે. પરમાનંદનું તોફાન વ્યાપી રહ્યું છે ! આ રમણીય ભૂપ્રદેશમાં હું આનંદપૂર્વક હાસ્ય કરી રહ્યો છું. નૃત્ય કરૂંછું, તાળીયો વગાડું છું અને ગાયન ગાઉંછું. +"

તારીખ ૩૦ ઑગષ્ટ ૧૯૦૫ ના પત્રમાં સ્વામીજી પોતાની આનંદી-વૃત્તિનું વર્ણન કરે છે કેઃ—

"રામના અંતઃકરણમાં આનંદ અને શાંતિનું તોફાન ઉછળી રહ્યું છે તે અંદર સમાઇ શકતું નથી. અંદર અને બહાર, નજીક અને દૂર, સર્વત્ર એકજ પરમાત્મા વ્યાપી રહ્યો છે. આનંદ! અંતઃકરણ હલાવી નાંખનાર દિવ્ય શાંતિ! રોમાંચ કરે એવો હર્ષ–પરમાનંદ! અહા! કેવો અદ્દભુત આનંદ!"

જુલાઈ ૧૯૦૬ ના પત્રમાં તેઓ લખે છે કેઃ—

"ગિરિ ગુહાઓમાં રામને રાત્રિ વ્યતીત કરવી પડે છે. દેહાભિમાનનું રૂક્ષ રેતાળ–મેદાન પાછળ રહેવા દઈ નિબિડ બ્રહ્મારણ્યમાં પ્રવેશ કરવા કરતાં અધિક આનંદ બીજો કયો હોઇ શકે? સૂર્ય અને વાયુ સાથે ખભેખભા મેળવી, મિત્રની પેઠે તેમની સાથે પ્રેમાલાપ અને વિહાર કરવા કરતાં અધિક આનંદ બીજો કયો હોઈ શકે?

"एक मेवा द्वितीयम्" ના દિવ્ય અનુભવના ગહન અને વિસ્તીર્ણ કાનનમાં સ્વેચ્છાપૂર્વક સંચાર કરવા કરતાં અધિક આનંદ બીજો કયો હોઇ શકે?"

પોતાના અંતીમ ઉદ્દગારમાં તેઓ કહેછે કેઃ "મિત્રો ! રજા લઉંછું. રામ રામ ! આ વિશ્વરૂપી મહાલય રામને ઘણું ન્હાનું જણાય છે. આ સ્થળે પ્રિયકરની સાથે રામ એકાન્તમાં ક્રીડા કરનાર છે! અહાહા! આ ભવસાગરમાં તે પ્રેમમય સાથે જલવિહાર કરવામાં કેવો અપૂર્વ આનંદ જણાય છે! સત્ય છે! છટ! સાગરમાંની લહરીઓની પેઠે રામ ચૈતન્યમાં–તે પ્રેમમયમાં લીન થઇ ગયો. આનંદ! આનંદ! ૐ! प्रत्यगात्मा ૐ!"

સુજ્ઞ વાંચક બંધુઓ! એ આનંદનો પ્રવાહ એટલો બધો બળવાન છે કેઃ જેથી હવે તે આનંદ સ્વરૂપનું વર્ણન થઇ શકે એમ નથી! આ સ્થળે લેખિની બંધ પડે છે. વાચા વિરામ પામે છે! ૐ

### (લૃ) મુકતાત્મા રામ.

અવતારી મહાત્મા પુરૂષો જન્મથીજ મુક્ત હોયછે તેમ છતાં પણ

---

+ પત્ર ૪ થો.

અવતાર કાર્ય પૂર્ણ થતાં સુધી તેમના આચરણમાંથી જનસમાજને બોધ-પાઠ ગ્રહણ કરવાનો હોવાથી–તેમને જન સમાજને બોધ પાઠ શિખવવાનો હોવાથી, તે શીખતી વખતે સામાન્ય જીવોને જે સ્થિતિનો અનુભવ લઇ ભવસાગર પાર પેલે કિનારે જવા માટે તેમની વર્તણુક કેવી હોવી જોઇએ, તે સંબંધી અવતારી મહાત્માઓ પોતાના વર્તનથીજ જગતને બોધપાઠ આપી શીખવે છે. એ દૃષ્ટિથી સ્વામી રામતીર્થજીનું વર્તન કેવું જણાય છે તે આ દર્શનમાં આપણે જોવાનું છે.

જે મનુષ્ય મુક્ત હોય છે તેની મૂખ્ય ટેવ જોઇએ તો "આસક્તિનો સંપૂર્ણ અભાવ" એજ જણાય છે. તે મનુષ્યને પાર્થિક વસ્તુઓ પ્રત્યે મોહ હોતો નથી. સ્વામીજીના ચરિત્ર પ્રત્યે દૃષ્ટિપાત કરતાં જણાય છે કે તેઓ બાલ્યાવસ્થાથીજ, ગમે તેવા કઠિણ પ્રસંગોમાં પણ, આસક્તિ શૂન્ય, મોહ-શૂન્ય હતા. તેમના અંતઃકરણ ઉપર આસક્તિની બિલકુલ છાયા નહતી. તેઓ કહે છે કેઃ—

**"તમે ગમે તે હો, વિદ્વાન હો કિંવા અવિદ્વાન હો, શ્રીમાન્ હો કિંવા દરિદ્રી હો, સ્ત્રી હો કિંવા પુરૂષ હો, ખ્રિસ્ત હો કિંવા ત્રોઢ દમડીના સ્વાર્થને માટે તેમનો વિશ્વાસઘાત કરનાર જૂડાસ હો, કૃષ્ણ હો, ગોપી હો, ગમે તે હો પણ સર્વમાં રામ ઓતપ્રોત થઈ રહ્યો છે. મેઘ ગર્જનાની પેઠે ગર્જના કરીને, મ્હારૂં ઇશ્વરત્વ, તમારૂં ઇશ્વરત્વ, સર્વને ઓળખાવી આપવાનો મ્હારો નિશ્ચય છે. તમારા પ્રત્યેક કૃત્યમાં અને આંદોલનોમાં ઇશ્વ-રત્વ વ્યાપી રહ્યું છે, તે સર્વનું અધિષ્ઠાન ઇશ્વરજ છે એ મ્હારે જગતને નિવેદન કરવું છે."** એજ સ્વામીજીનું ધ્યેય હતું. સર્વ મનુષ્ય માત્રને આત્મ સાક્ષાત્કાર કરાવી આપવાનો સ્વામીજીએ નિશ્ચય કર્યો હતો. તેથીજ પ્રથમ તેમને સાક્ષાત્કાર કરવો પડ્યો હતો. આત્મ–સાક્ષાત્કાર થતાં પહેલાં તેમને કર્મ, ઉપાસના, અને જ્ઞાનનો આશ્રય લેવા પડ્યો હતો. એ આશ્રય લીધા છતાં ગુરૂ કૃપા સિવાય જ્ઞાન પ્રાપ્ત થાય ખરૂં કે? ગુરૂકૃપાની તો આવસ્યકતા છેજ. સાક્ષાત્કારને માટે પણ ગુરૂકૃપાની અનિવાર્ય આવ-શ્યકતા છે કે કેમ? જ્ઞાન થયા પછીને સમયે ભકિત સંભવે છે કે કેમ? જ્ઞાન થયા પછી કર્મ કરવાં પડે છે કે કર્મ થયાંજ કરે છે? એ વિગેરે મહત્વના અને વાદગ્રસ્ત પ્રશ્નો ઉપરાંત આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાનીનાં આચરણ કેવાં હોવાં જોઇએ એ પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે. એ સર્વના ઉત્તર સ્વામીજીના આચરણમાંથીજ પ્રાપ્ત થાય છે. તેનો અત્રે યથા-મતિ વિચાર કરીએ.

આત્મ સાક્ષાત્કાર કરવા માટે જ્વલંત શ્રદ્ધા–અચલ વિશ્વાસની આવશ્યકતા છે. કિંબહુના **શ્રદ્ધા સિવાય મનુષ્ય જીવતો રહી શકતો નથી.** પરમેશ્વર–પ્રવણ કરનાર શ્રદ્ધામાં દૃઢ નિશ્ચયનો યોગ થવો જોઇએ. તેમ થાય તોજ મનુષ્ય મુમુક્ષુ પદ ઉપર આરૂઢ થાય છે. ત્યાર પછીજ ઉપાસના અને સત્સંગના દ્વારમાંથી મુમુક્ષુને સગુણ–સાક્ષાત્કાર થાય છે. પરંતુ એ દ્વાર, ગુરૂ કૃપા સિવાય પ્રાપ્ત થતું નથી અને આત્મકૃપા સિવાય, સ્વતઃ પોતાના ઉપરની દૃઢ શ્રદ્ધા ( આત્મ શ્રદ્ધા ) અને દૃઢ નિશ્ચય દ્વારા ઉત્પન્ન થયેલા આત્મોત્સાહ સિવાય ગુરૂ કૃપા થતી નથી. **જે મનુષ્ય ઉપર ગુરૂ કૃપા થતી નથી તેના ઉપર ઇશ્વર કૃપા થતી નથી.** એવી પરસ્પર ગ્રંથી ગુંથાયલી છે. સારાંશ એ છે કેઃ એ સર્વ વસ્તુઓ પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે.

“ જે મનુષ્ય ત્રિવિધ તાપથી તપેલો છે તે જ પરમાર્થને માટે અધિકારી થાય છે. ” તુકારામ મહાત્માના એ કથન પ્રમાણે સ્વામીજી પરમાર્થના અધિકારી થયા હતા. એ તેમના બ્રહ્મચર્ય અને ગાર્હસ્થ્ય સમયના ચરિત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે. આયુષ્યના એ સમયમાં જ સ્વામીજીને સાક્ષાત્કાર થતાં પહેલાં તેમણે શમદમાદિ સાધન ચતુષ્ટય દ્વારા પોતાના મનને તદ્દન વિશુદ્ધ કરી રાંખ્યું હતું. સદભાગ્યે સ્વામીજીની દૃઢ શ્રદ્ધાને લીધે તેમને સત્વર ગુરૂ–કૃપા પ્રાપ્ત થઇ હતી. ગુરૂ–કૃપા રૂપી અમૃત ઝીલવા પોતે પાત્ર–અધિકારી બની રહ્યા હતા. પાત્ર અને ગુરૂ–કૃપા–અમૃત, એ ઉભયનો સંયોગ થયો. તેથી તેઓ સગુણ સાક્ષાત્કાર–પરિણામકારક ઉપાસના–કરવા સમર્થ થયા અને તે દ્વારા તેમને સગુણ સાક્ષાત્કાર થયો, સગુણ–સાક્ષાત્કાર થવા માટે ઉપાસના કયા પ્રકારે કરવી જોઇએ. પોતાના ઇષ્ટ દેવતા પ્રત્યે કેવો પાગલ–પ્રેમ કરવો જોઇએ, ઇષ્ટ દેવતાનો નિદિધ્યાસ કેવી રીતે કરવો જોઇએ, તેની સમગ્ર હકિગત અને સ્વામીજીની મનઃસ્થિતિનું આબેહુબ ચિત્ર વાંચક સજ્જનો સમક્ષ તાદૃષ્ય કર્યું જ છે, એટલે તેની પુનરાવૃત્તિ કરવાની આવશ્યક્તા નથી. **અંતઃકરણમાંથી ભક્તિનું જ્વલંત ઝરણ વહન થવા લાગે છે ત્યારે જ આત્મસાક્ષાત્કાર થાય છે.** આત્મસાક્ષાત્કાર થયા સિવાય ભક્તિની પરિપૂર્ણતા નથી. ભક્તિની એ પરમ અવધિને, છેલ્લી ભૂમિકાને, અદ્વૈત ભક્તિ કિંવા જ્ઞાન યુક્ત ભક્તિ–અહં બ્રહ્માસ્મિનો અનુભવ કહે છે. સ્વામીજી એ સર્વ સ્થિતિમાંથી પસાર થઇ ગયા હતા. એ આપણા જાણવામાં જ છે. પરંતુ તે સદગુરૂ કોણ હતો તેને આપણે શોધવો જોઇએ કે પ્રેમ અને સત્સંગ એટલે શું તેનું સ્પષ્ટિકરણ થવાની વિશેષ આવશ્યકતા છે, અને તે સ્વામીજીના જ શબ્દોમાં કહેવું યોગ્ય થઇ પડશેઃ—

"જીવાત્મા અને શિવાત્માનો અખંડ સંયોગ કરાવી આપે તે જ સાચો ગુરૂ અને જે સંગતિદ્વારા એ કાર્ય પૂર્ણરૂપે થઈ શકે તેજ સાચો સત્સંગ કહેવાય." "શિષ્ય નિરંતર પોતાના ઉપરજ આધાર રાખે છે અને પોતાના પ્રત્યે અખ-શ્રદ્ધા દર્શાવે છે એ સાચો સદ્‌ગુરૂ કદી પણ સ્વિકારી શકે નહિ. પ્રત્યેક શિષ્યે પોતાના હૃદયના આત્મદેવતા પ્રત્યે દૃઢ વિશ્વાસ રાખવો અને પોતાની દેહ-બુદ્ધિ દૂર કરી—આત્મા સાથેજ તદ્રૂપ થવું, એજ સાચા ગુરૂનો ઉપદેશ હોય છે, અને તે ઉપદેશ પ્રમાણે જે શિષ્ય શ્રદ્ધા, ધૈર્ય અને દૃઢ નિશ્ચયથી અભ્યાસ કરે છે તેનેજ આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, કારણ કે **આત્મા એજ ગુરૂ છે અને તેજ જગતનું નિયંતૃત્વ કરનાર ઇશ્વર છે."** **સ્વામીજીએ** પોતાના વ્યાખ્યાનમાં એ પ્રમાણે કહ્યું છે.

રામ સ્વામી સદ્‌ગુરૂના શોધ માટે ક્યાંય ગયા નહતા. તેમને તો સદ્‌ગુરૂ પોતેજ આવી મળ્યા હતા. કારણ કે: **પ્રથમ શિષ્યે અધિકારી—પાત્ર થવું જોઇએ. તે પાત્રતા માટે જે કાંઈ ઇન્દ્રિય નિગ્રહાદિની આવશ્યક્તા હોય તે સર્વ કરી તૈયાર થવું જોઇએ એટલે તેજ ક્ષણે તેને સદ્‌ગુરૂનાં દર્શન અને ગુરૂ કૃપા થશે.** સ્વામીજીના ચરિત્ર ઉપરથી આપણે એ સૂત્રની સત્યતા જોઇ શકયા છીએ.

ઉપરોક્ત સર્વ વર્ણન પરથી સ્વામીજીના મુકતત્વની કલ્પના થઈ શકે એમ છે, પરંતુ મુકત કિંવા પૂર્ણજ્ઞાનની અવસ્થા પ્રાપ્ત થયા પછી અને તે પહેલાં તેમનું સામાજીક વર્તન કેવું હતું તેનું સ્પષ્ટિકરણ કરવાની આવશ્યકતા છે.

**"આત્મજ્ઞાન સંપાદન કરવું, આત્મકેન્દ્રમાં સ્થિર થવું એ મનુષ્ય માત્રનું આદ્ય અને મુખ્ય કર્તવ્ય છે."** વેદાંતનો એ મુખ્ય ઉપદેશ હોવાથી **"આત્મવિષયક કર્તવ્ય એજ સર્વ કર્તવ્યમાં મુખ્ય કર્તવ્ય છે."** એ સ્વામીજીએ પ્રતિપાદન કર્યું છે. સૌથી પ્રથમ બાહ્ય-દૃષ્ટિએ જણાતા કલ્યાણનો માર્ગ અર્થાત્ પ્રેયસ્ બુદ્ધિનો ત્યાગ કરીને જે મનુષ્ય શ્રેયસ માર્ગનું અવલંબન કરે છે તેનીજ આત્મોન્નતિ થઇ શકે છે. એવો મનુષ્યજ પોતાનાં સર્વ પ્રકારનાં કર્તવ્ય ઉત્તમ પ્રકારે, નિરપેક્ષ બુદ્ધિ-પૂર્વક પરિપૂર્ણ કરી શકે છે. આત્મજ્ઞાન—સમ્પન્ન થયા પછી સર્વાત્મભાવનાના દિવ્ય પ્રેમ વડે પોતાનાં સર્વ પ્રકારનાં કર્તવ્યો મનુષ્યે કર્યે જવાં. વેદાંતનો એજ ઉપદેશ છે.

ઉપરોક્ત ઉપદેશથી મનુષ્યનું સત્ય અને આદ્ય કર્તવ્ય શું છે તે સમજાયું પરન્તુ તે આત્મ વિષયક કર્તવ્ય કરતી વખતે ઇતર જન સમાજ

પ્રત્યે પોતાનું કર્તવ્ય અર્થાત્ સામાજિક અને દેશવિષય કર્તવ્ય કયે પ્રકારે કરવું તે શંકાનો વિચાર કરીએ.

પોતાના નિત્યના આચરણમાં જે કર્મો પોતાનો મનોવિકાસ કરે એવાં હોય તે કર્મો કરવામાંજ પુષ્કળ સમય વ્યતીત કરવો. મનોવિકાસનું પ્રથમ પગથિયું અહંકારનો નાશ કરવો અને સ્વાર્થ રહિત થવું એજ છે. કારણ કે જે મનુષ્ય સ્વાર્થની પેલે પાર ગયો નથી, દેહાભિમાનની પેલે પાર ગયો નથી, જેના અંતઃકરણની કામના અને વાસનાનો ક્ષય થઈ તે સ્થળે ઇશ્વરી પ્રેમનો અને ભગવદ્ભાવનાનો પ્રવાહ વહી રહ્યો નથી, એવો મનુષ્ય જનહિત, અથવા દેશસેવા કેટલી કરી શકશે? જે મનુષ્ય પોતાનું કલ્યાણ કરી શકતો નથી તે બીજાનું કલ્યાણ શી રીતે કરી શકશે? જેને પોતાને જ જ્ઞાન થયું નથી તે બીજાને શી રીતે જ્ઞાન આપી શકશે? જેને પોતાના હૃદયસ્થિત આત્માની પ્રાપ્તિ માટે કુંચી મળતી નથી તે બીજાને માટે કયો હૃદય ભંડાર ઉઘાડી શકશે? જેને ઇશ્વિર સેવા કરતાં આવડતી નથી તે લોકસેવા કેવી રીતે કરી શકશે? **લોકસેવા એટલે જ ઇશ્વરસેવા** એ સિદ્ધાંત તદ્દન સત્ય છે પરંતુ લોક-સેવા-બુદ્ધિ એ ઇશ્વિર-પ્રેમ ભાવનાપૂર્વક, આધ્યાત્મિક ભાવનાપૂર્વક ઉત્પન્ન થવી જોઇએ. ત્યારે જ તે મનુષ્યમાં ઉત્કૃષ્ટ લોકસેવા કરવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય છે, પરંતુ જો એ લોકસેવા કરવામાં સેવકને ઇષણા-ત્રયમાંની એક પણ એષણા હશે તો તેને હસ્તે કંઇ પણ લોકસેવા થશે નહિં, એટલુંજ નહિં પણ તેનું આત્મકલ્યાણ સુદ્ધાં થશે નહિં કારણ કે દેશસેવા, લોકસેવા, અનેક મનુષ્યનું અનેક પ્રકારે હિત કરવું વગેરે કલ્પનાઓ નીતિની દૃષ્ટિએ અતિ ઉત્તમ છે એ સત્ય પરન્તુ સર્વ પ્રકારનાં કર્તવ્ય જગતના હિતની બાહ્ય દૃષ્ટિએ કરવાં એવો જ વેદાંતનો વિશેષરૂપે બોધ છે. એટલું તો સત્ય છે કે:-જન હિતની નૈતિક દૃષ્ટિએ પ્રેરાયેલો મનુષ્ય અનેક મનુષ્યોનું કલ્યાણ કરવા પુષ્કળ પ્રયત્ન કરે છે અને તેમ કરવાથી થોડે ઘણે અંશે પણ જનહિત સાધ્ય થાય છે, પરંતુ વેદાન્તદૃષ્ટિ એથી પણ વિશેષ ઉચ્ચ છે. પોતાનાં સર્વ પ્રકારનાં કર્મો નિષ્કામ બુદ્ધિ-ઇશ્વરાર્પણબુદ્ધિપૂર્વક કરતાં જવાં અને પ્રથમ આત્મજ્ઞાન સંપાદન કરવું કારણકે આત્મજ્ઞાનને અભાવે જનહિત કરવાના પ્રયત્નમાં પોતાનો હેતુ સ્વાર્થી હોવાનો વિશેષ સંભવ હોય છે. તે માટેજ અંતઃકરણની સ્વાર્થી બુદ્ધિને ત્યાગરૂપ શ્રેણી પર ચઢાઇ દઇ સર્વાત્મભાવના દિવ્ય પ્રેમ વડે પોતાના સર્વ કર્તવ્ય કર્મ કરતાં જવું તેથી તે બંધનના કારણભૂત થશે નહિં પણ ઉલટાં તે યોગ્ય અને શાશ્વત જનહિતના કારણભૂત થશે. વેદાં-

તના એ બોધ પ્રમાણે જ સ્વામીજી વર્ત્યા છે, અને તેમણે જન સમાજને તેવો જ ઉપદેશ દીધો છે. હવે માત્ર જ્ઞાનોત્તર કર્મનો પ્રશ્ન બાકી રહે છે. સ્વામીજીના આચરણ ઉપરથી એવો નિર્ણય થઇ શકે છે કે: **જ્ઞાનોત્તર સમયે કંઈ પણ કર્મ કરવાનું અવશેષ રહેતું નથી છતાં પણ તે થયાંજ કરે છે.** કારણકે જ્ઞાનોત્તર સમયે સર્વ જીવ માત્રમાં આત્મ-ભાવનાની દૃષ્ટિ થયેલી હોવાથી કર્મ કોને માટે કરવાં અને તે શા માટે કરવાનાં બાકી રહે છે? કારણઃ—

**बन गया बनना, बनाने विन बना जो बन बना ।**

**अब नहिं बानी-ओ-बाना, काम क्या बाकी रहा ॥ १ ॥**

**ભાવાર્થ**:—હું જેવો બનવાનો હતો તેવો બની ગયો છું અને તે પણ કોઇ પણ બનાવનાર સિવાય બન્યો છું. હવે જેવો બન્યો છું તેવો જ બની રહ્યો છું એ પછી બનનાર અને બનાવવાની વસ્તુ એ બેમાંનુ કાંઇ પણ સિલિક રહ્યું નથી ત્યાં પછી કયું કામ બાકી હોય? કોઇ અને કાંઇ પણ સિલિક જ રહ્યું નથી તેથી કર્મ કરવું પડતું નથી. જે થાય છે તે થાય છે.

## મુક્તિનો તંત્ર.

કેમ? તમને તમારા બ્રહ્મત્વ સંબંધી શંકા થાય છે?
　　શંકા થતી હોય તો હૃદયમાં બંદુકની ગોળી કેમ મારતા નથી?
કેમ? તમારૂં હૃદય તમને દગો કરે છે?
　　તે દગો દેતું હોય તો તેને ઉડાવીને ફેંકી દ્યો.
નિર્ભય થઇને પ્રસન્ન થાઓ.
　　અને "સત્યમાં પ્રવેશ કરો!
કેમ તમને ભય લાગે છે?

કોનો? પરમેશ્વરનો.? ત્યારે તો તમે મૂર્ખ છો.
મનુષ્યનો ભય લાગે છે? ત્યારે તો તમે બ્હીકણ છો.
પંચમહાભૂતનો ભય લાગે છે? તો તેની સાથે યુદ્ધ કરો.
તમારો પોતાનો ભય લાગે છે? તો પોતાને જ જાણો.

**अहं ब्रह्मास्मि** નો જપ કરો.

**राम ( सत्य ) तीर्थ.**



# ભાગ ૩ જો.

## પ્રકરણ ૯ મું.

### સ્વામીનું વ્યક્તિત્વ અને સમ્પ્રદાય.

(રાગ-શંકરાભરણ-તાલ-ધુમાલી.)

हमे इक पागलपन दरकार ॥ टेक ॥
अकल नकल नहीं चाहिये हमको पागलपन दरकार ॥हमे.॥ १
छोड पुवाडे झगडे सारे, गोता वहदत अंदर मार ॥ हमे.॥ २
लाख उपाय करले प्यारे ! कदे न मिसली यार ॥ हमे. ॥ ३
बेखुद होजा देख तमाशा, आपे खुद दिलदार ॥ हमे. ॥ ४
( स्वामी राम. )

**ભાવાર્થ**:-મ્હને માત્ર એક પાગલપણાનીજ જરૂર (ઈચ્છા) છે. મ્હને બુદ્ધિવાદની કિંવા નકલની આવશ્યક્તા નથી. સર્વ ટંટા બખેડા છોડી દો અને અંતઃકરણમાં અદ્વૈતનો, એકતાનોજ એકલો અડ્ડો જમાવો. હે પ્યારે ! લાખો ઉપાય કરો, પણ આત્મ સ્વરૂપને પારકું થવા ન દો. અહંકાર રહિત થઇને, સ્વાર્થીપણું ત્યાગી દઇને સર્વ તમાશો જૂવો, કારણ કે ત્હારો સાચો પ્યારો તો તુંજ છે.

કોઇ પણ સામાન્ય મનુષ્યના અંતઃકરણનું વ્યક્તિત્વ અને તેનું ઉપાદાન કારણ ઓળખવું કઠીન થઇ પડે છે તો પછી કોઇ અલૌકિક વ્યક્તિનું વ્યકિતત્વ ઓળખવું અને તેનું પૃથક્કરણ કરવું એ કાર્ય તો ઘણું વિકટજ કહી શકાય. તેમ છતાં પણ અસાધારણ-અલૌકિક મનુષ્યોમાં તેના વ્યકિતત્વના નિદર્શન સ્વરૂપ કેટલીક પૃથક પૃથક નિસાનિઓ-

ચિહ્નો-જોવામાં આવે છે. જે વ્યક્તિત્વને લીધે સ્વામી રામતીર્થજી અખિલ માનવ સમાજમાં અસામાન્ય તેજદ્વારા પ્રકાશિત થઈ રહ્યા, સર્વને જાદુગરની પેઠે શાશ્વત અંકિત કરી દીધા, અને સર્વને જે વૈયક્તિક આકર્ષણે પોતાના પ્રત્યે આકર્ષી લીધા તેને (૧) અતિ ઉચ્ચ પ્રકારની ભાવના. (૨) દિવ્યપ્રેમ. (૩) ધીર-ઉદાત્ત સ્વતંત્રત્વ. (૪) અદ્વિતીય બુદ્ધિમત્તા અને (૫) જ્વલંત પ્રેમળપણું-એટલા સદ્‌ગુણનો આધાર હતો. તે ઉપરાંત કમનીયતા, મોહકતા, નમ્રતા, સહૃદયતા, અષ્ટપૈલુતા, તીવ્ર સ્મરણ શક્તિ, સરલતા, કવિત્વ-શક્તિ, પ્રાસાદિક વાણી, આનંદી વૃત્તિ, વગેરે અનેક સદ્‌ગુણ એકત્ર થઇને સ્વામીજીનું વ્યક્તિત્વ રચાયું હતું. જાણે તેઓ એક મહાન્ સ્ફોટકજ હતા. કારણ કેઃ ક્વચિત્ તેઓ અનેક મહિના પર્યંત મૂક વ્રત ધારણ કરતા ત્યારે ક્વચિત્ તેઓ આનંદમાં રંગ થઇ જતા પણ જે સમયે બોલવા મંડતા તે સમયે તેમના મુખમાંથી અમૃતવાણીના અનેક પ્રવાહ વહન થતા, તે રોકવાનું કાર્ય તેમને બહુ કઠીણ થઈ પડતું.

## સ્વામીજીની સ્મરણ શક્તિ.

સ્વામીજીની સ્મરણ શક્તિ અસામાન્ય હતી. તેમનું હૃદય મૂળથી જ અતિ કોમળ હતું, તેની ખાત્રી બાલ્યાવસ્થામાં પ્રણવોચ્ચાર, શંખનાદ, અને ભક્તોની કથા શ્રવણ કરતાં જ થઈ જાય છે. વળી સાત્વિક મનોવૃત્તિ, અને કથા પુરાણની સાંભળેલી કથાઓ ભૂલ વગર પુનઃ કહી સંભળાવવી, તે સંબંધી સ્વતંત્ર અભિપ્રાય દર્શાવવો, પ્રાથમિક શિક્ષણ ચાલતું હતું તે સમયે જ ગુલિસ્તાન અને બોસ્તાન નામક કઠીન ગ્રંથ કંઠાગ્ર કરવા વગેરે વિષયો પરથી પણ જણાઈ આવે છે. તે જ પ્રમાણે બી. એ. ના વર્ગમાં હતા તે સમયે સંસ્કૃતનો આરંભ કરી તેમાં વિલક્ષણ પ્રગતિ દર્શાવવાથી પણ જણાઇ આવે છે.

જેમ જેમ તેમનું વય વૃદ્ધિ પામતું ગયું તેમ તેમ તેમની જ્ઞાનલાલસા પણ વૃદ્ધિ પામતી ગઇ, અને ભવિષ્યમાં તો તે છેલ્લી હદે પહોંચી. તેમની સ્મરણ શક્તિ એટલી બધી તીવ્ર બની હતી કેઃ તેમને "એક પાઠી" ના વિશેષણ સિવાય બીજું કોઈ ઉત્કૃષ્ટ વિશેષણ હોય તોજ તે લગાડી શકાય.

ધર્મ અને તત્વજ્ઞાન પરત્વે તેમને જન્મથી જ પ્રેમ હતો તેથી તેમણે શ્રીમદ શંકરાચાર્ય,[૧] કણાદ,[૨] કપિલ,[૩] ગૌતમ,[૪] પતંજલી,[૫] જૈમિની,[૬]

---

* શ્રીમદ્ શંકરાચાર્યજી અદ્વૈતમત સ્થાપક આદ્ય શંકરાચાર્યજી. ૨. કણાદ-વૈશેષિક પદ્ધતિકાર, મુનિ અને તત્ત્વવેત્તા. ૩. કપિલ-સાંખ્યયોગપુરસ્કર્તા તત્વજ્ઞાની. ૪. ગૌતમ-બૌદ્ધ ધર્મસ્થાપક અથવા પ્રસિદ્ધ ન્યાય દર્શનકાર. ૫. પતંજલી યોગશાસ્ત્રકાર. ૬. જૈમિની-મીમાંસાકાર.

વ્યાસ,[૧] કૃષ્ણ[૨] જેવા પૌર્વાત્ય તત્વજ્ઞાનીઓ અને કૅંટ,[૩] હેગેલ,[૪] ગેટે,[૫] ફિચ્ચ,[૬] શોપેનહાર,[૭] કૉમટે,[૮] અને કાર્લાઇલ,[૯] જેવા પશ્ચિમના તત્વવેત્તાઓ અને હાફિજ,[૧૦] આત્તાર,[૧૧] શમ્સ તબ્રેઝ,[૧૨] મૌલાના રૂમ,[૧૩] જેવા ઈરાની તત્વવેત્તાઓના તત્વજ્ઞાનથી સ્વામીજી પારંગત થયા તે જ પ્રમાણે તુલસીદાસ, સૂરદાસ, કબીર, તુકારામ, નાનક વગેરે સંત કવીઓ સ્વામીજીને ભક્તિ રસમાં નિમગ્ન કરવાના કારણભૂત થયા. કિંબહુના, સ્વામીજીને દિવ્ય ભક્તિની સ્ફુરણા તેમણે જ કરી હતી.

સ્વામીજીને જેમ ધર્મ અને તત્વજ્ઞાન પરત્વે પ્રેમ હતો તે જ પ્રમાણે આધુનિક શાસ્ત્ર ઉપર પણ પ્રેમ હતો. લક્ષ્યમાં રાખવા જેવું તો એ છે કે:-રસાયન શાસ્ત્ર અને વનસ્પતિ શાસ્ત્ર એ તેમના પ્રિય વિષય હતા. તે જ પ્રમાણે જડ વિજ્ઞાન શાસ્ત્રના તત્વજ્ઞાનમાં "વિકાસવાદ" એ તેમનો પ્રિય વિષય હોવાથી તેનો તેમણે સ્પાયનોઝા,[૧૪] સ્પેન્સર,[૧૫] ડાર્વિન,[૧૬] હેકેલ,[૧૭] ટિંડાલ,[૧૮] હક્સ્લે,[૧૯] અને પ્રોફેસર જેમ્સ[૨૦] જેવા તત્વજ્ઞાનીઓ સાથે સારો પરિચય કરી લીધો હતો. તે ઉપરાંત ગણિત શાસ્ત્રમાં તો તેઓ સંપૂર્ણ પારંગત હતા. તેમની ગણિતમાં કેટલી તીવ્ર પારંગતતા હતી તે સંબંધી શિક્ષક દશામાં તેમણે લખેલા "ગણિતના અધ્યયનનું મહત્વ" નામક નિબંધ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

અમેરિકા નિવાસ સમયે સ્વામીજીએ સર્વ વાંઙ્મયનું જ્ઞાન સમ્પાદન કર્યું હતું. તેમાં ઇમર્સન, થોરો, અને વ્હિટમન નામક તત્વવેત્તાઓના તત્વજ્ઞાન પર તેમને મોહ ઉપજ્યો હતો.

---

૧. વ્યાસ, પુરાણકાર. ૨. કૃષ્ણ-ભગવાન શ્રીકૃષ્ણ. ૩. કૅંટ. ૪. હેગેલ. ૫. ગટે એ ત્રણ જર્મનીના અજ્ઞેયવાદી તત્વ વેત્તાઓ-તેઓ બુદ્ધિ પ્રામાણ્યવાદી હતા. ૬. ફિચ-પ્રસિદ્ધ વિદ્યા વિશારદ, અને તત્વવેત્તા. કંઇક અંશે આસ્તિકવાદી. ૭ શોપેનહાર-વેદાન્ત મત પ્રસારક જર્મનીનો તત્વવેત્તા. ૮. કૉમટે-પ્રખ્યાત તત્વજ્ઞ. ૯. કાર્લાઈલ-ઇંગ્લેંડનો જ્ઞેયવાદી તત્વવેત્તા ૧૦. હાફિઝ-મૂળનામ "શમ્સ ઉદ્દીન મહમદ." સુફીપંથનો ફારસી કવી. ૧૧. આત્તાર-ઈરાનનો કવી અને તત્વજ્ઞાની. ૧૨. શમ્સતબ્રેઝ-ફારસી પ્રાસાદિક કવી. તે આત્મજ્ઞાન સંપન્ન હતો. ૧૩. મૌલાના રૂમ-મૂળનામ "સ્વામી જલાલ." એ સુફીપંથનો તત્વજ્ઞાની. ૧૪. સ્પાયનોઝા-ગ્રીક તત્વવેત્તા. ૧૫. સ્પેન્સર-અજ્ઞેયવાદી આંગ્લતત્વજ્ઞ, સાંયોગિક તત્વજ્ઞાનનો જનક. ૧૬. ડાર્વિન-ઉત્ક્રાંતિવાદનો મુખ્ય સહાયક. ઈંગ્લેંડ. ૧૭. હેકેલ-અજ્ઞેયવાદી જર્મનતત્વજ્ઞ ૧૮. ટિંડાલ-રસાયનશાસ્ત્રજ્ઞ અને અજ્ઞેયવાદી તત્વજ્ઞ. ૧૯. હક્સ્લે-અજ્ઞેયવાદી, ગણિતશાસ્ત્રજ્ઞ આંગ્લતત્વવેત્તા. ૨૦. પ્રો. જેમ્સ-અમેરિકાના માનસશાસ્ત્ર વેત્તાઓનો મુકુટમણી.

સ્વામીજીનું વિદ્યાવ્યસન હદ બહારનું હતું. દષ્ટાંત તરીકેઃ ઈ. સ. ૧૯૦૬ માં-સમાધિ પહેલાં એક વર્ષ આગમચ તેમણે ચારે વેદનો અભ્યાસ કર્યો હતો. એક જ વર્ષમાં ચાર વેદનું અધ્યયન-અભ્યાસ કરવો કેટલું કઠીન કહેવાય? તેઓ સમર્થ વિદ્વાન-ભાષા-શાસ્ત્રજ્ઞની પેઠે વેદના પ્રત્યેક મંત્રનો અર્થ કરી શકતા.

સ્વામીજીએ પર્શિયન, ઉર્દુ, હિંદી, અંગ્રેજી અને સંસ્કૃત, એટલી ભાષાઓ ઉત્કૃષ્ટ રીતે સાધ્ય કરી હતી. તેમાંના કેટલાક ઉત્કૃષ્ટ ગ્રંથોનું તેમણે અધ્યયન પણ કર્યું હતું.

જે સમયે તેઓ જગતના ઉત્તમોત્તમ ગ્રંથકાર, કવી, તત્વવેત્તા અને અધ્યાત્મવાદી વિદ્વાનોના જ્ઞાનની પોતાની દૃષ્ટિએ સમાલોચના કરતા તે સમયે તેમના મનમાં અહંકાર, અને વિદ્વત્તાનો લેશ પણ અંશ જણાતો નહિં. તે સમયે તો તેમનામાં વિશેષ નિશ્ચિંતપણું અને નિઃષ્પક્ષપાતપણું જ જોવામાં આવતું. એનું દષ્ટાંત તેમના નીચલા એક પત્ર ઉપરથી જણાઇ આવે છે. એ સમયે તેમનું વય ચોવિશ વર્ષનું હશે.

"૯. ડિસેમ્બર ૧૮૯૭.

"યાજ્ઞવલ્કય અને અષ્ટાવક્રની યોગ્યતા રાજા જનક કરતાં શ્રેષ્ઠ છે. રાજા જનક અને શ્રીકૃષ્ણ પરમાત્મા એ બન્ને બી. એ. ના વર્ગના હતા અને યાજ્ઞવલ્કય તથા અષ્ટાવક્ર એમ. એ. ના વર્ગના હતા."

આ પત્ર ઉપરથી એક વિચારક પુરૂષ તરીકે તેમની યોગ્યતા કેટલી શ્રેષ્ઠ હોવી જોઇએ તેની કલ્પના થઈ શકે એમ છે. એક કવી તરીકે સ્વામીજીની યોગ્યતા આપણે પૂર્વે જોઇ ગયા છીએ. વેદાન્ત વિષયક ઉપદેશક અને વક્તા તરીકે જોઇએ તો તેમની ભાષા-સરલતા, દષ્ટાંતની વ્યાવહારિકતા અને સમય સૂચકતા, ગાઢ વિદ્વત્તા, અને ભાષાની તેજસ્વિતા આદિ સદ્ગુણમાં તેઓ અદ્વિતીય હતા. ભાષણ કરતી વખતે તો જાણે તેઓ શ્રોતાજનો ઉપર "મૂર્ચ્છના શાસ્ત્ર" નો પ્રયોગ કરતા હોય એમજ જણાતું. તે સમગે તેઓ પોતાનું હૃદય શ્રોતાજનોના હૃદયમાં રેડતા હોય એવોજ ભાસ થતો. તેમનું પ્રત્યેક સંભાષણ તેઓ અધિકારયુક્ત વાણીદ્વારા વ્યક્ત કરતા. તેથીજ તેમનું કથન અનુલંઘનીય અને મૂલ્યવાન ગણાતું. વ્યાખ્યાન્ કરતી વખતે સ્વામીજી તે વિષયમાં એટલા બધા એકરસ થઈ જતા કે જેથી તુરતજ તેમની મુખમુદ્રા પ્રફુલ્લિત થઈ જતી અને તેના ઉપર સ્પષ્ટ સાત્વિક ભાવ તાદૃશ્ય થતો અને થોડી ક્ષણમાંજ તેઓ સમાધિ સુખમાં નિમગ્ન થઇ જતા!

સ્વામીજી ચિત્રકલામાં અતિ નિપુણ હતા એ વિષયનો પણ ઉલ્લેખ કરવાની આ સ્થળે આવશ્યકતા છે.

ઉપરોક્ત પ્રમાણે તેમના વ્યક્તિત્વનું અને ચરિત્રનું વર્ણન અને તીર્થરામજીનો સ્વામી રામતીર્થજીમાં થયેલો વિકાસ તે મહા પવિત્રાત્માની પ્રેરણાથીજ કરવામાં આવ્યો છે.* જે મહાત્માનાં ગુણગાન કરવામાં આવે છે તે તેજ મહાત્માના અદૃષ્ય પવિત્ર-આત્માની પ્રેરણાથીજ થાય છે. જે આત્માનું ધ્યાન ધરવામાં આવે છે તે આત્મા ધ્યાતાના શરીરમાં પ્રવેશ કરે છે અને ઇચ્છાનુસાર કર્મ કરી તે સ્વસ્થાને ચાલ્યો જાય છે. આ કથનની સત્યતાને શાસ્ત્ર અને ગુરૂદેવનો ટેકો મળે છે. મહાત્માઓનાં ચરિત્ર-વર્ણન કરતાં-તેમનાં ગુણગાન ગાતાં-જે આનંદ થાય છે તેનું વર્ણન થઇ શકે એમ નથી. તે મહાપુરૂષનાં ચરિત્રમાં આલેખાતા પ્રસંગો વખતે જે આનંદ થાય છે તેનુંજ નામ બ્રહ્માનંદ ! તેજ ખરો આનંદ છે ! તેજ ખરો સત્સંગ છે ! એવાં ચરિત્રાલેખનમાં જે સમય વ્યતીત થાય છે તેજ સાધુ સંગ અને તેજ સમયનો સદુપયોગ કહેવાય. તેમના સદ્‌ગુણનું કીર્તન કરવું એજ વાણીનો સદ્‌ઉપયોગ અને તેનું સર્વદા મનન, ચિંતન કરવું એજ બુદ્ધિનો ખરો સદ્‌ઉપયોગ ! આ પ્રમાણે સર્વ ઇન્દ્રિયોને સત્ કાર્યમાં પ્રેરવી એજ મનુષ્ય શરીરનો યોગ્ય ઉપયોગ કહેવાય ! મનુષ્ય દેહ સર્વદા એવાં જ ઉત્તમ કાર્યોના ઉપયોગમાં આવે એવી તે વિશ્વવ્યાપક રામની પ્રાર્થના સાથે વાચક વર્ગને નમસ્કાર કરવામાં આવે છે.

## નમસ્કાર !

પરમાત્મ દૃષ્ટિએ અવલોકન કરતાં સૃષ્ટિ એ સૌન્દર્યનો એક ભંડાર, આનંદનો અખંડ પ્રવાહ કિંવા સૌખ્યનો સાગર હોય એમ જણાય છે. **પરમાત્મ દૃષ્ટિએ જડ-ચેતન સર્વ સચ્ચિદાનંદમયજ જણાય છે.** દૃષ્ટિનું સંકુચિતપણું નાશ પામતાંજ કોઇ પણ વસ્તુ કુરૂપ કિંવા વિદ્રુપ જણાશે નહિં. જ્યારે આપણે જડ-ચેતન સર્વમાં આપણાજ આત્માને વ્યાપેલો જોઇશું અર્થાત્ તે સર્વ મ્હારા આત્માએ ધારણ કરેલાં વિવિધ-

* ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવે એક સમયે તેમના શિષ્ય મહાત્મા રામચંદ્રને કહ્યું હતું કે: "ત્હેં લખેલાં ઉપદેશામૃત ત્હેં લખ્યાં એમ માનતો નહિં. તે તો મ્હેં લખ્યાં છે એમ માનશે તોજ તેનો લાભ અનેક લોકો લેશે." મહાત્મા રામચંદ્રે પણ કહ્યું હતું કે: "ભગવાન્ ! એ તો આપના આત્માએજ આ શરીરમાં પ્રવેશ કરી લખ્યાં છે. મ્હારામાં " " જેવી કોઈ વસ્તુજ નથી, સર્વ સ્વરૂપે આપજ સર્વત્ર વ્યાપક છો."

રૂપ છે એમ સમજાશે ત્યારે પછી ઘન થયેલા ચિત્ત–આનંદ સિવાય બીજું શું હોઈ શકે? **આત્મા આનંદ રૂપ હોવાથી** સર્વ જગત્ તેજ આનંદનો **કંદ છે. દેહભાવનો અભાવ એજ પરમાનંદ! એજ સાક્ષાત્કારની પરમ–ઉચ્ચ સ્થિતિ!**

× × × ×

"માન, અધિકાર અને પદ્વીઓને માટે દોડધામ કરતા સજ્જનો! જ્ઞાનાર્જન માટે શરીરને થકવી નાખનાર મૂર્ખાઓ! સમાજ-સુધારકો! હઠીલા ધર્મોપદેશકો! મોજશોખમાં પડેલા ધર્માચાર્યો! શાબાસ! જીતે રહો! રામ તમારૂં કલ્યાણ કરો! પ્રિયકર સજ્જનો! તમારૂં કર્તવ્ય તમે બજાવતા રહો! ખુશીથી પત્થરો ઘસ્યા કરો! મહાન્ આશાપૂર્વક, આસ્થાપૂર્વક પોતપોતાનાં માની લીધેલાં કર્તવ્ય કર્મો કર્યાં જાઓ! તમારો પરિશ્રમ અત્યંત યશસ્વી થાઓ! તમે તમારે ગન્તવ્ય સ્થાને સુખરૂપ જઇ પહોંચો! સંકેત સ્થાનનો આનંદ તમારૂં સ્વાગત કરો. રામ સંબંધી પૂછશો તો રામનો માર્ગ તદ્દન નરાળોજ છે. અનંતત્વ એજ રામનું સંકેત સ્થાન છે. રામ મધ્યમાં અટકે એમ નથી. તેતો ઠેઠ સંકેત સ્થાનેજ જઇ ઉભો રહેશે. પ્યારા બંધુઓ! રામ રામ!"

વાંચક સજ્જનો! ચાલો! રામની મુદ્રા કરેલી પ્રવાસપત્રિકા લઇ આપણે પણ તેજ સચ્ચિદાનંદ પ્રાપ્ત થાય એવાં સ્થાને ગમન કરવા પ્રવાસ કરીએ.

ૐ! ૐ!! ૐ!!!

## સ્વામીજીનો સંપ્રદાય.

"આપનો મત અખિલ ભારત વર્ષમાં પ્રસાર કરવા માટે એકાદ સંસ્થા સ્થાપન કરવાની આવસ્યકતા છે કે કેમ?" એવો પ્રશ્ન કરનાર મનુષ્યોને **સ્વામિજીએ** ઉત્તર દીધો હતો કે:—

**सर्वा हि संस्था किल भारतस्याः ।**
**जानीत यूयं हृदय मदीयम् !**
**आर्याः समस्ताः पथवर्ण भिन्नाः ।**
**न बांधवा किंत्वहमेव तेस्यु ः ॥ १ ॥**

એવો ઉત્તર છતાં "સમ્પ્રદાય" નું મથાળું વાંચી ગોટાળામાં પડવાની આવશ્યકતા નથી. કારણ કે એ ઉત્તરમાં કથેલા લક્ષ્ય પ્રત્યે જન સમાજનું ચિત્ત દોરાય એજ એનો હેતુ હતો. જો તેમ નહોત તો "**સ્વાનંદ મઠ**" ની

યોજના જન સમાજ સમક્ષ નિવેદન કરી નહોત. વળી શિષ્ય-શાખા ઉત્પન્ન કરી તેને વિસ્તાર વધારવો એ પણ એક ઉપાધિ જ તેઓ સમજતા. એમ હોવાથી " સમ્પ્રદાય " સ્થાપવાની સ્વામીજીની ઇચ્છા નહિ હોવા છતાં પણ તેમની પાછળ તેમના શિષ્યો દ્વારા "સમ્પ્રદાય અને શિષ્ય પ્રવાહ " ચાલવા લાગ્યો છે. જો કે તેમ થવાથી સ્વામીજીના વિચારને અથવા તેમના ઉદ્દેશ્યને કિંચિત અંશે પણ બાધક નથી.

ભગવાન્ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની આજ્ઞાનુસાર ધર્મ પ્રચાર કાર્ય માટે સ્વામી વિવેકાનંદજીએ યુરોપ, અમેરિકા અને એસિયા ખંડમાં સ્થાપેલા મઠ દ્વારા માનવજાતિના ઉદ્ધાર માટે થતા પ્રયત્નો, તેથી ઉત્પન્ન થતું વાતાવરણ અને તેનું પરિણામ, એ સર્વ પરત્વે વિચાર કરતાં સ્વામી રામતીર્થજી જેવા ઓજસ્વી મહાત્માના ઉપદેશને ધર્મામૃતને પ્રસાર કરનાર સંસ્થાઓની ભારતવર્ષના અને જગતના કલ્યાણને માટે કેટલી બધી આવશ્યકતા છે તેની કલ્પના થઇ શકે છે. અર્થાત સામ્પ્રત સમયમાં એવી ધાર્મિક સંસ્થાઓની અતિશય આવશ્યકતા છે અને એવી સંસ્થા દ્વારા ગુજરાત, કાઠિયાવાડ, સમસ્ત હિંદ ઉપરાંત યુરોપ અમેરિકા આદિ દેશોને આર્યોના સનાતન ધર્મામૃતનું પાન કરાવવાની અતિશય આવશ્યકતા છે. આવી સંસ્થાઓએ ભાવી કાર્યની વ્યાપકતાને વિચાર કરી કાર્ય કરવું ઘટે છે. સ્વામીજીની હયાતીમાં તેમનું દિવ્ય અસ્તિત્વ અને " અલખ " નામક માસિક એ બન્ને ધર્મને પ્રચાર કરતાં હતાં પરંતુ સ્વામીજીએ દેહ ત્યાગ કર્યા પછી જ્ઞાન પ્રચારનાં એ બન્ને સાધનો આપણે ગુમાવી બેઠા છીએ. જો કે સ્વામીજીના પરલોકગમન પછી તેમના પ્રિયશિષ્ય નારાયણ સ્વામી અને ઇતર શિષ્યોદ્વારા એક સંસ્થા લાહોરમાં સ્થપાઇ છે અને તે દ્વારા ભવિષ્યમાં ઉજ્વલ-ધર્મ-કાર્ય થશે એવી આશા છે.

સ્વામીજીના શિષ્યો જોકે ઘણાજ થોડા છે. તથાપિ તેમને ગુરૂ માનનાર અને તેમનું શિષ્યત્વ સ્વિકારનાર પુષ્કળ મહાશયો છે. તેમાં ભરતખંડની વિવિધ જ્ઞાતિ ઉપરાંત પશ્ચિમ પ્રદેશના યુરોપિયન અને અમેરિકન સજ્જનો પણ તેમના શિષ્ય થઈ પોતાને ધન્ય માને છે.



## પ્રકરણ ૧૦ મું.

### સ્વામીજીના સિદ્ધાંત.

સત્પુરૂષોનાં કથન હમેશાં અનુભવસિદ્ધ અને અનુભવ પ્રમાણ હોય છે. સ્વામીજીએ જે જે કથનો કહ્યાં છે અને તેમણે જે સિદ્ધાંત સ્થળે સ્થળે દર્શાવ્યા છે તે સર્વનો તેમણે અનુભવ પ્રાપ્ત કર્યો હતો. પ્રથમ આચરણમાં ઉતાર્યા પછીજ તેમણે ઉપદેશ કર્યો હતો. જો કે એ સંબંધી ઇતર મહાત્માઓ સાથે તેમનું મળતાપણું ન હતું તથાપિ ભિન્ન ભિન્ન સિદ્ધાંતોમાં તેમની વિશેષતા પણ જણાઇ આવતી. એ વિશેષતા નિમ્નોક્ત વિષયોમાં જણાઈ આવતી.

( ૧ ) જેમ વિજ્ઞાન શાસ્ત્રમાં સત્યાધિગમ સંબંધી અધિકાર-પ્રમાણ નહિં પણ અનુભવ એજ પ્રમાણ મનાય છે તેજ પ્રમાણે ધાર્મિક વિષયમાં પણ અધિકારનું મૂલ્ય નથી પરંતુ થોડે ઘણે અંશે પણ અનુભવ હોય તેજ પ્રમાણ મણાય છે. ( ૨ ) મનુષ્યે પોતાના અંતઃસ્વરૂપને, અંતરાત્માને, આત્મદેવને, પોતાના આયુષ્યની અનુકૂળ કિંવા પ્રતિકૂળ સ્થિતિમાં તેમજ

---

* ભગવાનશ્રી રામકૃષ્ણ પરમહંસદેવના ધાર્મિક વિચારો ગુજરાત-કાઠિઆવાડમાં પ્રસરે એ ઉદ્દેશથી અમદાવાદમાં શ્રી "રામકૃષ્ણ સેવા સમિતિ" ની સ્થાપના થઇ છે અને પ્રતિ વર્ષે મ્હોટી ધામધુમથી શ્રીરામકૃષ્ણ જયતિ ઉત્સવ ઉજવવામાં આવે છે. વળી ઈ. સં. ૧૯૨૩ ના વૈશાખ માસમાં મુંબઈ-સાન્તાક્રુસ-સ્થળે શ્રીરામકૃષ્ણ મિશન સેવાશ્રમ સ્થાપવામાં આવ્યું છે. ત્યાં બે ત્રણ વિદ્વાન સન્યાસીઓ રહી વેદાંત-ઉપનિષદ્-ગીતા ઉપર પ્રવચન કરે છે. સાન્તાક્રુસ-રામકૃષ્ણ સેવાશ્રમના અધ્યક્ષ પૂજ્યપાદ સ્વામી સર્વાનંદજી મહારાજે મુંબાઈના કેટલાક લત્તાઓમાં અંગ્રેજી-હિંદીમાં ભાષણો કરી સારી જાગૃતિ કરી છે. લેખક.

ઉચ્ચનિચ માર્ગદ્વારાજ પ્રાપ્ત કરી લેવો જોઇએ. એકનો અનુભવ બીજાને ઉપયોગી થઇ પડે એમ નથી. (૩) જ્વલંત શ્રદ્ધા એજ જીવનકલાનો મૂખ્ય આધાર સ્તંભ છે. (૪) જીવન એ એક મહાન્ રહસ્ય છે. ઇત્યાદિ.

સંપૂર્ણરૂપે અહંકાર ત્યાગ અને આત્મસાક્ષાત્કાર કરવો એનુંજ નામ વિશ્વાત્મ સાક્ષાત્કાર છે. એ ઉભય કલ્પનાનો પ્રવાહ સ્વામીજીનાં સર્વ વ્યાખ્યાન અને સંભાષણોમાંથી વહન થઇ રહેલો જોઇ શકાય છે. નિરર્થક અહંકાર એજ સર્વ બંધનોનું મૂળ છે તેથી તેનો ત્યાગ કર્યાથી "अहं ब्रह्मास्मि"નો, વ્યક્તિગત આત્મા છે તેજ અખિલ વિશ્વમાં વ્યાપી રહ્યો છે એવો અનુભવ થશે. એવો અનુભવ પ્રાપ્ત કરવો એજ મનુષ્યનું જીવન-કર્તવ્ય હોવાથી જે સાધનો દ્વારા તે પ્રાપ્ત થઇ શકે તેનું અવલંબન કરવું જોઇએ. પછી તે સાધનો ઉચ્ચ હો વા નીચ. સહજ હો વા દુષ્કર હો. સંપૂર્ણ રૂપે અહંભાવનાનો ત્યાગ એજ તે અનુભવની ગુરૂ-કુંચી છે તથાપિ તેની પ્રાપ્તિને અર્થે યોજવા જોઇતા ઉપાય વ્યક્તિના ભિન્નત્વ પ્રમાણેજ ભિન્ન ભિન્ન છે. સ્વામીજીના એવા વિચાર હોવાથી તેમણે કોઇ એક વિશેષ મત-સમ્પ્રદાય સ્થાપન કર્યો નથી. તેમણે તો માત્ર જે સ્વાનુભવ કર્યો અને તે સાધ્ય કરવા માટે જે વિવિધ ઉપાયો અવલંબન કર્યાં તેનોજ ઉલ્લેખ તેઓ સામાન્યરૂપે વ્યક્ત કરતા.

આત્મ સાક્ષાત્કાર પ્રાપ્તિ એજ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય હોવાથી પ્રત્યેકની વ્યક્તિગત અને સામાજીક વર્તણુંક તે ધ્યેયને પોષકજ હોવી જોઇએ, એવો સ્વામીજીનો અભિપ્રાય હતો. જે ધ્યેય વ્યક્તિનું હોય છે તેજ રાષ્ટ્રનું સમજવું જોઇએ, તેથીજ રાષ્ટ્રની ધાર્મિક, રાજકીય અને સામાજિક આદિ સર્વ હીલચાલ પરસ્પર સુવ્યવસ્થિત હોવી જોઇએ. તેમજ પરસ્પર એક બીજાને પોષક હોવી જોઇએ. તેનું ઉદય સ્થાન આત્મગત હોય અને તેની પરિપકવતા આત્મવિકાસમાં થાય કિંબહુના વ્યક્તિગત આત્માનો વિકાસ વિશ્વાત્મામાં થાય એવા સ્વરૂપનો હોવો જોઇએ એ તેમનો અભિપ્રાય હતો. પાશ્ચાત્ય રાષ્ટ્રોએ સ્વીકારેલું રાષ્ટ્રીયત્વ આત્મવિઘાતક છે એવો સ્વામીજીનો અભિપ્રાય હતો. આગળ પ્રકટ કરેલી તેમની માન્યતાનું સૂક્ષ્મ નિરીક્ષણ વાંચવાથી ઉપરોક્ત કથનની સત્યતા સમજાશે.

## (૧) ધાર્મિક સિદ્ધાંત.

"જગતના સર્વ ધર્મ અને સર્વ સમ્પ્રદાય **"હું તેનો છું."** ( तस्यै वाहम् ) **"હું ત્હારો છું."** ( तवै वाहम् ) અને **"હું તે તુંજ છે."** ( त्वमे वाहम् ) એ ત્રણ વર્ગમાંથી એક વર્ગમાં આવી જાય છે."

**"હું ઈશ્વર છું." "ઈશ્વર! હું તે તુંજ છે." એવી સ્થિતિ પ્રાપ્ત કરવી અને નરનો નારાયણ બનવું એજ ધર્મનું અંતિમ સાધ્ય છે."**

"આત્મ સાક્ષાત્કાર પ્રત્યે નિયમિતરૂપે ગમન કરનાર કોઇ પણ માર્ગને ધર્મનું નામ આપી શકાય છે."

"ધર્મ બે પ્રકારનો છે. (૧) ઉધારધર્મ–એ અંધશ્રદ્ધાનો એક પ્રકાર છે. (૨) નગદ ધર્મ–એ આચરણમાં ઉતારવા માટે છે."

"શરીર અને તજ્જન્ય અહંકાર એ બન્નેને ઇસુખ્રિસ્તની પેઠે શૂળી-પર ચઢાવવો એજ ધર્મનો ખરો અર્થ થઇ શકે."

"જ્ઞાનને આચરણમાં મૂકવું એજ પ્રવૃત્તિપરાયણ વેદાન્ત કહી શકાય. વેદાન્ત એટલે તત્વનું પણ તત્વ. જ્ઞાનનો અંત.

"શ્રદ્ધા એ ધર્મનો આધાર છે, પણ શ્રદ્ધાનો ઓઘ બહિર્મુખ નહિં કરતાં અંતર્મુખ કરવો, આત્મશ્રદ્ધા રાખવી એજ શ્રદ્ધાનો સ્વાભાવિક માર્ગ છે."

"અવિરત કર્મ, અવિશ્રાંત પરિશ્રમ, સતત્ ઉદ્યોગ, એજ પ્રાપંચિકોનો અત્યંત શ્રેયસ્કર ધર્મ–એજ શ્રેષ્ઠતર યોગ છે."

"કર્મને માટેજ કર્મ કરવું એજ સત્ય કર્મ છે."

"अहं ब्रह्मास्मि" એ મહાવાક્ય છે. એનું મનન, ચિંતન, અને નિદિધ્યાસન કર્યાથી તમારા હૃદયમાં દિવ્ય સામર્થ્ય પ્રકટ થશે, તેથીજ જ્વલંત શ્રદ્ધાની આવશ્યકતા છે."

"પ્રેમ એજ એક ઇશ્વરી કાયદો છે, પરંતુ વિષય–જન્ય પ્રેમ તુચ્છ છે. પ્રેમ એટલે ભક્તિ. ભક્તિ, ઉપાસના કિંવા પ્રેમ, એ શબ્દોમાં જે ભાવના અંતર્ભૂત થઈ રહી છે તે એકજ પ્રેમનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ છે."

"પરમેશ્વર પ્રેમમય અને પ્રેમસ્વરૂપ હોવાથી તે (ઇશ્વર)ને પ્રેમદ્વારાજ પ્રાપ્ત કરી લેવો જોઇએ."

"પ્રેમસ્વરૂપ નારાયણે એક વખત આપણા અંતઃકરણમાં ઘર કર્યા પછી લુચ્ચા બદમાસોનો ભય રાખવાનું કારણજ નથી. પ્રેમમાં સ્થિર થાઓ. સર્વાત્મભાવ હૃદયમાં ધારણ કરો, તેથીજ સર્વ સિદ્ધિઓ તમારે ઘેર પાણી ભરશે."

"નિસ્વાર્થ પ્રેમ એટલે ભક્તિ, પણ ભક્તિ એટલે ઇશ્વરનું નામ લઈ માત્ર બૂમો પાડવી એમ નથી. ભક્તિ એટલે ભિક્ષાંદેહિની વૃત્તિ નહિં. "હું દીન છું. હું પાપી છું. હું દાસાનુદાસ છું." એવી દુર્બળ પ્રકારની યાચનાને સાચી ભક્તિ કહી શકાય નહિં. ભક્તિનો ખરો અર્થ સમત્વ ભાવની

અનિર્વચનીય સ્થિતિ, જ્ઞાન યુક્ત પ્રેમમયતા અને ઈશ્વરી પ્રેમની દિવ્યતા એજ થાય છે. સર્વત્ર ને પૂર્ણ (બ્રહ્મ)નું-પરમાત્માનું દર્શન થવું, જે જે સ્થળે આપણાં નેત્ર જઇ પહોંચે, તે તે સ્થળે આત્મતત્વ પ્રતીત થાય, અખિલ ચરાચરમાં ઇશ્વરભાવના-સૌંદર્યનો અનુભવ થાય એજ ભક્તિની નિશાની છે. તેજ હું છું અને તેજ તું છે. "तत्त्वमसि ।"

"મનોવિજય એજ પરમાર્થ પ્રાપ્તિ માટે મહત્વનું સૂત્ર છે. ચિત્ત શુદ્ધિ થયા સિવાય મનોવિજય થશે નહિં."

"ત્યાગ સિવાય મોક્ષ નથી વૈરાગ્ય સિવાય આત્મજ્ઞાન નથી, પરંતુ વૈરાગ્યનો અર્થ ઘુંટણુ વચ્ચે મસ્તક નમાવી બેસવું, દૈવ ઉપરજ વિશ્વાસ રાખવો, અને નિર્બળ બનવું એવો થતો નથી. તેમજ કેવળ હઠપૂર્વક શરીરે ભસ્મ ચોળી વૈરાગી બનવું એનું નામ વૈરાગ્ય નથી! વૈરાગ્યનો અર્થ તો સત્યને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવું એ થાય છે."

"રૂઢીના તંત્ર પ્રમાણે વર્તવું એ દુર્બળતા છે."

"જેને જગતનાં નખરાં ચળાયમાન કરતાં નથી તેજ મનુષ્ય જગતને હચમચાવી શકે છે. લગ્ન ન થયાં હોય છતાં પણ બુદ્ધિનાં કિંવા આધ્યાત્મિક કાર્યમાં જેનો સમય વ્યતીત થતો નથી તે બ્રહ્મચારી કહી શકાય નહિં."

"ગૃહસ્થાશ્રમમાં નિવાસ કરીનેજ પરમાર્થને સાધ્ય કરો પરંતુ વૈરાગ્ય સિવાય તમારો ગૃહસ્થાશ્રમ સુખદ થાય-તમારાં નિવાસસ્થાન સ્વર્ગસમાન થાય એ અસંભવિત છે."

"વૈરાગ્ય અને જ્ઞાન એ બન્ને શબ્દ વાસ્તવિક પર્યાય શબ્દ છે. કોઈ પણ પરિસ્થિતિમાં, સર્વત્ર અને સર્વદા વૈરાગ્ય આચરણમાં મૂકી શકાય છે. વિવાહિત સ્ત્રી-પુરૂષો પણ વૈરાગ્ય સંપાદન કરી શકે એમ છે."

"વિવાહિત સ્થિતિ એ આત્મસંયમની શાળા છે. "કૌટુંબિક સંબંધ"નો યોગ્ય ઉપયોગ કર્યાથી ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ નિષ્કંટક, નિર્વિઘ્ન, અને સુખકર થશે."

"ભૂત માત્રના અંતર્માં ભગવદ્ભાવ જોવો અર્થાત્ તેમની સાથેનો કૌટુંબિક સંબંધ તોડવો. સ્ત્રીપુત્રાદિકને સ્ત્રી-પુરૂષ નહિં માનતાં તેમને ઈશ્વર રૂપ માનવાં, બંધન માત્ર એક તે ઇશ્વરનુંજ રાખવું, એનુંજ નામ સર્વ સંસર્ગ પરિત્યાગ કિંવા વૈરાગ્ય."

"સ્ત્રીને તમારા પ્રેમનો પરિધિ બનાવશો નહિં. પ્રેમની ક્ષુદ્ર અને સંકુચિત કલ્પનાથી તમે સ્વતઃનો અને તમારી પત્નીનો અધઃપાત કરશો.

પ્રેમ-વિકાસનો પ્રથમ પાઠ પુરૂષને પત્નીદ્વારા પ્રાપ્ત થાય છે, પરંતુ એ વિકાસ તેમાંજ સમાપ્ત નહિં કરતાં વિશ્વ વ્યાપી બનાવો."

"શીલતાના સંવર્ધન સિવાય ઉન્નતિ નથી. શીલતાનો ખરો અર્થ અંતઃકરણનો શુદ્ધ પ્રેમ અને સ્વાર્થ ત્યાગ એજ થાય છે."

## ( ૨ ) સામાજિક સિદ્ધાંત.

"શ્રમ વિભાગનું તત્વ એ ન્યાય-સંમત આવશ્યકીય તત્વ છે. એજ તત્વ ઉપર હિંદુઓની વર્ણવ્યવસ્થા રચવામાં આવી છે. ખુલ્લી રીતે વ્યવહારના ધોરણ ઉપર હિંદુસ્થાનની જનતાની યોગ્યતાનુસાર ચાર વિભાગ પાડવામાં આવ્યા છે. એવા વર્ગ સમસ્ત જગત્માં જોવામાં આવે છે."

"વ્યવહારના વ્યવસાયની વ્હેંચણ થવા છતાં પરસ્પર અંતઃકરણમાં પ્રેમ અને ઐક્ય વિદ્યમાન હોય એજ તત્વ ઉપર હિંદુઓના જાતિ ભેદની રચના કરવામાં આવી છે."

"જગતમાં અસ્વાભાવિક જાતિભેદમાં ઓછાવત્તાપણું ઉત્પન્ન થાય છે. અસ્વાભાવિક જાતિ ભેદથી ઉત્પન્ન થનાર દ્વેષભાવનો વિનાશ થયા સિવાય બુદ્ધિની વૃદ્ધિને અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ શકશે નહિં."

"રંક મનુષ્યોજ સમાજના પગ કિંવા પાયો છે. જે અહંકારી સમાજ નિમ્ન જાતિની ઉન્નતિમાં અને શિક્ષણમાં વિઘ્ન નાંખે છે, તે પોતાને હાથે પોતાના ઘરનો પાયો ખોદી નાંખે છે."

"જન સંખ્યાની અતિશય વૃદ્ધિની સાથેજ વ્યવહારિક જ્ઞાનનો અભાવ હોવાનો મહાન્ વિકટ પ્રશ્ન, સામ્પ્રત ભારત વર્ષ સમક્ષ ઉપસ્થિત થયો છે. વ્યવહારિક જ્ઞાનના અભાવથી શારીરિક કષ્ટ સહન કરવામાં તિરસ્કાર, જાતિ અને સમ્પ્રદાય-પંથ-સંબંધી અસ્વાભાવિક બંધન, પરદેશ ગમન સંબંધી પરાઙ્મુખતા, બાલવિવાહ અને શારીરિક, ઐહિક, વગેરે વિષયોમાં સ્ત્રી-સમાજને અજ્ઞાન અંધકારમાં રહેવા દેવાના નિયમો, વગેરે અનેક વિષયોનો સમાવેશ થાય છે. આપણા પ્રાચીન પૂર્વજો દ્વારા વંશપરંપરાથી પ્રાપ્ત થયેલા જ્ઞાનનિધિ સિવાય આપણો વ્યવહાર સુરક્ષિત રહેશે નહિં કારણ કે જે સમાજ પોતાની પ્રાચીન વંશપરંપરા-પ્રાપ્ત સંપત્તિને લાત મારી દે છે, તેના ઉપર બહારની આપત્તિ ધસી પડી તેનો નાશ કરી દે છે-તે તેમાંથી બચતોજ નથી-તેજ પ્રમાણે જે સમાજમાં પ્રાચીન વૈભવનું નિરર્થક અભિમાન પ્રવેશ કરે છે તે સમાજ અંતર્ગત કલહનું બલિદાન જ થઈ પડે છે! કોઈપણ રાષ્ટ્ર વૈભવસંપન્ન થાય છે તે તેના સારા મનુષ્યોના ક્ષુદ્ર વિચારોને લીધે નહિં પણ ક્ષુદ્ર મનુષ્યોના મહાન્ ઉદાર-શ્રેષ્ઠ વિચારને લીધેજ થાય છે."

"સ્વસંપ્રદાયના અભિમાનને લીધેજ જનસમાજમાંથી મનુષ્યત્વ દૂર ન્હાસી ગયેલું હોવાથી રાષ્ટ્રીયત્વની ભાવનાને ખગ્રાસ ગ્રહણ થયું છે!"

"ઉચ્ચ વર્ણના મનુષ્યોની સાથેજ પછાત રહેલા નિમ્ન જાતિના મનુષ્યોને પણ સુસંસ્કૃત બનાવવા, સ્વતંત્રતાની તેજસ્વી વૃત્તિ તેમના અંતઃકરણમાં ઉત્પન્ન કરવી, તેમજ સત્ય—જ્ઞાનદ્વારા વિકાસ પામતું ઔદાર્યયુક્ત સામર્થ્ય વિકસિત કરવું; આજની પરિસ્થિતિનું અવલોકન કરતાં એ ઉભયની જ આજે વિશેષ આવશ્યકતા છે.

"હિંદુસ્તાનની સ્થિતિ સુધારવા માટે પરદેશથી આવતાં ધર્મપ્રસારક મંડળોથી આપણી સ્થિતિ સુધરતી નથી પણ ઉલટી બગડે છે."

"નીતિ પાઠ અને ધર્મ-વચનોના બળ ઉપર જગતની સુધારણા કરી લેવી એ શુદ્ધ ગાંડપણ છે."

"પ્રાચીન રીત રિવાજને ગ્રહણ કરી રાખવાથી ઉન્નતિ થશે નહિ. તેમાં તમારે પરિસ્થતિ અનુસાર યોગ્ય ફેરફાર કરવો જ જોઇએ. વંશ પરંપરાથી ચાલતા આવેલા નિયમોને વળગી રહેવાથી લાભ નથી. તેથી જ સંયોગ શક્તિનો યોગ્ય ઉપયોગ કરતાં શિખવું જોઇએ.

"બાલ વિવાહ અને બાલ વિધવા, એ બન્ને પ્રશ્નો સમસ્ત જગતમાં અશ્રુતપૂર્વ અને સ્વાભાવિક છે. સૌભાગ્યહીન બાલિકાના સુકુમાર હસ્તને તમે સહાય કરશો તેથી જ તે હસ્ત અજાણતાં તમારા સમક્ષ ધરવામાં આવે છે; જીવતી સતી તમારા નેત્રો સમક્ષ રૂઢીના પ્રચંડ અગ્નિમાં ભડભડાટ બળે છે. તેનાં નિષ્પાપી અશ્રુપૂર્ણ નેત્ર દ્વારા સાક્ષાત્ પરમેશ્વર તમારી સહાયતાની યાચના કરે છે. આક્રંદ કરનાર તે ભગવતી દેવીના વિલાપ તરફ તમે કેટલા દિવસ પર્યંત પીઠ ફેરવી શકશો? એ પ્રશ્નનો યોગ્ય વિચાર કરો અને યોગ્ય જણાય તે ફેરફાર કરો. નિરાધાર વિધવાને અન્ન વસ્ત્ર આપો."

"માનસિક વિકાસ વૃદ્ધિ થવા નહિં દેતાં પ્રજોત્પાદક શક્તિનેજ મહત્વ આપી આપણે આપણી બુદ્ધિની અવનતિ કરી દીધી છે. એ કેટલા દિવસ નિભશે? મલિન કામવાસનાનો ત્યાગ નહિં કરો તો ઉત્ક્રાંતિના નિષ્ઠુર ચક્રમાં તમે સપડાઇ જશો અને સંપૂર્ણરૂપે તમારા ચૂરેચૂરા થઇ જશે."

"થોડાં પણ કર્તવ્યનિષ્ઠ બાળકો ઉત્પન્ન થવાં જોઇએ એવી ત્યાંના (અમેરિકાના) ઉચ્ચ પ્રકારના મનુષ્યોની સમજણ છે. તમારે તેનું અનુકરણ કરવું જોઇએ."

## ( ૩ ) શિક્ષણ વિષયક સિદ્ધાંત.

**" સ્વાતંત્ર્ય એજ શિક્ષણનું ધ્યેય. જે શિક્ષણથી સ્વતંત્રતા પ્રાપ્ત ન થઈ શકે તે શિક્ષણને ધિક્કાર હજો. "**

" દેશની સાધન-સામગ્રીનો યોગ્ય ઉપયોગ કરવાનું સામર્થ્ય વિદ્યાર્થીને પ્રાપ્ત થાય એજ શિક્ષણનો ખરો હેતુ છે. "

" પરા અને અપરા, એ બન્ને વિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય ચાલશે નહિં. "

" ભિન્ન ભિન્ન દેશ નિહાળવા એ પણ સ્વતઃ એક પ્રકારનું શિક્ષણજ છે. ધોળા વાળ થાય ત્યાં સુધી શિક્ષણ પ્રાપ્ત કરો. "

" આપણને ઉદ્યોગ ધંધાનું શિક્ષણ આપનાર શાળાઓ નથી જોઈતી એમ નહિં, પરંતુ સત્ય જ્ઞાનનો પ્રસાર એજ આપણી તાત્કાળિક અને મહત્વની આવશ્યકતા છે. "

" જન સમાજની નીતિ સુધારવા માટે તેમને જ્વલંત જ્ઞાન-દાન દેવાની આવશ્યકતા છે. "

" અવિનાશી આત્મ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન અર્પનાર ઉપકારક વેદાન્તની હિંદુસ્તાનને સામ્પ્રત અત્યંત આવશ્યકતા છે. "

" ભૌતિક શાસ્ત્ર, કલા અને ઈતર સ્પષ્ટ રૂપે જણાતા હુન્નરનું, વેદાન્ત પ્રત્યે ઉપયોગ કરવાની દૃષ્ટિએજ શિક્ષણ અપાવું જોઈએ. "

" જન સમાજની આંદોલનાત્મક દૃષ્ટિ દુર કરી પોતાનું ઐશ્વર્ય તેમને સમજાવી દેવું, સ્વાભાવિક અને સાપેક્ષ વિશિષ્ટિકરણદ્વારા અત્યંત સ્વાભાવિક અને શાશ્વત ઐક્ય ઉત્પન્ન કરવું, એજ કાર્યક્ષમ વેદાન્તની સદ્યઃ આવશ્યકતા છે—એજ સત્ય જ્ઞાનની સદ્યઃ આવશ્યકતા છે. "

**" બદ્ધતામાં નાખી મુકનાર શિક્ષણની બિલકુલ આવશ્યકતા નથી. "**

" મૃતભાષા, ગણિત, ભૂતકાલીન ઇતિહાસ, ઔપપત્તિક રસાયન શાસ્ત્ર, સર્વ પ્રકારનાં અવ્યવહારિક શાસ્ત્ર, ઈત્યાદિ વિષય હિંદુસ્તાનનાં વિશ્વવિદ્યાલયો દ્વારા શિખવવામાં આવે છે. જેને કલા શિખવનાર વિદ્યાલયો કહેવામાં આવે છે, તેમાંથી તત્વજ્ઞાન જેવા ગહન-વિકટ રૂક્ષ શાસ્ત્રોનું શિક્ષણ આપવામાં આવે છે, પરંતુ વ્યવહારોપયોગી એક પણ શાસ્ત્ર કિંવા એક પણ ઉપયુક્ત કલાનું જ્ઞાન આપવામાં આવતું નથી. વ્યવહારોપયોગી રસાયન

શાસ્ત્ર વિશેષ પ્રમાણમાં શિખવવામાં આવતું નથી. સામાન્ય અને ઉપયુક્ત કલાનાં શિક્ષણની પણ સગવડ કરવામાં આવી નથી. શાસ્ત્રના શિક્ષણની તો વાતજ શી કહેવી ?"

"બાળકોના અંતઃકરણમાં જ્ઞાન પ્રાપ્તિ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન ન થાય તો તે શિક્ષણ શા કામનું ?

"**પુસ્તકી-જ્ઞાન મસ્તકમાં ભરવું એ જ્ઞાન ખરો માર્ગ નથી,** પણ ચિત્ત શુદ્ધ કરીને અંતરમાં ને **અંતરમાંજ** જ્ઞાન પ્રકટ કરવું એજ ખરો માર્ગ છે."

"ગુણગ્રાહકતા, ભ્રાતૃભાવ, સંયોગીકરણની સાહજિક પ્રવૃત્તિ, રાષ્ટ્રીય વ્યવસાયમાં પરસ્પર અનુકૂળ શ્રમવિભાગની પ્રવૃત્તિ, તેમજ શારીરિક કષ્ટ દ્વારા શ્રેષ્ઠ લેખન–કળાની પ્રવૃત્તિ; એ સર્વ સદ્‌ગુણ ઉત્પન્ન કરે એવા શિક્ષણની અત્યારે આવશ્યકતા છે."

"સત્યનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાનીજ હિંદુસ્તાનને અત્યંત આવશ્યકતા છે. પ્રેમ, ન્યાય, અને સ્વતંત્રતાની ભાવનાની પરિપુષ્ટિ એજ વ્યાવહારિક વેદાન્ત. વ્યાવહારિક વેદાન્ત એજ પ્રત્યેક રાષ્ટ્રનું જીવનતત્ત્વ છે."

"સત્યભાવનાં દિવ્ય ચક્ષુવડે સર્વ વસ્તુઓ પ્રત્યે અવલોકન કરવું એજ ખરા શિક્ષણનો અર્થ છે."

"તમારી નજીક રહેતી ભંગિયણને લખતાં–વાંચતાં શિખવવામાં તમને ભય કિંવા શરમ લાગે છે ? જો તેમ હોય તો તમારી વિદ્યાને, તમારા વિચારોને અને તમારી ઉચ્ચ–નીતિને ધિક્કાર હજો ! દેશની સ્ત્રીઓ અને પચ્છાત–વર્ગના પુરૂષોને વાંચતા–લખતા બનાવવા એજ તમારૂં અતિ પવિત્ર કર્તવ્ય છે. કન્યાઓ માટે સરકારી શાળાઓ ઉઘાડવાની વાટ જોશો નહિં· હિંદુસ્તાન જીવંત રહે એવી તમારી ઇચ્છા હોય તો સ્ત્રી શિક્ષણનો પ્રચાર સર્વત્ર ખુબ ઝપાટાબંધ થવો જોઇએ."

"બહુ જન–સમાજને સુશિક્ષિત બનાવવાનો ઘણો સહેલો અને સાદો ઉપાય એ છે કેઃ હિંદુસ્તાનનાં વર્તમાનપત્રોની સ્થિતિ સુધારવી. ઉપયુક્ત જ્ઞાનનો પ્રસાર કરે એવાં પત્રો પ્રકટ કરો, અને જૂનાં પત્રોમા યોગ્ય જણાય તે સુધારણા કરો, પરંતુ એ પત્રો દેશી ભાષામાં પ્રકટ કરો. તેમાં પદાર્થ વિજ્ઞાન, ઇન્દ્રિય વિજ્ઞાન શાસ્ત્ર, જ્યોતિર્ગણિત, ઇતિહાસ, અર્થ શાસ્ત્ર, મનોવિજ્ઞાન વગેરે વિદ્યાનાં મૂલતત્ત્વો શક્ય તેટલી સહેલી અને મનોરંજક ભાષામાં જ સમાજ સમક્ષ સાદર કરો."

"જે ભારત માતાએ પોતાના કાવ્યરૂપી અને તત્વજ્ઞાન રૂપી પૌષ્ટિક દુગ્ધદ્વારા સર્વ જગતનું પોષણ કર્યું છે, જે માતાએ પ્રેમળ અંતઃકરણદ્વારા ધર્મ વિષયક શ્રેષ્ઠ કલ્પનારૂપી પૌષ્ટિક અન્ન સમસ્ત જગતને વિતરણ કર્યું છે, તેજ જગત્ જનની ભારતમાતા આજે હાડપિંજર જેવી સ્થિતિમાં અવ્યવસ્થિત થઇ પડી છે, તેથી તેનાજ કેવળ હિતને માટે નહિં પણ સમસ્ત જગતના કલ્યાણની દૃષ્ટિએ સત્ય અને ન્યાયને ખાતર તેને સહાયતા કરવી, તેની વ્હારે ધાવું એજ ઇષ્ટ છે.

" डूबा तारा तुह्मारा पूरबकों ।
" ब्रह्मविद्या चली है यूरपको ॥

એ સ્થિતિ પૂર્ણરૂપે ધ્યાનમાં લઇ "બ્રાહ્મણો"! आप सिख लो विद्या।

અને —

टीका अद्वैतका लगा देना ॥
गर न माने तो पकडकर बाजू ।
टीका यह तीन जा लगा देना ॥
दर्दभी होगा, पीड भी होगी ।
डरका नोटस न तुम जरा लेना ॥

**ભાવાર્થઃ**—અદ્વૈત જ્ઞાનની શીતળા (Smalpox કાકાબળીયા) સર્વને કાઢો. જો કોઇ શીતળા કાઢવા ન દે તો તેનો હાથ પકડીને ત્રણ ઠેકાણે શીતળા ટાંકો. એ કામ કરતી વખત અને કર્યા પછી દુઃખ અને પીડા થશે, પરંતુ તેનો ભય રાખવાનું કાંઇ પણ કારણ નથી.

प्यारे हिंदुस्थान! फलो फूलो ।
पांदे पांदे ब्रह्मविद्या दो ॥

**ભાવાર્થઃ**—હે પ્યારા ભારતવાસીઓ! સ્થળે સ્થળે બ્રહ્મ વિદ્યા પ્રફુલ્લિત થવા દ્યો.

## (૪) રાજકીય સિદ્ધાંત.

**"જે મુદ્દા ઉપર આપણા સર્વનું ઐક્ય થઇ શકે તેજ મુદ્દો ગ્રહણ કરીને તેના ઉપરજ આપણા સામર્થ્યનો વ્યય કરવા તૈયાર થાઓ."**

"ઉદાસીનતાયુક્ત સહાનુભૂતિ અથવા નિરુત્સાહજનક પરમ-સહિષ્ણુતા દ્વારા આપણું મહદ્ કાર્ય સાધ્ય થઇ શકશે નહિં. રાષ્ટ્રીયત્વની જ્વલંત

ભાવના સર્વ જનસમાજના અંતઃકરણમાં ઉત્પન્ન કરવાના કાર્ય માટે હિંદુસ્તાનના પ્રત્યેક સત્પુત્રે પ્રત્યક્ષ સહાય કરવી જોઇએ."

"સર્વ રાષ્ટ્ર સાથે પોતાનું તાદાત્મ્ય અનુભવવાનો બોધ આપ્યા સિવાય, આપણી નસેનસમાંથી રાષ્ટ્રીયભાવનાનું સ્ફુરણ થયા સિવાય, પરમાત્મ તત્વ સાથે ઐક્ય થઇ શકશે નહિં. રાષ્ટ્રીય ભાવના એ સર્વવ્યાપક પરમાત્મા ભાવનાની પૂર્વ તૈયારી છે."

હિંદુસ્તાનના પ્રત્યેક સત્પુતરના અંતઃકરણમાં અખિલ ભારતવર્ષને નિહાળવવાની રાષ્ટ્રીય ભાવનાનો અભ્યાસ કરી હિંદ માતાના પ્રત્યેક સત્પુત્રને રાષ્ટ્ર સેવામાં સિદ્ધ થવા દો."

"રાષ્ટ્રીય ઐક્ય ભાવનાનો ઉત્કર્ષ થવા માટે કડક જાતિબંધન થોડુંક ઢીલું કરવા માને અતિ ભેદની તીવ્રતા થોડી ઓછી કરવા માટે તમારો **આપદ્ ધર્મ** તમ વારંવાર આગ્રહપૂર્વક વિનતિ કરે છે."

"કોલસો જેટલા પ્રમાણમાં ઓછો વત્તો હોય છે તેટલા પ્રમાણમાં અગ્નિ અને પ્રકાશ વત્તો ઓછો ઉત્પન્ન થાય છે. રાષ્ટ્રના કોઇ પણ આંદોલનની ઓજસ્વિતા અને તેજસ્વિતા, રાષ્ટ્રના તમોગુણનો યોગ્ય ઉપયોગ કરવા ઉપર આધાર રાખે છે. તમોગુણ સિવાય રજોગુણનું તેજ અને સત્વગુણનો પ્રકાશ પડતો નથી."

"તમારા ભાવનાત્મક અમૂર્ત રાષ્ટ્રીય ધર્મને મૂર્ત સ્વરૂપ આપવા માટે પૂર્ણ સન્યાસવૃત્તિ સ્વીકારવાની અતિ આવશ્યકતા છે."

"જે મનુષ્ય રાષ્ટ્રની ઉન્નતિના વિચાર કરવામાંજ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરે છે તેજ ખરો **બ્રાહ્મણ** છે."

"સ્વદેશને માટે આત્મયજ્ઞ કરવા પ્રત્યેક ક્ષણે તત્પર હોય તેજ ખરી **ક્ષત્રિય વૃત્તિ.**"

"દૈવની કૃપાથી જે સંપત્તિ પોતાને પ્રાપ્ત થઇ હોય, તે કેવળ સ્વતઃના મોજ શૉખને માટે પ્રાપ્ત થઇ નથી પણ રાષ્ટ્ર-કાર્ય માટે ખર્ચ કરવા માટેજ ( દૈવે ) આપણી પાસે અનામત રાખેલી છે-તે રાષ્ટ્રની **અનામત** રકમ છે, એવી અંતઃકરણમાં ભાવના કરવી એ જ ખરી **વૈશ્ય વૃત્તિ.**"

"બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ ત્રણે વૃત્તિનું તેજ પોતાના અંતઃકરણમાં પ્રવેશ કરાવી **પવિત્ર શૂદ્રની** પેઠે સ્વતઃ કષ્ટ સહન કરીને તે તેજને કૃતિમાં મૂકો,

"સર્વ રાષ્ટ્રનું કલ્યાણ થવામાં જ રાષ્ટ્રની પ્રત્યેક વ્યક્તિનું પણ કલ્યાણ જ થાય છે,

"હિંદુસ્થાનની ઉન્નતિને માટે કાર્ય કરનાર અનંત શક્તિમાં ઐકય ન હોવાથી તેનું ઇષ્ટ પરિણામ થતું નથી. એક પ્રેરણા બીજી પ્રેરણાને દબાવી દે છે, તેથી ફલિત પ્રેરણા લગભગ શૂન્યવતજ જોવામાં આવે છે."

"સંકેતસ્થાન નિશ્ચિત હોય, ઉદ્દેશ્ય સંબંધી એકવાકયતા હોય, તોજ પ્રગતિ-ઉન્નતિ-થઇ શકે."

"ફાટફુટને લીધેજ હિંદુસ્થાનનો વિનાશ થયો છે. વ્યાવહારિક જ્ઞાનનો અભાવ અને જન-સંખ્યાની અતિશય વૃદ્ધિ, એ બન્ને હિંદુસ્થાન-ની ફાટફુટનાં મુખ્ય કારણો છે. પ્રપંચી મનુષ્યો પ્રત્યે તિરસ્કાર, જાતિ અને પંથના નામથી થયેલા અનેક અસ્વાભાવિક ભેદ અને પેટાભેદ, પરદેશગમન સંબધી દ્વેષબુદ્ધિ બાલવિવાહ અને સ્ત્રી સમાજની શારીરિક, અને માનસિક અવનતિ વગેરે સર્વ સામાજિક દોષનો, "વ્યાવહારિક જ્ઞાનનો અભાવ" એ શબ્દોમાંજ રામે સમાવેશ કર્યો છે.

"શુદ્ધ અને તેજસ્વી આચરણ એજ ઇતિહાસનો ઉત્તોલન દંડ છે."

"ઉચ્ચ ધ્યેયને માટે મૃત્યુ મુખમાં પડવા જેવું બીજું સુખજ નથી. ક્ષુદ્ર વિચારનાં શ્રીમંત મનુષ્યોથી રાષ્ટ્રમાં સામર્થ્ય ઉત્પન્ન થતું નથી પરંતુ શ્રેષ્ઠ વિચારના ક્ષુદ્ર મનુષ્યોથીજ રાષ્ટ્રમાં ઓજસ્વિતા-તેજસ્વિતા ઉત્પન્ન થાય છે."

"જ્વલંત શ્રદ્ધા અને પ્રજ્વલિત જ્ઞાન, એ સર્વ પ્રકારનાં યશસ્વી આંદોલનોનું જીવન તત્ત્વ છે."

"એકલપેટાપણું એજ હિંદુસ્થાનની અધોગતિનું મુખ્ય પ્રબળ કારણ છે."

"પ્રથમ જનસમાજનાં અંતઃકરણ પોતાનાં કરી લ્યો, પછી તેને બુદ્ધિ-વાદ સમજાવો."

"તમે અને રાષ્ટ્રની જનતા, એ બન્નેની વચમાં અહંકાર-વૃત્તિની યત્કિંચિત્ પણ છાંયા પડવા દેશો નહિં. માતૃભૂમિના હિતને માટે પોતાનું જીવન અર્પણ કરનાર સાચા આધ્યાત્મિક સૈનિક બનો. મનમાંથી અહંકાર કાઢી નાંખો, અને સ્વતઃ રાષ્ટ્ર બનો તેમ થવાથી તમે જે ભાવના કરશો તે તમારા રાષ્ટ્રની ભાવના થઇ જશે. "હું ભરતખંડ છું. શંકર છું. શીવ છું." એજ સ્વદેશ ભક્તિનું અતિ ઉચ્ચ ધ્યેય છે."

"જન-સેવા એજ ઇશ્વર-સેવા છે, જનસેવા કરવી એ મ્હારૂં કર્ત્તવ્ય સમજાું છું. એ કર્તવ્ય કર્મ કરતાં હું નરકમાં જઇશ તોપણ મ્હને બિલ્કુલ પરવાહ નથી. મ્હારા કૃત્યથી મ્હારા દેશ બાંધવો સુખી થતા હોય, તો તે કૃત્યને માટે એક વખત નહિં પણ હજાર વખત નરક નિવાસ ભોગવવા હું તૈયારજ છું. મૃત્યુ પછી નરક નિવાસ પ્રાપ્ત થવાના ભયથી જનસેવા કરવાનો મ્હારો હક્ક જીવન પર્યંત હું છોડીશ નહિં."

## (૫) તાત્ત્વિક-સિદ્ધાંત.

અધ્યાત્મ જ્ઞાનનો અર્થ, જે શક્તિના-જ્ઞાનના યોગ દ્વારા મનુષ્યનું ચારિત્ર્ય અતિ ઉચ્ચ રચાય છે તે શક્તિ અને તે જ્ઞાન સંપાદન કરવું, એ થાય છે. વિષયવાસના સંપૂર્ણરૂપે નાશ પામે, ઐહિક ઇચ્છાઓ-કામનાઓ નિર્મૂળ થાય, એ વિષયોનો અંતર્ભાવ અધ્યાત્મજ્ઞાનમાં થાય છે

"સર્વ ચરાચરનો હુંજ સ્વામી છું, એ સત્ય જ્ઞાન વ્યક્તિ માત્રને થવું જોઇએ. એનેજ **રામ** વ્યક્તિ-સ્વાતંત્ર્યવાદ કહે છે."

"ધન સંગ્રહની બુદ્ધિ ત્યાગ કરી ચિત્ત નિરાસક્ત થાય એજ વેદાન્તનું અંતિમ ધ્યેય છે. વેદાન્ત સમત્વ પ્રતિપાદન કરે છે અને સાચા સમાજસત્તાવાદનું એજ પ્રાધાન્ય હોવું જોઇએ."

"જેને **સમાજ સત્તાવાદ**" કહે છે તે સમાજમાં વિષમતાનાં માત્ર ઉપલક જણાતાં કારણો પરત્વેજ વિચાર કરે છે તે અને ઉપરથીજ સર્વ મનુષ્યોએ સમતાથી, બંધુત્વથી, અને પ્રેમથી રહેવું એવો નિષ્કર્ષ દર્શાવે છે. પરંતુ **વેદાન્ત** મનુષ્યોમાં પરસ્પર વિષમતાનો, સંપત્તિના વિષયવિભાગનો તદ્દન સાંગોપાંગ અને સર્વ દૃષ્ટિએ વિચાર કરે છે."

"સંગ્રહની કલ્પના દૂર ફેંકી દેવાનું તત્વ જનસમાજના અંતઃકરણમાં પ્રવેશ કરે તો જોત જોતામાં સર્વ જગતમાં સમાજ-સત્તાવાદનો પ્રસાર થઇ જાય. સત્ય સ્વરૂપના **સમાજ-સત્તાવાદનો** કિંવા વેદાન્તનો જગતમાં પ્રસાર થશે તો સમાજમાંથી પુષ્કળ ઉચ્છૃંખળતા દૂર થશે."

"વેદાન્ત પ્રતિપાદિત સમાજ-સત્તાવાદના, વેદાન્ત સમતાવાદના યુગમાં રાજા, અધ્યક્ષ, ધર્મોપદેશક અને સૈન્યની આવસ્યકતા નથી. વિશ્વ વિદ્યાલયનું પણ પ્રયોજન નથી. કારણકે પ્રત્યેક મનુષ્ય પોતાના જેટલું એક વિશ્વ વિદ્યાલયજ થઇ રહેશે"

"જે સ્વતંત્ર હોય છે તેજ ખરો **કર્મયોગી.** વેદાન્તમાં કર્મનો અર્થ પરમાત્મ-સંવેદના થવી, ચરાચરના ચૈતન્યસાથે તદ્રૂપતા થવી એજ થાયછે."

"વેદાન્ત એ શાસ્ત્ર અને એજ ધર્મ છે. વેદાન્ત એ તત્વજ્ઞાન છે અને ભૌતિક શાસ્ત્રો અને ધર્મનો સંયોગ કરાવનાર શાસ્ત્ર છે."

"વેદાન્તનો અર્થ સ્વાતંત્ર્ય-જડની પેલે પાર જઈ પહોંચવું, એ થાય છે. તે અનુભવગમ્ય શાસ્ત્ર છે, તે આશાવાદની ઉચ્ચ ભૂમિકા છે, તે વિશ્વવ્યાપક ધર્મ છે."

"આજે આપણે કોણુ છીએ, આપણી કેવી સ્થિતિ છે, જગતની વાસ્તવિક સ્થિતિ કેવી છે? આપણા જીવન-ક્રમમાં જૂદાં જૂદાં દુઃખ, વિપત્તિ, અને ત્રિવિધતાપ કેવી રીતે ભોગવવા પડે છે, તેનું યથાર્થ વર્ણન-ચિત્ર તેજ માયા અને એનેજ માયાવાદ કહે છે."

"જ્ઞાનનો અર્થ વસ્તુ સ્થિતિ હોય તે જાણવી, વેદાન્ત એ સર્વ ધર્મને પૂર્ણતા અર્પે છે, સર્વ ધર્મની છેલ્લી ભૂમિકા તેજ વેદાન્ત છે."

"ઉત્ક્રાન્તિવાદ એ એક દષ્ટિયે જોતાં પુનર્જન્મવાદજ છે. પ્રગતિ એજ જીવોની વાસ્તવિક ગતિ છે."

"દૃશ્ય વસ્તુ સત્ય નથી, તે કેવળ આપણી કલ્પનાઓજ છે. મન કિંવા બુદ્ધિ એજ સત્યવસ્તુ છે; કારણ કેઃ મનોવ્યાપાર સિવાય આપણને તે વસ્તુનું જ્ઞાન થતું નથી, એમ કલ્પનાવાદ કહે છે.

"વસ્તુ સત્ય છે. કલ્પના કરતાં પણ તેનું અસ્તિત્વ સ્વતંત્ર છે. બુદ્ધિ ઉપર કિંવા મન ઉપર તેનું અસ્તિત્વ અવલંબન કરતું નથી. એમ પ્રત્યક્ષવાદ પ્રતિપાદન કરે છે.

"પરંતુ વેદાન્ત એ બન્ને વાદની ઐક્યતા કરે છે. વિષયજ્ઞાનને વસ્તુ અને મન અથવા વસ્તુ અને તેની કલ્પના, એ બન્નેની અતિ આવસ્યક્તા છે, પરંતુ મન કિંવા બુદ્ધિ એ વેદાન્ત દૃષ્ટ્યા બાહ્ય વસ્તુ પ્રમાણે મિથ્યાજ છે. સત્ય વસ્તુ એક પરમેશ્વરજ છે"

"મનોવિકાર એ સ્પર્શજન્ય વ્યાધિ છે. તે વ્યાધ સંસર્ગ દ્વારા ઇતર જનોમાં પ્રવેશ થયા સિવાય રહેતો નથી.

ઉપરોક્ત પ્રમાણે સ્વામી રામતીર્થજીના મુખ્ય મુખ્ય સિદ્ધાંતનું દિગ્દર્શન થયું છે. એ ઉપરાંત તેમણે અનેક ઉદગારો દર્શાવ્યા છે, પરંતુ તે સર્વને સિદ્ધાંત કહેવા કરતાં તેમના મુખમાંથી નિઃસરેલાં મુક્તાફળ કહેવાં યોગ્ય જણાય છે. સ્વામીજીનાં તે સર્વ મુક્તાફળ અત્રે એકત્ર કરવાં અશક્ય છે, અર્થાત્ સ્વામીજીનાં બોધવચનોનું એક સ્વતંત્ર પુસ્તક લખવાની ઇચ્છા છે. રામની ઇચ્છા હશે તો જ આ રામ તે કાર્ય કરી શકશે. હવે માત્ર રામ બાદશાહનો સંદેશો વાચકબંધુઓ સમક્ષ આદર કરાવામાં આવે છે.

## રામ બાદશાહનો સંદેશો.

" વિશમી સદીમાં–ઉદ્યોગ ધંધા અને કલા કૌશલ્યની અભિવૃદ્ધિના સમયમાં–સદ્યઃ ચાલુ રહેલા જીવન–કલહમાં જીવન ધારણ કરવું અને રાજકીય રાજ્યક્ષ્માદ્વારા ધીમે ધીમે પણ નિશ્ચયપૂર્વક મૃત્યુના પંથમાં પ્રયાણ ન કરવું, એવી જો તમને ઇચ્છા હોય તો, વિદ્યુચ્છક્તિરૂપી માતરિશ્વને કબ્જે કરો. બાષ્પરૂપી વરૂણને તમારો ગુલામ બનાવો, એ દેવતાઓની આરાધના શિખવનાર પુરોહિત કહીએ તો ભૌતિકશાસ્ત્રવેત્તાઓ કિંવા કલાભિજ્ઞ વિદ્વાનોજ છે. તેમની સહાયતા વડે ઉપરોક્ત વિદ્વાનોને સંતુષ્ટ કરો......ભારત વર્ષના પ્રિય અને ભાગ્યશાળી જનો! પ્રાચીન કાળના પૂજ્ય ઋષિઓની પેઠે આકાશની મેઘ ગર્જના, વિદ્યુત્પ્રકાશ, સૂર્ય, વાયુ, તેજ, આપ અને પૃથ્વીમાં एकं सत् " નિહાળતાં શિખો. નિસર્ગ એ ઇશ્વરનું કૌતુક છે. તેનો વિલાસ છે, એ દૃષ્ટિએ તેનું નિરીક્ષણ કરો. પરંતુ તે સાથેજ પ્રયોગશાળા અને શાસ્ત્રીય ઉપકરણોનું સંગ્રહસ્થાન એ બન્નેમાં પરમેશ્વરને ઓળખતાં શીખો અને રસાયન શાસ્ત્ર–વેત્તાઓની પ્રયોગશાળાને યજ્ઞ ભૂમિ પ્રમાણે પવિત્ર માનતાં શિખો."

ॐ राम ! ॐ राम ! ॐ राम !

॥ ॐ तत्सत् श्री रामतीर्थाय नमः ॥

